'જન્મભૂમિ'

# પારિભાષિક જ્ઞાનકોશ

[ અંગ્રેજી – ગુજરાતી ]

## પુસ્તક પહેલું • રાજકારણ


• સંપાદક •

શ્રી. સુખસંપત્તિરાય ભંડારી

એમ. આર. એ એસ.

• અનુવાદક •

શ્રી. કાન્તિલાલ મ. શાહ






૧૩૮, મેડોઝ સ્ટ્રીટ

કોટ, મુંબઈ

આવૃત્તિ પહેલી
ડિસેંબર · ૧૯૪૨





મૂલ્ય
ત્રણ રૂપિયા
[ટપાલખર્ચ]
૦–૬–૦

· પ્રકાશક ·
અમૃતલાલ દલપતભાઈ શેઠ
ધી સ્ટેટ્સ પીપલ લિમિટેડ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ

· મુદ્રક ·
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રસ્તો, અમદાવાદ

# ભૂમિકા

**આ** વીસમી સદીમાં જેટલી ઝડપથી માનવીના જ્ઞાનની વૃદ્ધિ થઈ રહી છે એટલી કોઈક અતીત યુગમાં ભાગ્યે જ થઈ હશે. એટલા માટે યુરોપના એક મહાન દાર્શનિકે એને 'જ્ઞાનની શતાબ્દિ' કહી છે. અત્યારે જ્ઞાનની વિવિધ શાખાઓમાં નવો પ્રકાશ ચમકી રહ્યો છે. માનવજાતિના વિચારજગતમાં અદ્‌ભુત ક્રાન્તિ થઈ રહી છે. બાહ્ય અને આંતરિક સંસારમાં એક નવા યુગની સૃષ્ટિનું નિર્માણ થઈ રહ્યું છે. આવા પ્રગતિશીલ સમયમાં એ જ રાષ્ટ્રો – એ જ જાતિઓ પોતાના અસ્તિત્વનું સન્માનપૂર્વક રક્ષણ કરી શકશે કે જે સમયના વહેણ સાથે અનુકૂળ થવાની ક્ષમતા પ્રાપ્ત કરશે. જે રાષ્ટ્ર–જે જાતિઓ સંકુચિતતાના નાના કૂંડાળામાં બંધાઈ રહીને પોતે પોતાને ગતિહીન અને નિશ્ચેષ્ટ બનાવી રાખશે એમની હસ્તી દુનિયામાંથી નક્કી તરત જ મટી જવાની. એવી જાતિઓ અને એવાં રાષ્ટ્રો જીવનકલહના આ યુદ્ધમાં કોઈ પણ પ્રકારે પોતાના અસ્તિત્વનું રક્ષણ નહિ કરી શકે.

આજના વિજ્ઞાનયુગમાં માનવીના ભેજાએ જે મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે એ દુનિયાના ઇતિહાસનું એક અદ્‌ભુત ઉદાહરણ છે. સારી દુનિયાની ગતિવિધિનું સંચાલન આજ માનવીનું ભેજું કરી રહ્યું છે. એટલા માટે એમ કહેવામાં આવે છે કે જે રાષ્ટ્રનું ભેજું જ્ઞાન–વિજ્ઞાનથી પરિપૂર્ણ હશે, જે રાષ્ટ્ર દુનિયાનાં નવીન જ્ઞાન – વિજ્ઞાનમાં આગળપડતું હશે, એ જ ભવિષ્યમાં દુનિયાનું નેતૃત્વ ધારણ કરશે. આ જ વિચારધારાને નજર સમક્ષ રાખીને દુનિયાનાં તમામ પ્રગતિશીલ રાષ્ટ્ર વિવિધ પ્રકારનાં વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં નવો પ્રકાશ લાવવાની ચેષ્ટા કરી રહ્યાં છે. તેઓએ આ યુગમાં જે અદ્‌ભુત શોધખોળો કરી છે એ મનુષ્યોને તો શું, સ્વર્ગના દેવોને પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી છે. કહેવામાં આવે છે – અને એ બરોબર જ છે – કે

આગામી મહાયુદ્ધ એ વિજ્ઞાનોનું યુદ્ધ હશે. એ યુદ્ધમાં એ જ રાષ્ટ્ર સફળ થઈ શકશે, જેની પાસે વધારેમાં વધારે બુદ્ધિ અને પુષ્કળ વૈજ્ઞાનિક સામગ્રી હશે.

આજે દુનિયાનાં તમામ પ્રગતિશીલ રાષ્ટ્રો જીવનના મહાયુદ્ધમાં સફળતા મેળવવા માટે આગળ ધપી રહ્યાં છે. આપણો આ પ્રિય દેશ, ભારતવર્ષ, પણ નવીન યુગમાં પ્રવેશ કરી રહ્યો છે. બીજાં પ્રગતિશીલ રાષ્ટ્રોની માફક એ પણ દુનિયામાં સન્માનપૂર્વક જીવવા માગે છે. આને માટે એ જરૂરી છે કે એ પણ બીજાં પ્રગતિશીલ રાષ્ટ્રોની માફક જ્ઞાન અને વિજ્ઞાનની ઘોડદોડમાં આગળ રહેવાનો પ્રયત્ન કરે. એ માટે આ દેશમાં વિવિધ પ્રકારના વૈજ્ઞાનિક વિષયોમાં વિકાસ સાધવાની પરમ આવશ્યકતા છે. પાશ્ચાત્ય જગતે વિભિન્ન વૈજ્ઞાનિક વિષયોમાં જે પારદર્શિતા પ્રાપ્ત કરી છે એનો આપણે પૂરેપૂરો લાભ ઉઠાવવો જ જોશે. આ ઉપરાંત આપણે પણ આપણા તરફથી વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈ એવી કીમતી વસ્તુ આપવી પડશે, જેને લઈને આપણે પણ આપણું મસ્તક ઊંચે ઉઠાવી શકીએ.

એ કહેવાની જરૂર નથી કે સાહિત્ય એ માનવીના ભેજાના વિકાસમાં અને વિવિધ પ્રકારનાં જ્ઞાન–વિજ્ઞાનની ઉત્ક્રાન્તિમાં સૌથી મહત્ત્વનો ભાગ ભજવી રહ્યું છે. પશ્ચિમના વિજ્ઞાનના વિકાસમાં ત્યાંના સાહિત્યે કેટલું જબરજસ્ત કાર્ય કર્યું છે એ વિષે વધારે લખવાની જરૂર નથી. કોઈ પણ વિજ્ઞાનને લો, એના ઉપર અંગ્રેજી વગેરે પશ્ચિમની ભાષાઓમાં સેંકડો નહિ બલ્કે હજારો ગ્રંથો મળી આવશે. એટલું જ નહિ, ત્યાં દરેક વિષય ઉપર રાતદિવસ નવી નવી શોધખોળો થતી જ રહે છે. ત્યાંનાં મોટાં મોટાં ભેજાંઓ વિજ્ઞાનની શોધખોળ પાછળ મંડી પડયાં છે. આપણો દેશ, આપણે આગળ જોઈ ગયા છીએ કે, એક નવા યુગ તરફ પગલાં પાડી રહ્યો છે. એના હૃદયમાં નવી આકાંક્ષાઓનો ઉદય થઈ રહ્યો છે. એનો આત્મા જાગૃતિની નૂતન

જ્યોતનાં દર્શન કરી રહ્યો છે. રાજનૈતિક, સામાજિક, આર્થિક આદિ અનેક ક્ષેત્રોમાં નવપ્રકાશ ડોકિયાં કરી રહ્યો છે. આવે સમયે એ જરૂરી છે કે આપણે આપણા રાષ્ટ્રની ભાષામાં પ્રાશ્ચાત્ય જ્ઞાનવિજ્ઞાનની જ્યોત જલતી કરવાનો પ્રયત્ન કરીએ – વિજ્ઞાનના વિવિધ ગ્રંથોને દેશી ભાષામાં ઉતારવાનું મહાન આયોજન કરીએ.

આ કાર્યને સફળ બનાવવા માટે વૈજ્ઞાનિક શબ્દકોશની કેટલી બધી જરૂર છે એનો અનુભવ બધા વિચારવાન મહાનુભાવો કરી રહ્યા છે. હિંદી ભાષા તેમજ બીજી ભારતીય ભાષાઓમાં વૈજ્ઞાનિક શબ્દોનો અભાવ હોવાને કારણે આ રાષ્ટ્ર વિજ્ઞાનનું જ્ઞાન મેળવવામાં ઘણું જ પછાત રહ્યું છે. ઉપરોક્ત વૈજ્ઞાનિક શબ્દોના અભાવને કારણે દેશમાં વૈજ્ઞાનિક વિષયોની પ્રગતિ સંતોષજનક રીતે નથી થઈ શકી.

આ ઊણપનો અનુભવ અમે ઘણા વખતથી કરી રહ્યા હતા. ઈ. સ. ૧૯૧૪માં અમે એક બૃહદ અંગ્રેજી – હિંદી કોશ તૈયાર કરવાનું કાર્ય આરંભ્યું, પરંતુ તરત જ મહાયુદ્ધ ફાટી નીકળવાને કારણે અમારે એ પ્રયત્ન છોડી દેવો પડ્યો. એ પછી ઈ. સ. ૧૯૨૬માં અનુકૂળ સ્થિતિ ઊભી થવાથી અમે આ પ્રયત્ન ફરી શરૂ કર્યો, અને આટલાં વર્ષોના પરિશ્રમ પછી જે કંઈ કરી શક્યા તેનું આ ફળ જનતાને ચરણે અમે ધરીએ છીએ.

—સંપાદક

# અનુવાદક તરફથી

શ્રી. ભંડારીજીના જ્ઞાનકોશના રાજકારણ-વિભાગના અનુવાદનું કાર્ય જ્યારે હાથમાં લીધું ત્યારે એ કાર્યમાં રહેલી મુસીબતોનો ખ્યાલ મારા મનમાં હતો, પરંતુ જેમ જેમ હું આગળ વધતો ગયો તેમ તેમ મને એમાં રસ પડતો ગયો. આ વિભાગમાં કેટલેક સ્થળે નવા શબ્દો ઉમેર્યા છે અને ક્યાંક આપણે ત્યાંના પ્રચલિત શબ્દો જ રાખ્યા છે. પોતાની અન્ય પ્રવૃત્તિઓમાંથી સમય કાઢીને આ આખો વિભાગ જોઈ જવા માટે હું શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસનો અત્યંત આભારી છું. એમણે કરેલાં સૂચનો મને ઉપયોગી થઈ પડયાં છે.

રસજ્ઞો પાસે મારી એટલી આશા છે કે તેઓ મને આને અંગે નવા સુધારા-વધારા સૂચવે, જેથી નવી આવૃત્તિ વખતે એ ધ્યાનમાં લઈ શકાય.

—અનુવાદક

# પ્રકાશકનું નિવેદન

મૂળ હિંદીમાં પ્રકટ થયેલો આ કોશ અવલોકન માટે 'જન્મભૂમિ'ને આપવા માટે તેના વિદ્વાન સંપાદક શ્રી. સુખસંપત્તિરાય ભંડારીજી 'જન્મભૂમિ' કાર્યાલયમાં આવેલા. એ કોશ જ્યારે મેં જોયો ત્યારે મને થયું કે એને ગુજરાતીમાં પ્રકટ કરવો જ જોઈએ. 'ભારતી સાહિત્ય સંઘે' એ કાર્ય ઉપાડી લેવા પોતાની ઇંતેજારી બતાવી. શ્રી. ભંડારીજીએ અનુમતી આપી, અને એ કાર્ય શરૂ થયું.

હમણાં 'જન્મભૂમિ' કાર્યાલયે એવો નિર્ણય કર્યો છે કે આકરગ્રંથ (Reference Book) જેવા ઉપયોગના કેટલાક મહદ્ગ્રંથોનું પ્રકાશન કાર્યાલયે કરવું. એ યોજના માટે "જન્મભૂમિ ડીરેકટરી" અને "જન્મભૂમિ ઈયરબુક (વિશ્વદર્શન)" એ બે ગ્રંથો નક્કી કર્યા. આ કોશ પણ એ જ કક્ષાનું પ્રકાશન છે એમ સમજીને 'ભારતી સાહિત્ય સંઘ' પાસેથી એ કાર્ય લઈ લીધું. એટલે 'જન્મભૂમિ' કાર્યાલય તરફથી આ કોશ આજે પ્રકટ થાય છે. "જન્મભૂમિ ઈયરબુક (વિશ્વદર્શન)" પણ એ જ પ્રમાણે 'ભારતી સાહિત્ય સંઘ' પાસેથી લઈ લેવામાં આવ્યું છે, એટલે તેની સને ૧૯૪૩ની આવૃત્તિ પણ 'જન્મભૂમિ' કાર્યાલય તરફથી "જન્મભૂમિ ઈયરબુક (વિશ્વદર્શન)" એ નામે આવતા વર્ષે પ્રસિદ્ધ થશે. "જન્મભૂમિ ડીરેકટરી"નું કાર્ય ૧૯૪૩માં શરૂ થશે અને આવતી દિવાળીના અરસામાં એ ગ્રંથ પણ પ્રકટ થશે.

'જન્મભૂમિ' કાર્યાલયની આ પ્રકાશન-યોજનાને ગુજરાતી વાંચનારો વર્ગ સત્કારી લેશે એવી હું આશા રાખું છું.

'જન્મભૂમિ' કાર્યાલય
મુંબઈ, તા. ૪-૧૨-૪૨ } **અમૃતલાલ દલપતભાઈ શેઠ**

સેનેટ હાઉસ

અલ્લાહાબાદ, ડિસે. ૨૩, ૧૯૩૭

શ્રી. સુખસંપત્તિરાય ભંડારીએ 'અંગ્રેજી–હિંદી શબ્દકોશ' ને નામે પ્રગટ થનાર ગ્રંથની 'પ્રેસ–કોપી' મને બતાવી. એમાંનું જે કંઈ હું જોઈ શકયો એના ઉપરથી તો મને એ ગ્રંથ 'શબ્દકોશ' કરતાં 'વિશ્વજ્ઞાનકોશ' (Encyclopedia) જેવો વધારે લાગ્યો. ગ્રંથ ઘણો જ રસદાયી છે, અને હિંદીમાં ખાસ રસ ધરાવતા વિદ્યાર્થીઓને બધા વિષયોમાં એ નિઃશંક ઘણો જ ઉપયોગી થઈ પડશે. આ એક મહાભારત ગ્રંથ છે, અને આવા મહાભારત ગ્રંથની રચનાનો વિચાર આવવો એ શ્રી. ભંડારીજીની શક્તિનો મહાન ગુણ બતાવે છે. હું આશા રાખું છું કે વાચક–જનતા તેમના આ સાહસને વધાવી લેશે, અને જે ગ્રંથ હિંદી સાહિત્યના ઇતિહાસમાં નિઃશંક એક સીમાચિહ્ન બનવાનો છે એમ હું માનું છું એના પ્રકાશનકાર્યમાં એને મદદગાર બનશે. આ સાહસમાં લેખક સફળ થાય એવી મારી શુભેચ્છા છે.

ગંગાનાથ ઝા

વાઈસ-ચાન્સેલર

યુનિવર્સિટી ઓફ અલ્લાહાબાદ

●

ગવર્નમેંટ, યુનાઈટેડ પ્રોવિંસીઝ

લખનૌ, નવે. ૨૧, ૧૯૩૮

પ્રિય ભંડારીજી,

શાસ્ત્રીય અને પારિભાષિક પ્રયોગોના એક સંપૂર્ણ અને આધારભૂત 'અંગ્રેજી–હિંદી શબ્દકોશ'નું સંપાદન કરી, એને પ્રસિદ્ધિ આપીને હિંદી ભાષાની તમે એક મહાન સેવા કરી છે. આવા પ્રયોગો હિંદી ભાષામાં ઘણીજ અશાસ્ત્રીય રીતે થતા હોવાનો સંભવ છે. આ શબ્દકોશ મહદ્અંશે એને શાસ્ત્રીય સ્વરૂપ આપશે. ખરેખર, તમારી પ્રતિષ્ઠાની આ એક મહાન સિદ્ધિ બનશે.

તમારો વિશ્વાસુ,

ગોવિંદવલ્લભ પંત

# પારિભાષિક જ્ઞાનકોશ

## રાજકારણ

### A

**Abdication**—સ્વેચ્છાપૂર્વક ગાદીત્યાગ; ઐચ્છિક રાજસત્તાત્યાગ. જ્યારે કોઈ રાજા પોતાની ઇચ્છાથી (ઓછામાં ઓછું બાહ્યરૂપે) રાજસત્તાનો ત્યાગ કરે છે ત્યારે તેના એ ત્યાગકાર્યને માટે આ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. ભારતવર્ષમાં આ જાતના અનેક દાખલાઓ છે. યુરોપમાં પણ એ જાતનાં કેટલાંક દૃષ્ટાંતો મળે છે. ઈ. સ. ૧૬૮૮માં ઈંગ્લંડના સમ્રાટ જેમ્સ બીજાએ રાજસિંહાસનનો ત્યાગ કર્યો હતો. ફ્રાન્સમાં પહેલા નેપોલિયને, ચાર્લ્સ દસમાએ તથા લૂઈ ફિલિપે રાજગાદી છોડી હતી. મહાયુદ્ધમાં પરાજિત થવાથી ૧૯૧૮માં જર્મનીના કૈઝર વિલિયમ ત્રીજાએ તથા ઑસ્ટ્રિયાના સમ્રાટ કાર્લે પોતાનાં સિંહાસનો તજી દીધાં હતાં. છેલ્લે છેલ્લે ઈંગ્લંડના ભૂતપૂર્વ સમ્રાટ આઠમા ઍડવર્ડે ૧૯૩૭માં પ્રેમને ખાતર ગાદી છોડી હતી. આવાં બીજાં અનેક નાનાં-મોટાં ઉદાહરણ આપી શકાય.

**Absentee**—ગેરહાજર જમીનદાર; અનુપસ્થિત જમીનદાર; અન્યત્ર-વાસી જમીનદાર. આ શબ્દ એવા જમીનદારને માટે યોજવામાં આવ્યો છે, જે પોતાની જમીનદારીના ગામમાં ન રહેતાં કોઈ બીજે સ્થળે રહીને જમીનની આવક ભોગવતો હોય. આયરિશ અને અમેરિકન જમીનદારો માટે આ શબ્દનો ઉપયોગ ઘણી વાર કરવામાં આવે છે. આયર્લૅન્ડ અને અમેરિકાના કેટલાયે જમીનદારો ઇંગ્લંડ વગેરે દેશોમાં રહેતા હતા અને ત્યાં જ બેઠાં બેઠાં તેમને પોતાની જાગીરોની આવક મળ્યે જતી હતી.

Absenteeism—જમીનદારોની વિદેશ-નિવાસ-પદ્ધતિ; જમીનદાર અને કારખાનદારોની અન્યત્ર-નિવાસ-પદ્ધતિ; એક ખાસ પદ્ધતિ જેમાં જમીનદાર પોતાની જમીન-જાગીરમાં ન રહેતાં બીજાં શહેરોમાં કે બીજા દેશોમાં રહેતો હોય અને ત્યાં રહ્યાં રહ્યાં પોતાની જાગીરની આવક મેળવતો હોય. આ શબ્દ એ પ્રણાલી અથવા પદ્ધતિને માટે પણ વપરાય છે જેમાં મૂડીદાર પોતાના ઉદ્યોગકેન્દ્ર અથવા કારખાનાની જગાએથી દૂર રહેતો હોય છતાં ત્યાં બેઠાં બેઠાં આવક મેળવતો હોય. જમીન અથવા કારખાનાનો બધો જ વહીવટ બીજા નોકરો અને મજૂરો દ્વારા થતો હોય. મોટા ભાગના જમીનદારો અને મૂડીદારો આ રીતે જ જીવે છે. સમાજવાદી લેખકોએ આ જાતની પદ્ધતિની કડક સમીક્ષા કરી છે.

Absolute—સ્વેચ્છાચારી; આપખુદ; પૂર્ણ.

Absolute Government—આપખુદ રાજ્યતંત્ર; સર્વસત્તાધીશ રાજ્યશાસન; પૂર્ણસત્તાધારી સરકાર; સ્વેચ્છાચારી રાજ્યશાસન; અનિયંત્રિત રાજ્યશાસન. એવી જાતનું રાજ્યતંત્ર જે સંપૂર્ણ રીતે સ્વાધીન હોય અને જેની ઉપર બીજી કોઈ ઉચ્ચ સત્તા ન હોય.

Absolute Monarchy—આપખુદ રાજ્યતંત્ર; સ્વેચ્છાચારી રાજ્યતંત્ર; સર્વસત્તાધારી એકતંત્ર રાજ્યપ્રણાલી. એવી જાતનું રાજ્યતંત્ર જેનું સંચાલન કોઈ સર્વસત્તાધારી અને આપખુદ રાજા કરતો હોય. (આનું વિસ્તૃત વર્ણન Monarchy શબ્દમાં જુઓ.)

Absolutism—સ્વેચ્છાચારી રાજ્યપ્રણાલી; આપખુદ રાજ્યપદ્ધતિ; સર્વસત્તાધીશ રાજ્ય; અપ્રતિહત રાજ્યસત્તા; અનિયંત્રિત રાજ્યપ્રણાલી; જેમાં લોકોનો અવાજ ન હોય એવી શાસનપદ્ધતિ. એવી જાતની રાજ્યસત્તા જેનો અધિકાર કાનૂન તેમ જ રાજકીય દષ્ટિએ અનિયંત્રિત અને અબાધિત હોય. બધી જ બાબતોમાં એ જ સર્વોપરી

હોય અને જેની ઉપર બીજી કોઈ સર્વોપરી સત્તા ન હોય. એટલું ખરું કે આ સત્તા પોતાની રાજીખુશીથી-પોતાની મેળે જ-કંઈક નૈતિક નિયમ અથવા લોકમત દ્વારા પોતાના અધિકારોને નિયમિત કરી શકે છે, પણ કોઈ કાયદો કે કોઈ બંધારણ તેના અધિકારમાં જરાયે દખલ કરી શકે નહિ.

Absolutist—આપખુદ રાજ્યતંત્રની પદ્ધતિનો સમર્થક; સર્વસત્તાત્મક રાજ્યપદ્ધતિનો સમર્થક. એવો માણસ જે એકાત્મક રાજ્યતંત્રની પ્રણાલીનું સમર્થન કરતો હોય અને જે એ પદ્ધતિને સર્વશ્રેષ્ઠ માનતો હોય.

Action Francaise—રાજાતંત્રવાદી. ફ્રાન્સ દેશનો એક ખાસ રાજકીય પક્ષ જે ફ્રાન્સમાં ફરીને રાજાઓના શાસનની સ્થાપના કરવા માગે છે. એ પક્ષના સભ્યોની સંખ્યા લગભગ ૫૦૦૦ છે અને એ દળનો મુખ્ય નેતા ફ્રેંચ સાહિત્યનો સુપ્રસિદ્ધ ગ્રંથકાર મોરસ ( Maurras ) છે. ફ્રાન્સમાં ફરીને જૂના રાજવંશીઓના નબીરાઓનું શાસન હોવું જોઈએ અને દેશના રાજ્યતંત્રની રચના રાજાતંત્રના પાયા ઉપર થવી જોઈએ-આ સિદ્ધાંતનું પ્રતિપાદન મુખ્યત્વે મોરસે જ કરેલું છે.

Activism—ક્રિયાવાદ; સક્રિયતાવાદ. પોતાના નિર્દિષ્ટ ઉદ્દેશ સુધી પહોંચવા માટે, માત્ર ખાલી કાર્યક્રમ બનાવી ત્યાં જ નહિ અટકી જતાં, એ કાર્યક્રમને અમલમાં લાવવા માટે ઝડપથી આગેકૂચ કરવી જોઈએ એ માન્યતાનું પ્રતિપાદન કરતો સિદ્ધાંત.

Actor Knights—અભિનેતા સરદાર. મધ્યયુગમાં યુરોપમાં અભિનય કરનારા નટોને કંઈક અંશે હલકા અને તુચ્છ માનવામાં આવતા હતા, પણ આધુનિક યુગમાં ત્યાંના લોકોની આ સંબંધમાં દૃષ્ટિ બદલી ગઈ છે. અત્યારે કેટલાયે પ્રખ્યાત અભિનેતાઓને ત્યાં 'નાઈટહૂડ' સુધીની સન્માનસૂચક ઉપાધિઓ આપવામાં આવી છે,

તેમાં સર હેનરી ઇર્વિન, સર ચાર્લ્સ વિન્ડહેમ, સર જોન હેઅર વગેરેનાં નામ ઉલ્લેખનીય છે.

**Acts of Parliament**—પાર્લમેંટના કાનૂન. એ કાયદાઓ, જે જનતાના હિતને માટે પાર્લમેંટે અવારનવાર પસાર કર્યા હોય. ઇંગ્લંડ-નિવાસી પ્રત્યેક પ્રજાજન એનું પાલન કરવા બંધાયેલો છે. જો કે આ કાયદા ઇંગ્લંડના સમ્રાટ પહેલા એડવર્ડના વખતમાં ઘડવામાં આવ્યા હતા તોપણ એ વખતે તેનો ઠીક ઠીક પ્રચાર કે અમલ થયો નહોતો. સમ્રાટ હેનરી સાતમાના સમયમાં તે અંગ્રેજી ભાષામાં બહાર પાડવામાં આવ્યા. ઈ. સ. ૧૮૧૦માં તેની પ્રમાણિત આવૃત્તિ બહાર પડી. વખતોવખત તેમાં થોડાઘણા ફેરફારો કરવામાં આવ્યા છે.

**Acts of Union**--રાષ્ટ્રોના જોડાણ સંબંધી કાનૂન; પાર્લમેંટના કાનૂન અથવા વિધિ, જે અનુસાર ઈ. સ. ૧૭૦૭માં ઇંગ્લંડ અને સ્કૉટલૅન્ડની પાર્લમેંટોનું તથા ઈ. સ. ૧૮૦૦માં ગ્રેટ બ્રિટન અને આયર્લૅંડની પાર્લમેંટોનું જોડાણ થયું.

**Adat or Hadat**--જાવા(યવદ્વીપ)ની એક પ્રકારની સામ્યવાદી પ્રથા, જે ત્યાંના શાસનને નિયંત્રિત કરે છે. કેટલાયે સમાજવાદી લેખકોએ આ પ્રથાને આદર્શ અને અનુકરણીય પ્રથા ગણી છે.

**Adjournment**—તહકુબી; મોકૂફી. સ્થગિતકરણ; બીજા વખત સુધી મોકૂફ રાખવું-સ્થગિત કરવું. જ્યારે કોઈ સભા, કાઉન્સિલ અથવા ધારાસભા કોઈ બીજા દિવસ સુધી સ્થગિત કરવામાં આવે છે ત્યારે તે સ્થગિતકરણને માટે આ શબ્દ વપરાય છે. લંડનની આમસભામાં તેનો કોઈ સભ્ય પોતાના ચાલીસ જેટલા સહયોગીઓના ટેકાથી કોઈ ઠરાવને કોઈ આગળની તારીખ સુધી મોકૂફ રખાવી શકે છે.

**Administer**--શાસન કરવું; કારભાર કરવો; રાજ્યશાસનનું સંચાલન કરવું; રાજ્યપ્રબંધ કરવો; વ્યવસ્થા કરવી.

Administered--શાસિત; જેના ઉપર શાસન કરવામાં આવે તે.

Administerial--વહીવટી શાસન સંબંધી; રાજ્યપ્રબંધ સંબંધી.

Administrable—શાસનયોગ્ય.

Administration—શાસન; રાજ્યપ્રબંધ; સાર્વજનિક શાસન; રાજ્યવહીવટ; કાર્યકારી સમિતિ; કાર્યવાહી સભા-મંડળ.

Administrational--શાસન સંબંધી; રાજ્યવહીવટ સંબંધી; રાજ્યશાસન સંબંધી.

Administrative—શાસન સંબંધી; રાજ્યપ્રબંધ સંબંધી.

Administrator—શાસક; રાજ્યતંત્રસંચાલક; રાજ્યકર્તા; કોઈ રાજ્યના શાસનનું સંચાલન કરનાર.

Administratorship—શાસકની પદવી કે હોદ્દો; રાજ્યકર્તાની પદવી.

Administratress—શાસિકા; સ્ત્રી-શાસક.

Administra-trice—શાસિકા.

Administrer—શાસક; હાકેમ; બીજા ઉપર રાજ્ય કરનાર.

Administress—શાસિકા; સ્ત્રી-શાસક.

Administry—શાસન; હકૂમત; રાજ્યતંત્રનો અમલ.

Aerodrome—વિમાન-મથક; વિમાન-સ્ટેશન; વિમાનઘર જ્યાં વિમાનો ઊતરે છે, થોભે છે અને રવાના થાય છે.

Aeroplane—વિમાન; હવાઈ જહાજ; એરોપ્લેન; વાયુયાન.

Agenda--વિચારણીય વિષય; કાર્યાવલિ.

Agents-General—બ્રિટિશ સંસ્થાનોના પ્રતિનિધિ-તેઓને પોતપોતાના દેશોનાં હિતના રક્ષણ માટે ઇંગ્લંડમાં રાખવામાં આવે છે.

Aggression--આક્રમણ; હુમલો. આ શબ્દનો પહેલવહેલો ઉપયોગ વર્સેલ્સની સંધિ વખતે કરવામાં આવ્યો હતો. તેમાં જર્મનીના-aggression-આક્રમણને વખોડી કાઢવામાં આવ્યું હતું.

Aggressive—આક્રમણકારી.

Aggressor Nation--આક્રમણકારી રાષ્ટ્ર; હુમલો કરનાર દેશ.

Agitation--આંદોલન; હલચલ; વિક્ષોભ; ઉત્તેજના; ખળભળાટ; હિલચાલ.

Agora--પ્રાચીન ગ્રીસની પ્રજાપ્રતિનિધિસભા. અત્યારે આ શબ્દ [ખુલ્લી જગા કે બજારને માટે પણ વપરાય છે.

Agrarianism--સમ-ભૂમિ-વિભાજન; સમાન-ભૂમિ-વિતરણ; ખેડુતોમાં જમીનની વહેંચણી સમાન ભાગે થવી જોઈએ એવો મત, અથવા જમીન ઉપર કોઈનો વૈયક્તિક અધિકારનો સ્વીકાર ન કરતાં તેની ઉપર કામ કરતા કિસાનો વચ્ચે જમીનની સમાન ભાગે વહેંચણી થવી જોઈએ એવું પ્રતિપાદન કરનાર મત; ખેડે તેની જમીન.

Agrarian Laws—પ્રાચીન રોમના કૃષક-અધિકાર-કાનૂન; કૃષક-સ્વત્વ-નિયમ. પ્રાચીન રોમમાં આ નિયમ અથવા કાનૂન પ્રચલિત થયા હતા. આ નિયમ અનુસાર સાર્વજનિક ભૂમિ, રાજ્યભૂમિ અથવા જિત-પ્રદેશોની ભૂમિ ગરીબ માણસોમાં વહેંચવામાં આવતી હતી. ઈ. સ. પૂ. ૩૬૭માં લિસિનિયસ સ્ટોલો નામના પ્રસિદ્ધ નેતાએ એક કાનૂન પ્રચલિત કર્યો હતો, જે લિસિનિયન કાનૂન (Licinian Law)ના નામથી મશહૂર છે. એ કાનૂન અનુસાર દરેક કુટુંબના પિતાને એવો અધિકાર આપવામાં આવ્યો હતો કે તે પોતાના દરેક પુત્ર દીઠ ૨૫૦ એકર જમીન પર અધિકાર મેળવી લે. એથી રોમના સરદારોએ બળવો કર્યો અને એ મહાપુરૂષને મારી નાખ્યો.

Agrarian Party—કૃષકદળ; કિસાનપક્ષ. ઈ. સ. ૧૮૬૯માં જર્મનીમાં જમીનદારોના હિતરક્ષણ માટે રચવામાં આવેલો એક રાજકીય પક્ષ.

Agrarians—કૃષક-પ્રતિનિધિ; કિસાનોના સેવક. આ શબ્દ કિસાનોનાં હિતોનું રક્ષણ કરનાર રાજકીય પક્ષના સભ્યો માટે વપરાય છે.

**Agrarian Socialism**—કૃષક-સમાજવાદ; કિસાન-સમાજવાદ. સમાજવાદનો આ એક સિદ્ધાંત છે, જેનો આશય એ છે કે જમીન ઉપર કોઈ ખાસ વ્યક્તિનો અધિકાર ન રહેતાં સારીયે જમીન રાષ્ટ્રની માલિકીની બને. આ સિદ્ધાંત જમીનનું રાષ્ટ્રીયકરણ કરવા ઉપર ખૂબ ભાર મૂકે છે. એમાં બે મત છે: એક મત માત્ર જમીનના રાષ્ટ્રીયકરણ સુધી જ પોતાની માગણીને મર્યાદિત કરે છે અને બીજો મત તો એથીયે આગળ વધીને ઉત્પત્તિનાં તમામ સાધનો ઉપર રાષ્ટ્રીય અધિકાર સ્થાપવાનો દાવો રજૂ કરે છે. પહેલા મતના સમર્થકો જૉન સ્ટુઅર્ટ મીલ, હેનરી જ્યૉર્જ, રસેલ વોલેસ ઇત્યાદિ છે, બીજા મતમાં મુખ્યત્વે થૉમસ સ્પેન્સની ગણના થાય છે.

**Agricultural Credit**—કૃષિ-શાખ; ખેતી સંબંધી શાખ. કિસાનોને યોગ્ય શાખ પર ખેતીના કામમાં મૂડી વગેરેની યોગ્ય સગવડ આપવાના અર્થમાં આ શબ્દ વપરાય છે. આ કરજ બે રીતે આપવામાં આવે છે—એક લાંબી મુદતનું કરજ અને બીજું ટૂંકી મુદતનું. જમીન વગેરે ખરીદવા માટે અથવા જમીન સુધારવા માટે લાંબી મુદતના કરજની જરૂર પડે છે, એથી ઊલટું કોઈ ખાસ ફસલ ( પાકની મોસમ ) માટે જે કરજ લેવામાં આવે છે તે ઘણું કરીને ટૂંકી મુદતનું હોય છે. જર્મની, રશિયા, સ્વિટ્ઝર્લૅંડ, ફ્રાન્સ, ઇંગ્લંડ, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં આ પ્રકારની સરકારી અને બિન-સરકારી એવી કેટલીયે સંસ્થાઓ છે જે કિસાનોને ઓછામાં ઓછા વ્યાજે નાણાં ધીરે છે. આ સંસ્થા અથવા બૅંક સહકારના ધોરણ ઉપર ચલાવવામાં આવે છે. આ સહકારી સમિતિઓ કિસાનોને નાણાં ધીરવા ઉપરાંત તેની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવા પણ પ્રયત્ન કરે છે. સભ્ય દેશોની સરકારો આ કાર્યમાં ખૂબ રસ લે છે.

**Agricultural Department**—કૃષિ-વિભાગ; ખેતીવાડીખાતું.

રાજ્યની ખેતીવાડીનો વિકાસ અને ઉન્નતિ કેમ થાય એ વિષે વિચારો કરનાર તથા ખેતીમાં સુધારાવધારા કરવા માટેની યોજનાઓ ઘડી તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરનાર ખાતું. આ કામ માટે તેમને સરકાર તરફથી સત્તા મળે છે.

Agriculture, Board of—કૃષિમંડળ; કૃષિ–સમિતિ. ઇંગ્લંડમાં તેની સ્થાપના ઈ. સ. ૧૮૮૯માં થઈ હતી. આ મંડળમાં લૉર્ડ પ્રેસિડન્ટ ઑફ કાઉન્સિલ, સ્ટેટના મુખ્ય મુખ્ય મંત્રીઓ, ખજાનાના મુખ્ય કમિશ્નર ચાન્સેલર ઑફ ઍક્સ્ચેકર વગેરે અધિકારીઓ હોય છે. ઢોરની ઓલાદ સુધારવી, ખેતીનો વિકાસ કરવો, માછલાંના ઉદ્યોગ અને વેપારને વિકસાવવો વગેરે કામોનો સમાવેશ આ વિભાગમાં જ થઈ જાય છે. [ ઈ. સ. ૧૮૮૯માં તેની સ્થાપના થઈ હતી.

Agriculture, Ministry of—કૃષિવિષયક મંત્રીમંડળ. ઇંગ્લંડમાં

Air Arm—હવાઈ દળ.

Air-Council—વાયુયાનદળ સમિતિ; હવાઈ શક્તિ સંચાલક પરિષદ; સામ્રાજ્યના હવાઈ બળનું શાસન કરનાર સમિતિ. બ્રિટિશ સરકારના હવાઈ બળનું સંગઠન અને નિયમન કરવાની સત્તા આ સમિતિના હાથમાં છે. તેનો પ્રમુખ સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઍર (Secretary of State for Air) છે.

Air Defences—વિમાની હુમલાથી રક્ષણ કરનારાં સાધન. યુદ્ધ વખતે વિમાની હુમલાથી બચવા માટે જે રક્ષણકારી તૈયારીઓ કરવામાં આવે છે તે.

Air-Raids—વિમાની હુમલા; હવાઈ હુમલા; લશ્કરી વિમાન દ્વારા થનારું આક્રમણ. ગયા મહાયુદ્ધમાં સૌથી પહેલાં જર્મન વિમાનોએ ૧૯૧૪ ના ડિસેંબરની ૨૪મી તારીખે બ્રિટિશ પ્રદેશમાં વિમાન

દ્વારા આક્રમણ કર્યું હતું અને બૉંબગોળા વરસાવ્યા હતા. એ પછી ૧૯૧૫માં લંડનમાં પહેલા હુમલાની સરખામણીમાં કંઈક વધારે જોસથી હુમલો થયો જેમાં ૫ માણસ મરી ગયા અને ૧૪ ઘાયલ થયા. ઈ. સ. ૧૯૧૬ના સપ્ટેંબરની ૨૩મીએ જર્મનીનાં ૧૧ વિમાનોએ લંડનના જમણા ભાગ ઉપર આક્રમણ કર્યું હતું, એમાં ૪૦ માણસો મરી ગયા. ઈ. સ. ૧૯૧૭માં આ આક્રમણોનું જોર વધતું ગયું અને હવે તે વધારે વ્યવસ્થિત રીતે થવા લાગ્યાં. એ જ સાલમાં જૂનની ૧૩મી તેમ જ જુલાઈની ૭મી તારીખે લંડન પર હવાઈ હુમલા થયા, તેમાં ૧૫૦ માણસો માર્યા ગયા તથા ૫૦૦ જખમી થયા અને કરોડો રૂપિયાનું નુકસાન થયું. ૧૯૧૮માં મોટાં મોટાં વિશાળકાય ઝેપલીન નામનાં વિમાનોનો આ હુમલાઓમાં ઉપયોગ કરવામાં આવ્યો. બધા મળીને ૯૦૦ બૉંબગોળા બ્રિટનનાં નગરો ઉપર વરસાવવામાં આવ્યા. એમાં ૧૩૧૬ માણસો મરી ગયા અને ૩૦૦૦ માણસો જખમી થયા.

ઈ. સ. ૧૯૧૪ અને ૧૯૧૬માં પારિસ ઉપર પણ જર્મન વિમાનોએ બૉંબ ફેંક્યા હતા.

આજે જે આ મહાયુદ્ધ શરૂ થઈ ગયું છે તેમાં જે જંગી પાયા ઉપર હવાઈ હુમલા કરવામાં આવે છે તેની પાસે ઉપરનાં બધાં દૃષ્ટાંતો વામન જ લાગે.

આજે આવા હુમલાના વિવિધ પ્રકારો છે. બૉંબરો મારફતે થતા હુમલા મોટો વિનાશ કરે છે. વિમાનોને નસાડવા માટે થતા હુમલા બીજા પ્રકારના છે અને જહાજોને ડુબાડવા માટે પણ હવે તો વિમાનોનો ઉપયોગ થવા લાગ્યો છે.

Air Raid Precautions (A. R. P.)—વિમાની હુમલાથી બચવા માટે અગાઉથી લેવામાં આવતાં સાવચેતીનાં પગલાં. વિમાની હુમલાથી બચવા માટે રાખેલી પૂર્વતૈયારી.

Air-Ships—હવાઈ નૌકા; હવાઈ જહાજ; હવાઈ વહાણુ.

Air-Transport—વિમાની વ્યવહાર; વાયુમાર્ગે થતો વ્યવહાર.

Alderman—નગર-ઉપશાસક; નગર-ઉપપતિ. નગર-ઉપાધ્યક્ષ. તેનો દરજ્જો મેયર પછી આવે છે. લંડન અને આયર્લૅન્ડમાં તેની ચૂંટણી દર ત્રણ વરસે થાય છે.

Alien—વિદેશી; પરદેશી; અન્યદેશવાસી.

'વિદેશી' બે જાતના હોય છે. એક તો એ લોકો, જેઓએ બીજા દેશોમાં જઈને સ્થાયીરૂપે ત્યાં જ વસવાટ કરી લીધો હોય અને જેણે ત્યાં પોતાનાં ઘરબાર વગેરે વસાવી લીધું હોય. આવા માણસને અંગ્રેજીમાં 'Domiciled Aliens' કહે છે. બીજા એ લોકો, જેઓ કંઈ ને કંઈ કામે થોડા વખત માટે કોઈ દેશમાં જઈને ત્યાં જ વસ્યા હોય. જે વિદેશી કોઈ મિત્રરાષ્ટ્રમાંથી આવ્યા હોય તેમને 'વિદેશી મિત્ર' (Alien Friends) અને જે શત્રુરાષ્ટ્રમાંથી આવ્યા હોય તેમને વિદેશી શત્રુ (Alien Enemies) કહેવામાં આવે છે. જો કે રાજકીય દૃષ્ટિએ વિદેશી બીજા રાજ્યનો સભ્ય હોય છે, પણ તેને એ રાજ્યના કાયદા-કાનૂનનું પાલન કરવું પડતું હોય છે તેમ જ એ રાજ્યનું બંધારણ માન્ય કરવું પડે છે; બીજાં રાજ્યોના દૂતો, એલચીઓ કે પ્રતિનિધિઓને માટે આ નિયમ લાગુ પડતો નથી. રાષ્ટ્રોનાં પરસ્પરનાં વ્યવહાર, નિયમો અને સંધિઓ અનુસાર તેઓને સ્થાનિક અધિકારક્ષેત્રથી મુક્ત રાખવામાં આવે છે, પણ બીજા વિદેશીઓને આ વસ્તુ લાગુ પડતી નથી. જે રાજ્યમાં આવીને પોતે સ્થાયી કે અસ્થાયી રીતે વસે છે એ રાજ્ય પ્રત્યે તેણે રાજભક્તિ અને નિષ્ઠા રાખવી જરૂરી છે. જો તે એ રાજ્ય પ્રત્યે બિનવફાદારી અથવા તો વિદ્રોહની ભાવના કેળવે કે તેને અમલમાં મૂકે અથવા રાજ્યના કાયદાની વિરુદ્ધ પોતાનું વર્તન રાખે તો તેને પણ બીજા નાગરિકોની માફક જ શિક્ષાને પાત્ર ગણવામાં આવે

છે. વિદેશીઓને રાજ્યના કાયદાઓનું પાલન કરવું જ પડે છે. તેમણે સ્વદેશી નાગરિકોની પેઠે જ રાજ્યના ખર્ચનો બોજો ઉઠાવવામાં કાયદેસરની મદદ કરવી જોઈએ–એટલે કે કરવેરા વગેરે ભરવા જ જોઈએ. રાજનીતિજ્ઞોનો એક મત એવો છે કે વિદેશીઓને સેનામાં ફરજિયાત રીતે ભરતી કરવા ન જોઈએ. પણ સ્થાયી રીતે વસેલા વિદેશીઓને ફરજિયાત લશ્કરી સેવામાંથી મુક્ત કરતી હોય એવી કોઈ કલમ આંતરરાષ્ટ્રીય કાનૂનમાં નથી. અમેરિકાના આંતરવિગ્રહમાં જે જે વિદેશીઓ સરકારી નોકર હતા અથવા જેઓએ ચૂંટણી વખતે મત આપ્યા હતા તેમને બધાને ફરજિયાત રીતે લશ્કરમાં જોડાવું પડયું હતું, માત્ર અમેરિકાના મેક્સિકો પ્રાંતના નિયમ પ્રમાણે કોઈ પણ વિદેશી ફરજિયાત રીતે લશ્કરમાં જોડાવા બંધાયેલ નથી. જે વિદેશીઓ ત્યાં આવીને સ્થાયીરૂપે વસી ગયા છે અને નાગરિક બની ગયા છે તેઓ કોઈ રાષ્ટ્રીય આફત આવી પડે ત્યારે માત્ર પોલીસનું કામ કરવા માટે બંધાયેલા છે. જેવી રીતે દરેક રાજ્ય પોતાના નાગરિકોના જાનમાલનું રક્ષણ કરે છે તેવી જ રીતે વિદેશીઓના જાનમાલનું રક્ષણ પણ તેમણે કરવું જોઈએ. વિદેશીઓનો આ અધિકાર બધાં જ સભ્ય રાષ્ટ્રોએ મંજૂર કરેલો છે. યુરોપ અને અમેરિકાના લગભગ મોટા ભાગના દેશો એમ જ કરે છે, અને નાગરિક હક્કોને લાગે–વળગે છે ત્યાં સુધી, તેઓ વિદેશી અને સ્વદેશી નાગરિકો વચ્ચે ભેદ પાડતા નથી–એટલું ખરું કે રાજકીય અધિકારોમાં બંને વચ્ચે જરૂર ભેદ રાખવામાં આવે છે.

ઈંગ્લંડમાં શાંતિના કાળમાં વિદેશીઓને ત્યાંના નાગરિકોની પેઠે જ કેટલાયે અધિકારો મળે છે–એટલું ખરું કે એ લોકો ચૂંટણીમાં મત આપી શકતા નથી, પાર્લમેંટ અથવા મ્યુનિસિપાલિટીના સભ્ય થઈ શકતા નથી કે બ્રિટિશ વહાણો કે સ્ટીમર–કંપનીમાં પોતાનો હિસ્સો (ભાગ અથવા શેર) રાખી શકતા નથી. વિદેશી પ્રતિબંધક

કાનૂનની રૂએ જે વિદેશી ઇંગ્લંડની ભૂમિ ઉપર ઊતરવા માગે તેને ઇમિગ્રેશનના અમલદારની અનુમતી મેળવવી પડે છે. જો કોઈ પરદેશી કોઈ અસાધ્ય રોગથી પીડાતો હોય અથવા તેનું મગજ ખરાબ થઈ ગયું હોય, તે અપરાધી હોય અથવા એટલો બધો ગરીબ હોય કે રાજ્યનો જરૂરી કર પણ ન ભરી શકે તો તેને ઇંગ્લંડમાં પ્રવેશ કરવાની રજા આપવાની ઇમિગ્રેશન ઑફિસર ના પાડી શકે છે. જો કોઈ પરદેશી કોઈ કામની શોધને માટે ઇંગ્લંડ જવા માગતો હોય તો તેને પહેલાં શ્રમસચિવની (Labour Minister) આજ્ઞા લેવી પડે છે. ઇંગ્લંડમાં વસતા તમામ પરદેશી-ઓને પોલીસમાં પોતાનું નામ નોંધાવવું પડે છે. વળી ત્યાંના ગૃહમંત્રીને એવો અધિકાર હોય છે કે તે કોઈ પણ જાતના ગંભીર ગુનાસર સજા પામેલા કોઈ પણ પરદેશીને દેશ છોડીને ચાલ્યા જવાનો હુકમ કરી શકે છે. આટલી બાબતો છોડીને બાકીની તમામ બાબતોમાં ઇંગ્લંડમાં પરદેશીઓને ત્યાંના ખાસ નાગરિકોના જેટલી જ સગવડો અને અધિકારો પ્રાપ્ત છે. તેઓ ત્યાં પોતાની માલમિલકત ઊભી કરી શકે છે. બ્રિટિશ વહાણોને છોડીને બાકી બીજી બધી જગાએ મૂડી રોકી શકે છે. જાનમાલનું રક્ષણ અને સહીસલામતીની બાબતમાં પણ ત્યાંના ખાસ નાગરિકોની સાથે જ તે છે-એટલે કે તેના જેવા જ અધિકાર તેને મળે છે.

અમેરિકામાં ત્યાંના જુદા જુદા પ્રાંતોના કાયદા પ્રમાણે પર-દેશીઓને મિલકત રોકવાનો કે સ્થાવર મિલકત ઊભી કરવાનો અધિકાર છે. મોટા ભાગના પ્રાંતો પોતાના નાગરિકોની પેઠે જ પરદેશીઓને પણ જમીન ખરીદવાની, મકાન બંધાવવાની વગેરેની છૂટ આપે છે. કેટલાક પ્રાંતો ત્યાં વસવાટ કરીને રહેલા પરદેશીઓ અને થોડા વખત પૂરતા આવેલા પરદેશીઓ વચ્ચે પણ ભેદ પાડે છે. તેઓ આ બીજી જાતના પરદેશીઓને સ્થાવર મિલકત ઊભી કરવાની

રજા નથી આપતા. ન્યૂયોર્ક અને વૉશિંગ્ટનના જિલ્લાઓમાં જેઓએ ત્યાંના નાગરિક બનવાની ઘોષણા કરી દીધી છે એવા પરદેશીઓ, આજ સુધી એવી ઘોષણા ન કરનાર પરદેશીઓ કરતાં, વધારે અધિકાર ભોગવે છે. કોલંબિયાના જિલ્લામાં કોઈ પરદેશી મનુષ્ય કે પરદેશી કંપની કોઈ પણ પ્રકારની જમીનની માલિકી મેળવી શકતું નથી. અમેરિકાનાં સંયુક્ત રાષ્ટ્રના વિધાનની રૂએ ત્યાંનો નાગરિક બનવાની જાહેરાત ન કરનાર કોઈ પણ પરદેશી વાસ્તવિક રીતે કોઈ પણ સ્થાયી મિલકત ધરાવી શકતો નથી, માત્ર અમેરિકાનાં સંયુક્ત રાજ્યો સાથે આ સંબંધમાં કોઈ વિશેષ સંધિ કરેલી હોય એવા દેશોના નાગરિકોને અમેરિકાનાં સંયુક્ત રાજ્યમાં ત્યાંના નાગરિકોના જેવા જ જમીન અથવા સ્થાવર-જંગમ મિલકત ધરાવવાના હક્ક આપવામાં આવે છે. ત્યાંની રાષ્ટ્રીય સરકારને પોતાના દેશના વિધાનને અનુસરીને એવો અધિકાર આપવામાં આવ્યો છે કે તે બીજા દેશો સાથે થયેલા કરારોને માન આપીને પોતાને ત્યાં વસવાટ કરીને રહેલા એ દેશોના નાગરિકો ઉપરથી મિલકત વગેરે ધરાવવા સંબંધમાં ત્યાંના કાયદા પ્રમાણે વિદેશીઓ ઉપર જે જે બંધનો નાખવામાં આવ્યાં હોય તે બધાં જ હટાવી શકે છે. ઇટલીનો દીવાની કાનૂન ( Civil Code ) સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે ઇટલીમાં પરદેશીઓને ઇટલીના ખાસ વતનીઓ જેવા જ બધા નાગરિક-અધિકારો પ્રાપ્ત થયેલા છે.

પ્રૉફેસર મેલી લખે છે કે, " આધુનિક આંતરરાષ્ટ્રીય કાનૂન એવી માન્યતા સાથે જ આગળ વધે છે કે સ્વદેશવાસીને જેવા અને જેટલા નાગરિક-અધિકારો મળે છે તેવા અને તેટલા પરદેશીઓને પણ મળવા જ જોઈએ. ઑસ્ટ્રિયા અને ફ્રાન્સ પોતાને ત્યાં વસવાટ કરીને રહેલા પરદેશીઓને એટલા જ અધિકારો આપે છે જેટલા તેઓ પોતાના દેશવાસીઓને આપે છે. રૂમાનિયા જેવા કેટલાક દેશ એવા પણ છે જ્યાં પરદેશીઓને ખાસ શહેરો સિવાય રાજ્યમાં

બીજે કોઈ પણ સ્થળે જમીન વગેરે રાખવાનો બિલકુલ અધિકાર નથી હોતો. જર્મનીમાં યહૂદીઓને નાગરિકત્વના સામાન્ય અધિકારો પણ નથી. તેઓને ત્યાંથી કાઢી મૂકવામાં આવે છે.

અમેરિકાના સંયુક્ત પ્રદેશમાં જે લોકોએ ત્યાંના નાગરિક બનવાની જાહેરાત કરી દીધી છે તેમને રાષ્ટ્રીય ચૂંટણીમાં મત આપવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, એટલું જ નહિ પણ તેઓની યોગ્યતા પ્રમાણે ત્યાંના રાજ્યકારભારમાં પદાધિકાર પણ મળી શકે છે.

પરદેશીઓને દેશમાંથી કાઢી મૂકવાના મુદ્દા ઉપર રાજનીતિજ્ઞોમાં મતભેદ છે. પ્રખ્યાત જર્મન લેખક બ્લંશલે, જે રાજનીતિનો જગદ્-માન્ય ગ્રંથકાર છે, એમ માને છે કે કોઈ પણ રાજ્ય વિદેશીઓને બહાર કાઢી મૂકવાનો પોતાને અધિકાર છે એવો ઘમંડી દાવો કદી પણ કરી શકે નહિ. એટલું ખરું કે અત્યંત કટોકટીની પરિસ્થિતિમાં કોઈ પણ રાજ્ય અપવાદરૂપે એમ કરી શકે છે. જે પરદેશીનો વસવાટ તે રાજ્યના શાંતિ અને વ્યવસ્થાના કાર્યમાં બાધક નીવડતો હોય તો તેને, પૂરો વિચાર કર્યા પછી, દેશનિકાલ કરવામાં એ લેખક વાંધો નથી ઉઠાવતો. અમેરિકાનાં સંયુક્ત રાજ્યમાં, યુદ્ધકાળને બાદ કરીએ તો, બીજા કોઈ શાસન-વિધાનની મદદથી કોઈ પરદેશીને દેશનિકાલ કરવામાં કાનૂન સંબંધી મુશ્કેલીઓનો અનુભવ કરવો પડે છે. ત્યાંના પ્રમુખને જ એ અધિકાર છે કે તે કોઈ પણ પરદેશીને, જો રાષ્ટ્રને માટે એ અહિતકર સાબિત થાય તો, પોતાના વિશેષ અધિકાર વડે દેશનિકાલ કરવાનો હુકમ આપી શકે છે.

આંતરરાષ્ટ્રીય વિધાનના સુપ્રસિદ્ધ નિષ્ણાત પંડિત કેલ્વો (Calvo) કહે છે કે સંપૂર્ણ રીતે વિચાર કર્યા વિના પરદેશીઓને દેશનિકાલ કરવા જોઈએ નહિ. જો કોઈ દેશની સરકાર કોઈ પ્રબળ કારણ સિવાય પોતાને મનફાવે તે રીતે પરદેશીઓને પોતાના દેશમાંથી કાઢી મૂકે તો જે રાષ્ટ્રનો તે નાગરિક છે એ રાષ્ટ્રની સરકારનું એ

કર્તવ્ય થઈ પડે છે કે તે આ કામ માટે સંબંધ ધરાવતી સરકાર પાસે જઈને નિવેદન રજૂ કરે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની સરકાર એમ કરતી રહી છે. તેણે હમેશાં પોતાના નાગરિકો ઉપર ગુજારવામાં આવતાં આ પ્રકારનાં સખ્તાઈ અને જુલમની સામે જોરશોરપૂર્વક અવાજ ઉઠાવ્યો છે.

આંતરરાષ્ટ્રીય કાનૂનના સંસારપ્રસિદ્ધ અને વિદ્વાન લેખક મિ. હૉલ–Hall–પોતાના (International Law) 'આંતરરાષ્ટ્રીય વિધાન' નામના પુસ્તકમાં એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકે છે કે સંગીન બાબતમાં જ પરદેશીઓને દેશનિર્વાસનની સજા કરી શકાય. જે સરકાર આ પગલું ભરે તેની પાસે પોતાના આ કાર્યને ન્યાયોચિત ઠરાવવા માટે મજબૂત પ્રમાણો હોવાં જોઈએ (આ વિષય સાથે સંબંધ ધરાવતા Citizenship તથા Naturalization [શબ્દ જુઓ.)

Allegiance—રાજ્યભક્તિ; રાજ્યનિષ્ઠા.

Alliance—મૈત્રી; મેળ; સંધિ; કરાર.

Allies—મિત્રરાષ્ટ્ર; દોસ્તરાષ્ટ્ર; મિત્રરાજ્ય.

Allmende—સાર્વજનિક અધિકારની એક ખાસ પદ્ધતિ. આ પદ્ધતિમાં જમીન અને સંપત્તિ ઉપર સામૂહિક અધિકાર રાખવામાં આવે છે. હા, કેટલાંક કુટુંબો માટે કૌટુંબિક સંપત્તિ બાકી રાખવામાં આવે છે. સ્વિટ્ઝર્લૅન્ડ અને દક્ષિણ જર્મનીના કેટલાક પ્રાંતોમાં Allmendeની પદ્ધતિ પ્રચલિત છે.

Amana Community—એક પ્રકારનો સમાજવાદી સમાજ. ઈ. સ. ૧૭૧૪માં પહેલવહેલાં એરેસ ગ્રુબર (Eras Gruber) નામના માણસે આ સમાજની સ્થાપના કરી હતી. એ પછી મેઝ (Metz) નામના પાદરીએ તેનું નેતૃત્વ સંભાળ્યું અને તેણે અમેરિકામાં પણ આ જાતનો સમાજ સ્થાપ્યો. અમેરિકામાં આ સમાજનો

સભ્ય સૌથી પહેલાં ન્યૂયોર્ક જિલ્લાના બફેલો નામના સ્થાને જઈને વસ્યો. તેણે ૧૮૪૧માં પોતાના ધર્મગુરુની આજ્ઞાથી પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. અત્યારે પણ આ સમાજના સભ્યો અમેરિકાનાં આઠ ગામમાં વસવાટ કરીને રહ્યા છે, જો કે તે લોકો ધાર્મિક છે, તોયે સંપૂર્ણ રીતે સામ્યવાદી છે.

Ambassador—રાજપ્રતિનિધિ; એલચી; રાજદૂત. આ સૌથી મોટો રાજદૂત હોય છે, જે એક રાજ્યના પ્રતિનિધિ તરીકે બીજા રાજ્યમાં રહે છે. બે રાજ્યો વચ્ચેનો રાજકીય વ્યવહાર આ એલચી મારફત થાય છે.

Ambassadorial—એલચી સંબંધી; રાજદૂત સંબંધી; રાજપ્રતિ- [ નિધિ સંબંધી.

Ambassadorship—રાજદૂતનું પદ; એલચીપદ.

Ambassage—એલચીનું કાર્ય; રાજદૂતનું કાર્ય; વ્યક્તિઓનું દળ-વિશેષ, જે રાજદૂતની પેઠે કોઈ ખાસ રાજકીય મિશન માટે મોકલવામાં આવ્યું હોય.

Ambassador-Extraordinary—ખાસ એલચી; અસાધારણ રાજદૂત, જેને કોઈ વિશિષ્ટ પ્રસંગે ખાસ મિશન લઈને બીજા દેશમાં મોકલવામાં આવે છે. સાધારણ એલચીથી આ જુદો હોય છે.

Ammunition—લડાઈનો સરંજામ; દારૂગોળો; યુદ્ધસામગ્રી.

Amnesty—રાજક્ષમા. જ્યારે કોઈ સરકાર રાજદ્રોહ વગેરે મામલામાં સજા પામેલા કેદીઓને અથવા રાજકીય કેદીઓને ક્ષમા આપીને છોડી મૂકે છે ત્યારે આ શબ્દ વપરાય છે.

Amendment—સુધારો; સંશોધન; ઉપપ્રસ્તાવ; તરમીમ.

Amorphisme—સામાજિક અરાજક અવસ્થા. આ શબ્દનો ઉપયોગ સુવિખ્યાત અરાજકતાવાદી બાકુનીને કર્યો હતો.

Amphictyonic Council—ગ્રીક દેશની પ્રાચીન રાજસભા જેમાં ગ્રીસના મુખ્ય મુખ્ય બાર માંડલિક રાજ્યોના પ્રતિનિધિઓ રહેતા હતા.

**American Federation of Labour**—અમેરિકાનો મહાન મજૂરસંઘ. અમેરિકા અને કૅનેડાના મજૂર સંઘો ( Trade Unions )નું આ એક મહાન સંગઠન છે. ન્યૂયૉર્કના સિગરેટ બનાવનાર સેમ્યુઅલ ગમ્પર્સે ઈ.સ. ૧૮૮૧માં આ સંઘની સ્થાપના કરી હતી. આ મહાન સંઘમાં સો સંઘોનો સમાવેશ થયેલો છે. તેના સભ્યોની સંખ્યા ૧૯૨૦માં ૪,૦૦૦,૦૦૦ સુધી પહોંચી ગઈ હતી. મજૂરોનું સંગઠન કરવું અને તેનાં હિતોનું રક્ષણ કરવું એ તેમનો મુખ્ય ઉદ્દેશ છે.

**Anarch**—અરાજક; કોઈ પણ પ્રકારના રાજ્યતંત્રનો વિરોધ કરનાર. કેટલાક આના બળવાખોર, અંધેર મચાવનાર વગેરે અર્થ કરે છે તે ખોટા છે.

**Anarchical**—અરાજકસંબંધી.

**Anarchist**—અરાજક; અરાજકવાદી; રાજ્યસત્તાવિરોધી.

**Anarchism**—અરાજકવાદ; અરાજકતા. આ શબ્દ મૂળ ગ્રીક શબ્દ Anarchiaમાંથી ઊતરી આવ્યો છે. તેનો મૂળ અર્થ 'અરાજ્ય' અથવા 'અશાસન' છે. આ શબ્દ રાજનીતિના એવા તત્ત્વજ્ઞાનનું સૂચન કરે છે, જેનો સિદ્ધાંત સમાજને એવી સાધારણ અને સ્વાભાવિક સ્થિતિમાં પહોંચાડવાનો છે જ્યાં રાજ્ય કે બીજા કોઈ શાસનતંત્રની જરૂર જ ન રહે-જ્યાં વ્યક્તિ કે સમાજ ઉપર બહારનું કોઈ પણ હિંસક દબાણ ન હોય. આ સિદ્ધાંત સંપૂર્ણ સ્વાધીનતા ( Absolute Liberty ) તથા શાસનસંસ્થાના વિરોધ પર નિર્ભર છે. આ સિદ્ધાંત સામાજિક આદર્શને ( Social Ideal ) વ્યક્તિવાદ( Individualism )ના સંપૂર્ણ પાયા ઉપર ઊભો કરવા માગે છે. આ એક એવા આદર્શ સમાજની કલ્પના કરે છે, જેના બધા જ સભ્યો સંસ્કારી, સમજુ, શાણા અને વિવેકી હશે તેમ જ તેઓ સમાનતા, સ્વતંત્રતા તથા બંધુત્વની ભાવનાથી ઓતપ્રોત હશે. જેઓ અંદર અંદર એટલા હળીમળીને અને એટલા પ્રેમથી

રહેશે કે તેમને માટે કોઈ જાતનાં રાજ્યતંત્ર, શાસન-સંસ્થા, પોલીસ, કાયદો કે જેલખાનાંની જરૂર જ રહેશે નહિ. ખરું જોતાં આ એક એવું સ્વપ્ન છે, જે માનવપ્રકૃતિની સાધારણ સપાટી કરતાં ઘણે જ ઊંચે રહેનાર માણસ જ દેખી શકે છે.

અરાજકવાદનો દાર્શનિક સિદ્ધાંત ( Philosophical Doctrine ) સૌથી પહેલાં સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય ફિલસૂફ રૂસોએ પ્રતિપાદિત કર્યો હતો. તેણે એમ બતાવ્યું હતું કે મનુષ્ય જન્મથી જ અથવા સ્વભાવથી જ નિર્મળ અને શુદ્ધ હોય છે, પણ શાસન વગેરે દ્વારા તેના ઉપર જે બાહ્ય બંધનો લાદવામાં આવે છે એથી તે ખરાબ થઈ જાય છે. એનામાં અનેક જાતના દુર્ગુણો ઘર કરી જાય છે. જો માણસને બધી જ જાતનાં બાહ્ય બંધનોથી મુક્ત-એટલે કે સ્વતંત્ર-રાખવામાં આવે, જો તે પોતાના સ્વતંત્ર અને બંધનમુક્ત આત્માના અવાજને માન આપતો રહી એ પ્રમાણે વર્તન કરતો રહે, તો તેને કોઈ પણ સ્થિતિમાં શાસન, સરકાર, કાયદા, કાનૂન પોલીસ, કોર્ટ, જેલની જરૂર રહે નહિ. તે કુદરતી રીતે જ પોતાના પાડોશીઓની સાથે પ્રેમ અને બંધુભાવથી રહેવા લાગશે. અરાજકવાદ સ્થાપિત શાસનસંસ્થા, ધર્મ, સ્થાવર-જંગમ મિલકત, જમીન-જાગીરની માલિકી, કુટુંબપ્રથા વગેરેનો ઘોર વિરોધી છે. સામ્યવાદીઓના નવસમાજનિર્માણની કલ્પના પણ તેમને અસ્વીકાર્ય છે. અરાજકવાદના સિદ્ધાંતો સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય લેખક ગોડવિને ( ૧૭૫૬-૧૮૩૬ ) પોતાના 'Principles of Political Economy' નામના પુસ્તકમાં સારી રીતે બતાવ્યા છે. પણ 'Anarchy' શબ્દનો પહેલવહેલો ઉપયોગ પ્રાઉધને ( Proudhon ) કર્યો હતો.

એ પછી આગળ જતાં બાકુનિને ( ઈ. ૧૮૧૪-૧૮૭૬ ) આ કલ્પનાને વિકસાવી તેને કંઈક વધારે ચોક્કસ સ્વરૂપ આપ્યું. આધુનિક યંત્રો અને મોટા પાયા ઉપરના ઉદ્યોગોના ઝડપી વિકાસે નાના નાના

સ્વતંત્ર ઉત્પાદકોના સમાજના આદર્શને દૂર ફેંકી દીધો. બાકુનિને તેના સમકાલીન અને સમાજસત્તાવાદના પ્રવર્તક કાર્લ માર્કસના સિદ્ધાંતની સામે વિકેન્દ્રીકરણના આદર્શવાળા મુક્ત સમાજવાદના સિદ્ધાંતને વિકસાવ્યો. સર્વસાધારણ મિલકત સ્ટેટના હાથમાં નહિ આપતાં નાનાં નાનાં સ્થાનિક મંડળોને સોંપાવી જોઈએ. આ મંડળો ઉપર કોઈ પણ જાતની મધ્યસ્થ સત્તા ન હોય પણ બધાં એકબીજા સાથે મિત્રાચારીના કરારોથી પરસ્પર વ્યવહાર ચલાવતાં હોય. ક્રાન્તિ એ તો આમજનતાના કાર્યના કુદરતી પરિપાકરૂપે તેના વિચાર મુજબ આવી પડનારી વસ્તુ હોવી જોઈએ અને નહિ કે રાજકીય આગેવાનો અથવા લશ્કરી બળના પ્રયત્નોનું પરિણામ. તે પાર્લમેંટની પદ્ધતિનો વિરોધી હતો. નાનાં નાનાં મંડળો દ્વારા નાના બળવાઓની પરંપરા ચલવવાની તરફેણમાં હતો. તેની ઘોષણા હતી ' અરાજકવાદ—સમુદાયવાદ—નાસ્તિકવાદ '

બાકુનિન પછી અરાજકવાદનો એક જબરજસ્ત સમર્થક પ્રિન્સ પીટર ક્રોપોટકિન (૧૮૪૨–૧૯૨૧ )થઈ ગયો. તેણે સામ્યવાદી અરાજકવાદનો( communist Anarchism )નો સિદ્ધાંત પ્રચલિત કર્યો. તેણે મોટા પાયા ઉપરના ઉદ્યોગોનો નાશ કરી તેની જગાએ નાના નાના ઉદ્યોગો—ગૃહઉદ્યોગો, ગ્રામઉદ્યોગો વગેરે—પ્રસ્થાપિત કર્યા અને દરેક મંડળે જીવનની જરૂરિયાતોના સંબંધમાં સ્વાવલંબી થઈ જવું જોઈએ એવી તેની માન્યતા હતી. ' શ્રમવિભાગ 'ને તે માનવજાત ઉપરનું મોટામાં મોટું અનિષ્ટ માનતો હતો. તેનો ભૂતકાળ ક્રાન્તિકારી બનાવોથી ભરપૂર હતો. તેનાં છેલ્લાં વર્ષોમાં તે પોતાના વિચારોમાં થોડી છૂટછાટ મૂકતો થયો હતો. ૧૯૧૭માં તેણે કેરેન્સ્કી રાજ્યસત્તાને ટેકો આપ્યો હતો. ૧૯૨૧માં તે મરી ગયો. તેનો ફ્રેન્ચ મિત્ર જેક્સ એલિસી રિક્લસ (૧૮૩૦–૧૯૦૫) પણ અરાજકવાદી હતો.

એ જ રીતે કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય (૧૮૨૮–૧૯૧૦) પણ અરાજકવાદનો પ્રખર હિમાયતી હતો. જો કે તે બીજા બધા અરાજક-

વાદીઓથી એક મુદ્દાની બાબતમાં જુદો પડતો હતો અને તે હિંસાનો વિરોધ. એટલા માટે તેને ધાર્મિક અરાજકવાદી તરીકે ઓળખાવવામાં આવે છે. તે એમ માનતો હતો કે રાજ્ય અને કાયદો ખ્રિસ્તધર્મની સાથે સુસંગત નથી કારણકે એ સર્વોપરી નથી પણ પ્રેમ એ સર્વોપરી છે અને જગતમાં તેનું જ શાસન હોવું જોઈએ. ટૉલ્સ્ટૉયના મત મુજબ દરેક વ્યક્તિએ લશ્કરી નોકરીમાં જોડાવું જોઈએ નહિ. તેણે રાજ્યની હિંસા સામે અસહકાર અને અહિંસાના હથિયારનો ઉપયોગ કરવાનો વિચાર જનસમાજ આગળ મૂક્યો.

ઈ. સ. ૧૮૭૨થી ૧૮૭૭ સુધી સ્વિટ્ઝરલેંડમાં તેનો વિશેષ પ્રચાર થયો. એ પછી ઘેન્ટ (Ghent) માર્સેલિસ (૧૮૭૯) તથા લિયાન્સ(૧૮૮૦)ની કૉંગ્રેસમાં આ સિદ્ધાંતનું વધારે સ્પષ્ટીકરણ થયું તથા તેના પ્રચારની યોજનાઓ ઘડવામાં આવી. ફ્રાન્સ, માર્સેલ્સ વગેરેમાં ઠેકઠેકાણે અરાજક સમિતિઓ સ્થાપવામાં આવી અને એ સમિતિઓ તરફથી વર્તમાનપત્રો પણ પ્રકાશિત થવા લાગ્યાં. એમાં Revolution Social અને Droit Social નામનાં પત્રોએ આગળપડતું સ્થાન મેળવ્યું. એ પછી ઈ. સ. ૧૮૮૧માં જુલાઈની ૧૪મી તારીખે લંડનમાં અરાજકવાદીઓની પરિષદ ભરાઈ. એ પરિષદ્-માં અરાજકવાદનો પ્રચાર કરવાની એક વિસ્તૃત યોજના ઘડવામાં આવી. ૧૮૮૨માં જિનેવામાં અરાજકવાદીઓની કૉંગ્રેસ ભરવામાં આવી. આ વખતે અરાજકવાદના સિદ્ધાંતોનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું.

અરાજકવાદ આર્થિક અને રાજકીય દૃષ્ટિએ સામ્યવાદનો વિરોધી વાદ છે. તે જમીન અને મિલકત પર સમાજનો સામૂહિક અધિકાર માગે છે અને તેમાં કોઈ પણ પ્રકારના રાજ્યતંત્રના હસ્ત-ક્ષેપનો વિરોધ કરે છે. અરાજકવાદ એના આદર્શ રૂપમાં હિંસાનું સમર્થન નથી કરતો. તે તો કેળવણી, ઉપદેશ વગેરે દ્વારા પોતાના

સિદ્ધાંતોનો પ્રચાર કરવાની આજ્ઞા આપે છે. અરાજકવાદીઓમાં કેટલાક એવા માણસો પણ થઈ ગયા છે, જેમની માનવતાના ઉચ્ચ સિદ્ધાંતોમાં અતૂટ શ્રદ્ધા રહી છે. તેઓ પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં તલવાર કરતાં સિદ્ધાંતની પવિત્રતાના વિકાસ ઉપર જ વધારે ભાર દે છે. એમને મન તલવારની શક્તિ કરતાં સિદ્ધાંતની શક્તિ અનંતગણી વધારે જોરદાર છે.

વીસમી સદીમાં જેના મનનું વલણ અરાજકવાદ પ્રતિ હશે છે એવા મહાપુરુષોમાં ગાંધીજીનું સ્થાન સૌથી મોખરે આવે. જોકે એ પૂરેપૂરા અરાજકવાદી નથી તોપણ અહિંસાના અમોઘ શસ્ત્રમાં રહેલી એમની અસાધારણ શ્રદ્ધા એમને એ બાજુ ધક્કો મારી રહી છે. 'That government is best which rules the least'-આ તેમનો આદર્શ છે.

Anglophobia—આંગ્લવિદ્વેષ; ઇગ્લંડ પ્રત્યે દ્વેષભાવના.

Anti-aircraft—વિમાનવિનાશક.

Anti-aircraft gun—વિમાનવિનાશક તોપ.

Anti-federate—સંઘશાસનવિરોધી. અમેરિકાનો સંઘશાસનવિરોધી એક રાજકીય પક્ષ.

હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય મહાસભા અને બીજા પક્ષો બ્રિટિશ સત્તાએ સૂચવેલા 'નામમાત્રના' સંઘશાસનના વિરોધી છે કારણ કે તેઓ જાણે છે કે ૧૯૩૫ના ભારત-શાસન—કાનૂનમાં સૂચવેલું સંઘશાસન ખરું સંઘશાસન જ નહોતું પણ સંઘશાસનને નામે બ્રિટિશરોની સત્તા દઢીભૂત કરવા માટે રચેલું શાહીવાદી બંધારણ હતું.

Anti-semitism—યહૂદી-વિરોધવાદ; યહૂદી-વિદ્વેષ. યહૂદીઓની વિરુદ્ધ દ્વેષની ભાવનાનો વર્ષોથી પ્રચાર કરતું આંદોલન. ૧૯મી સદીમાં આ આંદોલન ખૂબ જોરદાર બન્યું હતું. આજે પણ કેટલાયે દેશોમાં તેની ઉગ્રતા હદ ઓળંગી રહી છે.

મધ્યયુગમાં પણ યુરોપમાં યહૂદીઓ પ્રત્યેના આ દ્વેષને કારણે તેમના ઉપર ખૂબ અત્યાચારો કરવામાં આવ્યા હતા. આવા અત્યાચારો કરવાનું કારણ જાહેરમાં એમ બતાવવામાં આવ્યું કે મહાત્મા ઈસુ-ખ્રિસ્તના મૃત્યુમાં તેઓ ભાગીદાર હતા. પણ યહૂદીઓ પ્રત્યેના દ્વેષનું મૂળ કારણ તો એ છે કે તેઓ વેપાર–ઉદ્યોગમાં આગળ વધેલા છે. આર્થિક ક્ષેત્રમાં તેમનું પ્રભુત્વ છે. આ ક્ષેત્રોમાં તેમની વધતી શક્તિ જ તેના દુશ્મનો ઊભા કરવામાં સૌથી વધુ કારણભૂત બની. કેટલીયે યુરોપીય જાતિઓનાં હૃદયમાં યહૂદી પ્રત્યે દ્વેષની ભાવના એટલા જલદ સ્વરૂપે વસી છે કે તેઓ યહૂદીઓની સાથેના સંબંધમાં ન્યાય અને માનવતાનો વિચાર સરખો પણ કરી શકતી નથી.

યહૂદી–વિદ્વેષની આધુનિક હિલચાલનો આરંભ સૌથી પહેલાં જર્મની અને ઑસ્ટ્રિયામાં થયો. આનું કારણ યહૂદીઓ ખૂબ સંપત્તિશાળી, ધનવાન, આર્થિક ક્ષેત્રોમાં આગળ વધેલા અને વૈભવશાળી હતા તે હતું. સત્તરમા સૈકામાં જર્મનીમાં રાષ્ટ્રીય હિલચાલનું જબરદસ્ત મોજું ફરી વળ્યું હતું, જેણે યહૂદી–વિરોધી આંદોલનનો વેગ વધારી દીધો. જર્મનોનાં હૃદયમાં યહૂદી પ્રત્યેની દ્વેષની ભાવના સળગી ઊઠી. એ વખતે જર્મની એક ભારે આર્થિક સંકટમાંથી પસાર થઈ રહ્યું હતું. આ વસ્તુએ વિદ્વેષની બળતી આગમાં ઘી હોમ્યું. આ વખતે યહૂદી–વિરોધી એક ઘણી જ દ્વેષપૂર્ણ પુસ્તિકા બહાર પાડવામાં આવી હતી. જનતા ઉપર આ ઝેરીલા પ્રચારની ભયંકર અસર થઈ. પરિણામે યહૂદી–વિરોધી આગ આખા જર્મનીમાં સળગી ઊઠી. ત્યાંના પ્રધાનમંત્રી બિસ્માર્ક તથા ટ્રેરકે વગેરે જર્મન આગેવાનોએ આ હિલચાલનું સમર્થન કરી તેને વેગ આપ્યો. ઠેકઠેકાણે યહૂદી–વિરોધી સભાઓ સ્થાપવામાં આવી. વર્તમાનપત્રોની કટારો તેના ઝેરી પ્રચારથી ઊભરાવા લાગી, એટલું જ નહિ પણ ઠેકઠેકાણે યહૂદીઓનું જાહેર રીતે અપમાન કરવામાં આવતું.

સારાયે જર્મનીમાં યહૂદીઓ મશ્કરીનું, મજાકનું, દ્વેષનું અને છેવટે અપમાન, ગાળ અને મારનું ભાજન બની ગયા. સાર્વજનિક શાળાઓ અને સરકારી નોકરીઓમાંથી પણ તેમને રજા આપવામાં આવી.

ઈ. સ. ૧૮૮૧માં આ આંદોલન રશિયામાં જઈ પહોંચ્યું. ત્યાં પણ યહૂદી–વિરોધની ચિનગારી જોરથી સળગી ઊઠી. હજારો યહૂદીઓનાં ખૂન કરવામાં આવ્યાં. તેમનાં મકાનો બાળી નાખવામાં આવ્યાં. તેમની સંપત્તિ લૂંટી લેવામાં આવી. આખરે ત્યાં ઈ. સ. ૧૮૮૨માં યહૂદી–વિરોધી કાનૂન પણ પસાર કરવામાં આવ્યો.

એ પછી યુરોપમાં યહૂદીઓ ઉપર આવો ભયંકર અત્યાચાર થતો જોઈ કેટલાયે માણસોએ વાંધો ઉઠાવ્યો. આમ પ્રતિક્રિયા શરૂ થઈ. તેમની તરફ જનતા સહાનુભૂતિ દર્શાવવા લાગી. આથી યહૂદી–વિરોધી આંદોલન કંઈક ધીમું પડયું. આમ છતાં ઑસ્ટ્રિયા–હંગેરીમાં તો આ આંદોલન ચાલુ જ રહ્યું. ૧૯મા સૈકામાં ફ્રાન્સમાં એક વૈભવશાળી રોમન કેથલિક સંઘ સ્થપાયો. આ સંઘનો ઉદ્દેશ યહૂદીઓની આર્થિક શક્તિને તોડી નાખવાનો હતો. ૧૯૦૬થી ૧૯૧૪ સુધીનાં વર્ષો દરમિયાન યહૂદી–વિરોધી આંદોલન જરા વધારે નરમ પડી ગયું હતું. ૧૯૧૭–૨૧ સુધીમાં ફરીને પાછું આ આંદોલનને જોર પકડયું. આ વખતે એમ કહેવામાં આવતું હતું કે રશિયાની ક્રાન્તિના મૂળ જન્મદાતા મુખ્યત્વે યહૂદીઓ જ છે.

ઈ. સ. ૧૯૩૩માં જર્મનીમાં આ આંદોલન ઘણી જ તીવ્ર ગતિમાં શરૂ થયું. જર્મનીની જાતીય પવિત્રતાના અબાધિત રક્ષણને નામે, જર્મનીને યહૂદીઓની આર્થિક લૂંટના પંજામાંથી બચાવવા તેમની દુકાનોનો બહિષ્કાર ચાલુ થઈ ગયો, એટલું જ નહિ પણ ઠેકઠેકાણે તેમનું અપમાન કરવામાં આવતું હતું. તેમના કોઈ પણ અપરાધ વિના તેમને જર્મનીમાંથી હાંકી કાઢવામાં આવ્યા. સેંકડો યહૂદી ડૉક્ટરો, અમલદારો, વિદ્વાનો, વિજ્ઞાનવેત્તાઓ વગેરેને લાચાર સ્થિતિમાં ફરજિયાત

જર્મની છોડી દઈ બીજા દેશોનો આશ્રય લેવો પડ્યો. આમાં જગતના સૌથી મહાન આધુનિક વૈજ્ઞાનિક આઇન્સ્ટાઇન ( Einstein) તથા ફ્યૂચવેન્ગર ( Feuchtwanger ) જેવા આંતરરાષ્ટ્રીય કીર્તિ ધરાવતા મહાપુરુષો હતા. તેમણે અપૂર્વ શોધો કરીને માનવજાતિના જ્ઞાનમાં વૃદ્ધિ કરવામાં પોતાનું જીવન ખરચ્યું હતું. આવા મહાન પુરુષો પણ આ વિષયુક્ત આંદોલનનો ભોગ થયા, ત્યાં બીજા સામાન્ય યહૂદીઓનું તો પૂછવું જ શું? જર્મની છોડીને ૨૦૦૦૦ યહૂદીઓને ફ્રાન્સમાં, ૮૦૦૦ હોલાંડમાં અને હજારોની સંખ્યામાં ઝેકોસ્લોવાકિયા, પોલાંડ, બેલ્જિયમ અને બીજા દેશોમાં જવા માટે વિવશ થવું પડ્યું. ગ્રેટબ્રિટનમાં પણ ૧૫૦૦ જેટલા યહૂદીઓએ આશ્રય લીધો. કેટલાક લોકોનું એવું અનુમાન છે કે જર્મનીએ પોતાના દેશની બેકારી દૂર કરવા માટે આવું ક્રૂર પગલું ભર્યું. યહૂદી લોકોનો વેપાર અને તેમણે ખાલી કરેલી સરકારી નોકરીઓનાં સ્થાન જર્મન પ્રજાને મળે એવો હેતુ આ પગલા પાછળ સમાયેલો હતો. જર્મનીનો ગમે તે ઉદ્દેશ હોય પણ તેના આ અન્યાયી કાર્યનો જગતમાં અનેક દેશોમાં વિરોધ કરવામાં આવ્યો.

અહીં એ યાદ રાખવું જોઈએ કે સમાજવાદના પ્રચારમાં યહૂદીઓનો મોટો હાથ હતો. સામ્યવાદનો પિતા કાર્લ માર્ક્સ એક યહૂદી હતો. યહૂદીઓમાં મોટા મોટા વિજ્ઞાનવેત્તા, કવિ, લેખકો અને રાજનીતિજ્ઞ થઈ ગયા છે.

Anti-Slavery Society—દાસપ્રથાવિરોધી સમિતિ.

Anti-Vaccination—શીતળા કઢાવવાની પદ્ધતિનો વિરોધ કરવો તે; રસી મુકાવવાનો વિરોધ કરવો તે; શીતળા-વિરોધી આંદોલન.

બાળકોને શીતળા ન કઢાવવાથી માતા, ઓરી, અછબડા વગેરે નીકળે છે એટલા માટે તેમણે રસી મુકાવવી જોઈએ એવો મત પ્રચલિત કરવામાં ઍલોપથિક પદ્ધતિએ જબરદસ્ત ફાળો આપ્યો છે. સેંકડો

વર્ષો સુધી લોકોમાં આ માન્યતા રૂઢ થઈ ગયેલી, પણ હમણાં હમણાં કેટલાક નિસર્ગોપચારકોએ પ્રયોગો કરીને સિદ્ધ કરી બતાવ્યું છે કે શીતળા, ઓરી, અછબડા વગેરે રોગ થવાનું કારણ રસી ન મુકાવવી એ નથી પણ કેટલીયે વાર રસી મુકાવવી એ છે. એથી તેઓ રસી મુકાવવાની માન્યતાને એક વહેમ ગણે છે અને એ પદ્ધતિને જંગલી પદ્ધતિ ગણે છે. ગાંધીજી જેવા કેટલાક માનવતાની અને અહિંસાની દૃષ્ટિથી રસી મુકાવવાનો વિરોધ કરે છે. આ નવી વિચારસરણી ધીરે ધીરે જોર પકડતી જાય છે.

Appeasement Policy—શાંતિસ્થાપનાની નીતિ; શાંતિકરણની નીતિ. રાજનીતિમાં આ શબ્દનો ઉપયોગ પહેલવહેલો ઈ. સ. ૧૯૩૭માં થયો હતો. ઈંગ્લંડ, ફ્રાન્સ વગેરે રાષ્ટ્રોના રાજનીતિજ્ઞોએ હિટલર તથા મુસોલિનીને શાંત રાખવા માટે કેટલાંયે એવાં નકામાં અને અયોગ્ય પગલાંઓને સહન કરી લીધાં. એબિસીનિયા, ઑસ્ટ્રિયા વગેરેની સ્વતંત્રતા ઝૂંટવવાનું કાર્ય તથા મ્યુનિકની સંધિ વગેરે આ કહેવાતી શાંતિકરણની નીતિનું જ પરિણામ હતું એમ માનવામાં આવે છે.

Arbiter—પંચ; વિચારક; સાલિસ.

Arbitrament—ફેંસલો; નિર્ણય.

Arbitrary—સ્વેચ્છાચારી; નિરંકુશ; જુલ્મી.

Arbitrate—પંચ બનીને ફેંસલો આપવો ; મધ્યસ્થ થઈને નિર્ણય કરવો.

Arbitration—પંચાયત; પંચનું કામ; પંચનો નિર્ણય અથવા ફેંસલો; મધ્યસ્થતા. જ્યારે બે વ્યક્તિ અથવા પક્ષ પોતાના ઝઘડાનો નિકાલ લાવવાનું કામ કોઈ ત્રીજા માણસને કે મંડળને સોંપે છે ત્યારે તેના આ કાર્યને Arbitration કહેવાય છે.

**Arbitration, International**—આંતરરાષ્ટ્રીય પંચાયત; રાષ્ટ્રોના પારસ્પરિક અથવા અંદરઅંદરના ઝઘડાઓનો નિકાલ લાવવા માટે આંતરરાષ્ટ્રીય પંચાયત નીમવામાં આવે છે તે.

આંતરરાષ્ટ્રીય પંચની આ પ્રથા અત્યંત પ્રાચીન છે. પ્રાચીન ગ્રીસ અને રોમમાં પણ આ પ્રથા ચાલતી હતી. મધ્યયુગમાં પણ કેટલીયે વાર આવા પંચ દ્વારા જ રાષ્ટ્રો વચ્ચેના ઝઘડાની પતાવટ કરવામાં આવતી. એ વખતે દેશ દેશ વચ્ચે થતા ઝઘડાનો નિકાલ લાવવા માટે પંચ તરીકે ખ્રિસ્તીઓના ધર્મગુરુ પોપને નીમવામાં આવતો હતો. ચૌદમા સૈકાથી આ પ્રથાનો હ્રાસ થવા માંડ્યો અને અઢારમા સૈકામાં તો તેનું અસ્તિત્વ માત્ર નામનું જ રહ્યું. ઈ. સ. ૧૭૯૪માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે જે સંધિ થઈ તેનો ખરો આધાર આંતરરાષ્ટ્રીય પંચાયત ઉપર જ હતો, કારણ કે આ પંચાયતે જ ઉપરનાં બંને રાષ્ટ્રોના ઝઘડાનો નિકાલ કર્યો હતો. એ વખતથી યુરોપ અને અમેરિકામાં આ પ્રથાને ઉત્તેજન મળ્યું. એ પછી યુરોપનાં રાષ્ટ્રોની કેટલીયે સંધિઓ આંતરરાષ્ટ્રીય પંચાયતોના ફેંસલાને આધારે થઈ. ઈ. સ. ૧૮૯૯માં હેગમાં યુરોપનાં રાષ્ટ્રોની જે પ્રસિદ્ધ પરિષદ ભરવામાં આવી તેમાં રશિયાની સૂચના મુજબ એક આંતરરાષ્ટ્રીય પંચાયતનું સંગઠન કરવામાં આવ્યું. એ સંગઠન હેગ–કૉન્ફરન્સના નામથી પ્રસિદ્ધ છે. તેને ઘણા વિસ્તૃત અધિકારો આપવામાં આવ્યા છે. પણ એ સંસ્થા પણ ગયા મહાયુદ્ધને રોકવા અસમર્થ નીવડી. એ પછી ઈ. સ. ૧૯૧૯માં ગયું મહાયુદ્ધ પૂરું થયા પછી 'રાષ્ટ્રસંઘ'( League of Nations )ની સ્થાપના થઈ. રાષ્ટ્રસંઘનો ખ્યાલ અમેરિકાના તે કાળના પ્રમુખ વુડ્રો વિલ્સને રચ્યો હતો. કોઈ પણ સંયોગમાં રાષ્ટ્રસંઘનાં સભ્ય–રાજ્યો યુદ્ધનો આશ્રય ન લે એવો તેનો હેતુ હતો. જો કોઈ રાષ્ટ્રસંઘના આ નિયમનો ભંગ કરે તો બીજાં બધાં રાષ્ટ્રોએ તેના આક્રમણનો ભોગ બનેલા રાજ્યને સહાય કરવાની હતી. પણ વાસ્તવમાં રાષ્ટ્રસંઘ

બ્રિટન અને ફ્રાન્સનું રમકડું બની ગયો. રાષ્ટ્રસંઘના ખ્યાલને જન્મ આપનાર અમેરિકા જ તેમાંથી ખસી ગયું. ચીન–જાપાન–ઝઘડાને લીધે જાપાન ખસી ગયું. પછી જર્મની ખસી ગયું. સોવિયેટ–સંઘ તેમાં દાખલ થયું હતું તેને ફિન્લૅંડના વિગ્રહ વખતે તેમાંથી બરતરફ કરવામાં આવ્યું. ઇટલી પહેલાં જ ખસી ગયું હતું. ફ્રાન્સનું પતન થયું એટલે તે ખસી ગયું. હવે તો મહારાજ્યોમાં એક બ્રિટન જ તેમાં છે, એટલે રાષ્ટ્રસંઘ મૃતપ્રાય દશામાં અસ્તિત્વ ધરાવી રહ્યો છે.

Aristocracy—ઉમરાવશાહી; શ્રેષ્ઠજનસત્તાક શાસનપ્રણાલી; ઉચ્ચજન-સત્તાત્મક રાજ્ય; અમીર–ઉમરાવ વગેરે ઉચ્ચ શ્રેણીના માણસો દ્વારા રાજ્યતંત્ર ચલાવવાની પદ્ધતિ; શિષ્ટ શાસન; કુલીનસત્તાક રાજ્યતંત્ર.

જે શાસનપ્રણાલીમાં થોડા શ્રેષ્ઠ લોકોના હાથમાં અથવા કોઈ વિશિષ્ટ ઉચ્ચ વર્ગના હાથમાં રાજ્યસત્તા હોય ત્યારે તેને અંગ્રેજીમાં ‘Aristocracy’ કહેવાય છે. આપણી ભાષામાં તેને કુલીનસત્તાત્મક, ઉચ્ચ અથવા શ્રેષ્ઠજનસત્તાત્મક કહી શકાય. આ પદ્ધતિ ઘણા પ્રકારની હોય છે. એક તો જેમાં રાજ્યસત્તા થોડાક ઉચ્ચ વર્ગના માણસોના હાથમાં હોય એ, બીજી જેમાં થોડા ધનવાનોના હાથમાં રાજ્યસત્તા હોય એ, અને ત્રીજી એ જેમાં પંડિતો અને વિદ્વાનોના હાથમાં રાજ્યસત્તા હોય. ટૂંકામાં, આ જાતની શાસનપ્રણાલીમાં જનતાના થોડા–અને તે પણ ઉચ્ચ વર્ગમાંથી આવેલા–માણસોના જ હાથમાં ખરી રાજ્યસત્તા હોય અને એ જ લોકો બધું સંચાલન કરતા હોય છે.

રાજનીતિશાસ્ત્રના કેટલાયે નિષ્ણાતોનો કથિત અભિપ્રાય છે કે જો આ શાસનપ્રણાલીમાં જેઓ યોગ્યતા, વિદ્વતા અને સદ્ગુણોમાં સર્વોત્તમ શ્રેણીના હોય એવા જ રાજ્યતંત્ર ચલાવે તો આ શાસન-પ્રણાલીનું સમર્થન ઘણી સારી રીતે થઈ શકે. પ્રાચીન ગ્રીક લોકોની એવી માન્યતા હતી કે જે લોકો બૌદ્ધિક તેમ જ નૈતિક દૃષ્ટિએ

સર્વોપરી હોય તેના હાથમાં જ રાજ્યતંત્રની લગામ હોવી જોઈએ. તેઓએ આ રાજ્યપ્રણાલીનું નામ 'સર્વોત્તમ મનુષ્યોનું શાસન' આવું રાખ્યું હતું.

ઉચ્ચ અથવા અલ્પજનસત્તાત્મક રાજ્યનો તત્ત્વતઃ જે મૂળ આદર્શ છે તેની ઉપર થોડું વિવેચન કરવાની જરૂર છે. આ શાસનપ્રણાલી ગુણને મહત્ત્વ આપે છે, સંખ્યાને નહિ. એટલે કે થોડા ગુણવાન માણસોના શાસનને આ જેટલું ઇચ્છનીય ગણે છે તેટલું જનતાના મહા વિશાળ સમૂહના શાસનને ગણતી નથી. આ પ્રણાલી લોક-સમૂહના શાસન( Mob rule )ને નાપસંદ કરે છે. તેનો એક સિદ્ધાંત છે કે કેટલાક માણસો બીજા માણસો કરતાં શાસન ચલાવવામાં વધારે કુશળ હોય છે. તે અનુભવ અને રાજકીય પ્રતિભાને વિશેષ સન્માને છે. પ્રાચીન શાસનપદ્ધતિને એ સ્થિર રાખવા માગે છે. આ પરંપરાગત સત્તામાં આકસ્મિક ક્રાન્તિ ઊભી કરવાના વિચારનો એ ઘોર વિરોધ કરે છે. જૂના રીતરિવાજો અને ઇતિહાસ ઉપર પાણી ફેરવવાનું એને પસંદ નથી. વળી, દીર્ઘકાળથી જે સંસ્થાઓને આદરણીય ગણવામાં આવી છે તેનો એકાએક નાશ કરવા તે નથી માગતી. આ રાજાતંત્ર ( Monarchy ) અને પ્રજાતંત્ર( Democracy )ની વચ્ચેની પ્રણાલી છે અને તે બંનેને સીમોલ્લંઘન કરતાં રોકે છે. એ બંનેને યોગ્ય સંયમમાં રાખવા માગે છે.

મોન્ટેસ્કના કથન પ્રમાણે એ સદ્‌ગુણ ઉપર નિર્ભર રહેતી એક નરમ રાજ્યપદ્ધતિ છે. એમાં વારસાગત પરંપરાગત જે શક્તિ આવેલી છે તે પ્રજાતંત્રમાં નથી. આ પદ્ધતિ પોતાનાં અધિકાર અને શક્તિનો અવિચારી ઉપયોગ નથી કરતી. તે બહુ સંભાળી સંભાળીને આગળ પગલું મૂકે છે. જો આ પદ્ધતિમાં પ્રતિભાશાળી અને યોગ્ય પુરુષોની ચૂંટણી થતી રહે તો તેની વિરુદ્ધ કહી શકાય એવી એક પણ દલીલ

રહેતી નથી. લોકસમૂહની દૃષ્ટિથી વિચાર ન કરતાં સરકારી તંત્રના ગુણોનો જ વિચાર કરવામાં આવે તો એમ જરૂર કહેવું પડશે કે અશિક્ષિત અને અજ્ઞાની લોકસમૂહના શાસન કરતાં આ પદ્ધતિમાં વધારે શક્તિ અને યોગ્યતાનાં તત્ત્વો છે. જોન સ્ટુઅર્ટ મિલ પણ કહે છે કે જે સરકારો પોતાની માનસિક યોગ્યતા અને શક્તિ માટે પ્રસિદ્ધ થઈ છે એમાં મોટાભાગની શ્રેષ્ઠજનસત્તાત્મક સરકાર જ છે. હા, એક વસ્તુ અહીં જરૂરની છે અને તે એ કે આ પ્રણાલીમાં એવા જ માણસો જોઈએ જેણે સાર્વજનિક કાર્ય અને સાર્વજનિક જીવનને જ પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું હોય.

Armipotent—અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જિત.

Armistice—યુદ્ધવિરામ; યુદ્ધવિશ્રાંતિ; અસ્થાઈ રૂપમાં યુદ્ધનું બંધ થવું.

Asian—એશિયાવાસી.

Asiatic—એશિયાનું; એશિયા સંબંધી.

Assembly—સભા; પરિષદ; ધારાસભા.

Assembly, Legislative—ધારાસભા; ધર્મપરિષદ. કાશીના સુપ્રસિદ્ધ વિદ્વાન ડો. ભગવાનદાસજીએ આ પાછળનો શબ્દ યોજ્યો છે.

Assembly, National—ફ્રાન્સની પ્રથમ ક્રાન્તિકારક સભા, જેની બેઠકો ૧૭૮૯થી ૧૭૯૧ સુધી ભરાતી રહી હતી.

Assent—સ્વીકૃતિ; મંજૂરી; સંમતિ.

Royal assent—શાહી સંમતિ; બાદશાહી મંજૂરી; સમ્રાટની સ્વીકૃતિ. પાર્લમેંટમાં પસાર થયેલ બિલને આપવામાં આવતી સમ્રાટ અથવા બાદશાહની સંમતિ–મંજૂરી.

Assentor—સમર્થક; મંજૂરી દેનાર. ગ્રેટબ્રિટનની પાર્લમેંટની ચૂંટણીમાં ઊભા રહેનાર ઉમેદવારને ટેકો આપનાર મતદાર.

Assess—કર નાખવો.

Assessable—કર નાખવા યોગ્ય.

Assessment—જમાબંદી; કરનિર્ધારણ; મહેસૂલ.

Assignation—સ્વત્વપ્રદાન.

Atrocious—ઘોર; જંગલી; નૃશંસ; બર્બરતાપૂર્ણ.

Atrocity—દુષ્ટતા; નૃશંસતા; જુલમ.

Attache—રાજદૂતનો સહકારી; એલચીનો સાથી.

Autarchy—આત્મનિર્ભરતા; આત્મશાસન. આ શબ્દનો પ્રયોગ જર્મનીના હાલના શાસનમાં ખૂબ કરવામાં આવે છે. આ પદ્ધતિમાં દેશ કોઈ જાતની આયાત ઉપર આધાર ન રાખતાં સ્વયંપૂર્ણ બને એમ દેશની આર્થિક રચના કરવામાં આવે છે. યુદ્ધ વખતે બહારથી સામાન મળતો બંધ થાય ત્યારે પણ દેશને કશી વસ્તુની ખોટ ન પડે એ ઉદ્દેશથી આવી આર્થિક રચના કરવામાં આવે છે.

Authoritarianism—અધિકારવાદ; હકૂમતશાહી; હુકુમશાહી.

Authority—અધિકાર; પ્રભુત્વ; હકૂમત. કેટલાયે રાજનીતિજ્ઞોનો મત છે કે માનવજાતનાં સુખ, સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિના રક્ષણ માટે હકૂમતની જરૂર છે. દુનિયામાંથી જે દિવસે હકૂમત કે અધિકાર નષ્ટ થશે એ દિવસે અંધાધૂંધી મચી જશે. કોઈના જાનમાલની સહીસલામતી રહેશે નહિ. સુવિખ્યાત રાજનીતિજ્ઞ મિ. વિલગ્બી Willoughby લખે છે કે "જ્યાં નિયમન છે ત્યાં જ સ્વતંત્રતા ટકી શકે છે. સભ્ય માણસને માટે નિયમિત સ્વતંત્રતા જ સર્વોત્તમ ચીજ છે. જો બધા જ માણસોને પોતપોતાની મરજી મુજબ છુટ્ટા મૂકી દેવામાં આવે તો દુનિયામાં ચારેબાજુ અંધાધૂંધી અને અરાજકતા મચી જાય." રાજનીતિનો પ્રખ્યાત લેખક મિ. લોક કહે છે કે "જ્યાં કાયદો અને રાજવ્યવસ્થા નથી ત્યાં સ્વતંત્રતા પણ નથી."

હેરૉલ્ડ લાસ્કીએ પણ ' Liberty in Modern State ' નામના ગ્રંથમાં એ વસ્તુનું પ્રતિપાદન કરેલું છે કે, માનવી–સ્વચ્છંદતા ઉપર કંઈક અંકુશ મૂકવાથી જ મનુષ્યજાતના સુખની વૃદ્ધિ થાય છે. મોટા ભાગના લેખકોએ અધિકાર–સત્તા–ના તત્ત્વનો જનસમાજના કલ્યાણ માટે સ્વીકાર કરેલો છે, એટલું ખરું કે એ સત્તાનો ઉપયોગ મનુષ્યના શારીરિક, માનસિક, આત્મિક અને ભૌતિક વિકાસને માટે જ થવો જોઈએ અને તેના આત્મવિકાસને રૂંધવામાં કે તેના જીવન-વિકાસને દબાવવામાં નહિ. ઉચ્ચ અને દિવ્ય આકાંક્ષાઓથી યુક્ત રાજ્યસત્તા માનવજાતિની ઉન્નતિ કરવામાં મદદરૂપ થઈ પડે છે.

Authority, Derived—પ્રાપ્ત અધિકાર. [ પ્રમાણપુરુષ.

Authorities—(૧) અધિકારીગણ. (૨) શબ્દપ્રમાણ; શાસ્ત્રપ્રમાણ;

Autocracy—સ્વેચ્છાચારી રાજ્યતંત્ર; નિરંકુશ રાજ્યતંત્ર; આપખુદ રાજ્યતંત્ર; સ્વૈરતંત્ર, જેમાં રાજા અથવા કોઈ એક માણસને પોતાની મરજી મુજબ રાજ્ય ચલાવવાની છૂટ હોય.

Autocrat—આપખુદ શાસક; સ્વેચ્છાચારી રાજ્યકર્તા. જેના અધિકારો ઉપર કોઈ જાતનો અંકુશ ન હોય અને જેને મનમાન્યું કરવાની સ્વતંત્રતા હોય તેવો શાસક–રાજા. Autocrat of all the Russian–રશિયાનો આપખુદ ઝાર. રશિયાના સમ્રાટો માટે આ શબ્દનો ઉપયોગ થતો હતો.

Autocratrix—સ્વેચ્છાચારિણી શાસિકા; આપખુદ રાજ્યકર્ત્રી. આ શબ્દ રશિયાની ઝારીના માટે વપરાતો હતો.

Autonomy—સ્વરાજ્ય; આત્મશાસન; સ્વયંશાસન.
Provincial Autonomy–પ્રાંતીય સ્વરાજ્ય.

Award—પંચનો ફેંસલો; નિર્ણય; ચુકાદો.
Communal Award–કોમી ચુકાદો.

Axis Powers—ધરીરાજ્યો–જર્મની, ઈટલી, જાપાન.

# B

**Babouvism**—સમાનતાવાદ; સામ્યવાદ; બધા મનુષ્યોને સમાન હક્ક અને સમાન કર્તવ્યો હોવાં જોઈએ એવી માન્યતા રજૂ કરતો વાદ. આ સિદ્ધાંત જગતમાંથી ગરીબ અને અમીરો વચ્ચેનો ભેદ ભૂંસી નાખવા માગે છે.

**Bailie**—સ્કૉટલૅન્ડનો મ્યુનિસિપલ ઑફિસર, જેનો દરજ્જો ઈંગ્લંડના ઍલ્ડરમૅનના જેટલો જ છે. (૨) સ્કૉટલૅન્ડનો મુખ્ય ન્યાયાધીશ.

**Bailiff**—આ શબ્દનો મૂળ અર્થ 'જિલ્લામાં રહેનાર ઈંગ્લંડના રાજાનો પ્રતિનિધિ' થાય છે. (આમાં મેયર શેરિફ વગેરેનો પણ સમાવેશ થાય છે.) પ્રચલિત અર્થ-શેરિફની નીચેનો અમલદાર; નાજર; અમીન.

**Balance of Power**—શક્તિની સમતુલા; બલસામ્ય; શક્તિ-સામંજસ્ય. યુરોપની રાજનીતિનો આ એક સિદ્ધાંત છે. તે કોઈ પણ રાષ્ટ્રને અતિશય બળવાન થવા દેવાની વિરુદ્ધ છે. જો કોઈ પણ રાષ્ટ્ર વધારેપડતું બળવાન થઈ જાય તો તુરત જ બીજાં નાનાં રાજ્યો એકઠાં મળી તેની વિરુદ્ધ સંગઠન કરે છે. આ સિદ્ધાંત પ્રમાણે યુરોપમાં સોળમા સૈકાથી માંડીને આજ સુધીમાં અનેક મંડળો થયાં. સમ્રાટ ચાર્લ્સની સામે આ જ સિદ્ધાંત પ્રમાણે ઈંગ્લંડ અને ફ્રાન્સનું જોડાણ થયું હતું. સ્પેનના સમ્રાટ ફિલિપ બીજાની વિરુદ્ધ ફ્રાન્સ, ઇંગ્લંડ અને હોલાંડની ત્રિપુટી એકત્ર થઈ હતી. ઈંગ્લંડ અને યુરોપની બીજી કેટલીક શક્તિઓએ એકત્ર થઈને ફ્રાન્સના રાજા લૂઈને હરાવ્યો હતો. ઈ. સ. ૧૮૭૦ પછી જર્મન સામ્રાજ્યની વધતી જતી શક્તિને રોકવા માટે આ સિદ્ધાંતનો ઉપયોગ થવા લાગ્યો, પરિણામે યુરોપનાં રાષ્ટ્રો બે પરસ્પરવિરોધી સશસ્ત્ર પક્ષોમાં વહેંચાઈ ગયાં. એનું છેવટનું પરિણામ ગયું મહાયુદ્ધ. અત્યારે પણ આ બળ-સંતુલનના સિદ્ધાંતને અનુસરીને યુરોપમાં ભયંકર જાદવા-

સ્થળી મચી છે. એક બાજુ ધરીરાજ્યો છે અને બીજી બાજુ મિત્રરાજ્યો છે.

Balkan Entente—બાલ્કનજૂથ; બાલ્કનસંઘ.

Ballot—ચૂંટણીપત્રક; નિર્વાચનપત્ર; મતગુટિકા; ચિઠ્ઠી નાખીને ગુપ્ત રીતે મત આપવાનો વિધિ. બુદ્ધના સમયના ભારતમાં પણ આ પદ્ધતિ પ્રચલિત હતી. ‘ વિનય ’ અને ‘ મહાવગ્ગ ’ વગેરે બૌદ્ધ સૂત્રોમાં આ પદ્ધતિનું વર્ણન કરવામાં આવ્યું છે. જેવી રીતે અત્યારે ચિઠ્ઠીઓ દ્વારા ગુપ્ત રીતે મત લેવામાં આવે છે તેવી જ રીતે પહેલાંના વખતમાં શલાકા–સળી–વડે લેવામાં આવતા હતા. એક ચીની લેખ દ્વારા એમ જાણવા મળ્યું છે કે આ સળીઓ લાકડાની બનેલી હતી. મત માટે તેનો ઉપયોગ કરતાં પહેલાં તેમને રંગી નાખવામાં આવી હતી. સમસ્ત સંઘ દ્વારા એક એવી વ્યક્તિની નિમણૂક કરવામાં આવતી, જે માણસ સળીઓ એકઠી કરી તેની સંખ્યા ગણતો અને કોની સળીઓ સૌથી વધારે છે તે બતાવતો. તે ‘ શલાકા–ગ્રાહક ’ના નામથી ઓળખાતો.

( See ‘ Hindu Polity ’ by Dr. K. P. Jaiswal)

આધુનિક કાળમાં આ પ્રથાની શરૂઆત ઇંગ્લંડમાં ઈ. સ. ૧૭૧૦માં થઈ. એ વખતની ચૂંટણીમાં આ પ્રથાનો ઉપયોગ થવા લાગ્યો. ઈ. સ. ૧૮૭૨માં બ્રિટિશ પાર્લમેંટે પણ આ પ્રથાનો સ્વીકાર કર્યો. કેટલાક વખત સુધી પ્રયોગરૂપે જ આ પ્રથા રાખવામાં આવી હતી, પણ પછી તે સ્થાયી રૂપે સ્વીકારવામાં આવી. અત્યારે જ્યારે જ્યારે ગુપ્ત રીતે ચૂંટણી કરવાનો પ્રસંગ આવે છે ત્યારે આ પ્રથાનો ઉપયોગ કરવામાં આવે છે.

Ballot Act—ગુપ્ત મતનો કાયદો; ખાનગી રીતે મત લેવાનો કાયદો.

Bar—(૧) બેઠક; જ્યાં વકીલ પોતાના મુકદ્દમા લડતા હોય એ ન્યાયાલયનું સ્થાન. (૨) બૅરિસ્ટરો અને વકીલોનો સમૂહ.

Bar Association—વકીલો કે બૅરિસ્ટરોની સમિતિ.

Bar of the House—ઇંગ્લંડની આમની સભા અને ઉમરાવોની સભાનું એક સ્થાન, જે સભાગૃહથી બહાર હોય છે.

Bar, General Council of the—બૅરિસ્ટરો કે વકીલોની સામાન્ય સભા; વકીલના ધંધાનાં હિતોના રક્ષણ માટે નીમવામાં આવેલું વકીલોનું પ્રતિનિધિમંડળ.

Baron—વિલાયતના ઉમરાવોની સૌથી નીચી પદવી; જાગીરદાર.

Baronage—સમ્રાટના સરદારની સૌથી નીચી પદવી; ઉમરાવપદ.

Baroness—બેરનની સ્ત્રી; ઉમરાવની સ્ત્રી.

Baronet—સરદાર; ઉમરાવ (આ પદ વારસાગત મળે છે.)

Baronetcy—બેરનનું પદ અથવા તેની જાગીર. ઇંગ્લંડના ભૂતપૂર્વ રાજા જેમ્સ પહેલાએ ઈ. સ. ૧૬૧૧ માં સૌથી પહેલાં આ ઉપાધિની શોધ કરી હતી. જેને આ ઉપાધિ એનાયત કરવામાં આવે છે તેના નામની પહેલાં Sir અને તેની ધર્મપત્નીના નામની પહેલાં Lady શબ્દ લગાડવામાં આવે છે.

Bath, the most Honourable Order of the—આ ઉપાધિ ઇંગ્લંડના રાજા હેન્રી દ્વારા સૌથી પહેલાં ઈ. સ. ૧૩૯૯માં શરૂ કરવામાં આવી, એ પછી સત્તરમા સૈકામાં તેનો ઉપયોગ બંધ થઈ ગયો. ઈ. સ. ૧૭૨૫માં આ ઉપાધિ આપવામાં આવતી હતી. ઈ. સ. ૧૮૧૫માં એમાં થોડો સુધારો થયો. અત્યારે તે ત્રણ સ્વરૂપે વપરાય છે: (૧) Knights Grant Cross (G. C. B.), Knights Commander (K. C. B.) તથા Companions (C. B.). આ ઉપાધિઓ સમ્રાટના કુટુંબ, રાજા-મહારાજા અને મોટા અમલદારો તથા એવા જ મોટા સજ્જનોને આપવામાં આવે છે.

Belligerent—યુદ્ધમાં સંડોવાયેલું રાષ્ટ્ર; યુદ્ધપ્રવૃત્ત રાષ્ટ્ર; યુયુત્સુ રાષ્ટ્ર; યુદ્ધરત રાષ્ટ્ર; યુદ્ધમાન રાષ્ટ્ર.

Bethel Community—સામ્યવાદીઓનું સંસ્થાન; કમ્યુનિસ્ટ લોકોનું એક ખાસ સંસ્થાન. ઈ. સ. ૧૮૪૦માં મિસોરી નામના સ્થાનમાં ડૉ. કેલ(Keil)ની આગેવાની નીચે જર્મન ખેડૂતોએ તેની સ્થાપના કરી હતી. ઈ. સ. ૧૮૫૫માં એ જ ડૉક્ટર કેલે અરોરા નામની જગાએ એક બીજું સંસ્થાન ઊભું કર્યું. ઈ. સ. ૧૮૭૭માં એ ડૉક્ટરનું મૃત્યુ થયું અને તેની સાથે સાથે જ તેમનાં સંસ્થાનોની આવરદા પણ પૂરી થઈ.

Betterment—સંપત્તિની સુધારણા; સ્થાવર મિલકતની સુધારણા.

Bicameral System—દ્વયાત્મક સભાપદ્ધતિ; દ્વિરાજક સભા-પદ્ધતિ; પાર્લમેંટમાં બે સભાઓ (Chambers) હોવી જોઈએ એવો મત ધરાવનાર પદ્ધતિ. ઈંગ્લંડની પાર્લમેંટની રચના આ પદ્ધતિ પ્રમાણે જ કરવામાં આવી છે. એ પાર્લમેંટના બે વિભાગ છે: ૧ આમની સભા, ૨ અમીરોની સભા અથવા ઉમરાવોની સભા. ભારતવર્ષમાં પણ લોકપ્રતિનિધિસભા આ તત્ત્વ ઉપર જ સ્થાપવામાં આવી છે. પશ્ચિમના રાજનીતિજ્ઞોમાંથી કેટલાક તો આ પદ્ધતિની તરફેણમાં છે જ્યારે કેટલાક વિરોધી છે. પ્રખ્યાત રાજનીતિવેત્તા જોન એડમ્સે 'અમેરિકાના બંધારણનો બચાવ' (A defence of the Constitution of America) નામના ગ્રંથમાં આ તત્ત્વનું ખૂબ જ યોગ્યતાપૂર્વક સમર્થન કર્યું છે. રાજનીતિશાસ્ત્રના પ્રસિદ્ધ લેખક લેકીએ 'લોકશાસન અને સ્વતંત્રતા' (Democracy and Liberty) નામનું એક વિદ્વત્તાપૂર્ણ પુસ્તક લખ્યું છે. એમાં તે લખે છે કે, 'દુનિયાની શાસનપ્રણાલીનાં તમામ સ્વરૂપોમાં મને ક્યાંયે લગભગ એટલું ખરાબ સ્વરૂપ જોવા ન મળ્યું, જેટલું તમામ સત્તા એક જ પ્રજાકીય સભાના હાથમાં આપવામાં આવેલી છે એવા

શાસનતંત્રમાં મેં જોયું છે. અનિયંત્રિત સત્તાને લીધે જે જુલ્મો અને આપખુદીની બરદાસ્ત એકહથ્થુ સ્વેચ્છાચારી તંત્રમાં કરવી પડે છે તે જ જુલ્મો અને આપખુદી ઉપરની એક સભાના શાસનમાં પણ ભોગવવી પડે છે; એટલું જ નહિ પણ ક્યારેક ક્યારેક તો તે આપખુદ શાસક કરતાંયે વધારે બેજવાબદાર અને અવિચારી રીતે વર્તતી હોય છે.' એથી લેકી કોઈ પણ રાષ્ટ્રની રાજસભા અથવા વ્યવસ્થાપકસભાને બે ભાગમાં વહેંચી નાખવાના મુદ્દા ઉપર ભાર મૂકે છે. રાજનીતિશાસ્ત્રનો બીજો પ્રખ્યાત વિદ્વાન જેમ્સ ડબલ્યુ. ગાર્નર પોતાના 'રાજનૈતિક વિજ્ઞાન' ( Political Science ) નામના ગ્રંથમાં બે સભાવાળા તત્ત્વના નીચે પ્રમાણે લાભ બતાવે છે.

'આમની સભા કોઈ કોઈ વાર પ્રાસંગિક આવેશમાં આવી જઈને કંઈક ન કરવાનું કરી બેસે છે, એ વખતે બીજી સભા તેનાં અવિચારી અથવા આવેશમાં લીધેલાં પગલાંને રોકી શકે છે. તે વિચારપૂર્વક પહેલી સભાના કામને અંકુશમાં રાખે છે. બીજી સભાની કાર્યવાહીને પરિણામે કોઈ પણ ઠરાવનો અમલ થતાં વાર લાગે છે અને એ સમય દરમિયાન વાતાવરણ સ્થિર અને શાંત બને છે, એથી એ વિષય ઉપર ફરીને શાંત ચિત્તે વિચાર કરવાનો અવકાશ રહે છે.' ચાન્સેલર કેન્ટે પણ આ પદ્ધતિનું સમર્થન જોરદાર શબ્દોમાં કર્યું છે. જર્મનીના અતિ વિખ્યાત રાજનીતિશાસ્ત્રના વિદ્વાન લેખક બ્લંશલે( Bluntschli )એ આ દ્વયાત્મક સભાપદ્ધતિનું સમર્થન કરતાં લખ્યું છે કે, 'ચાર આંખો બે આંખો કરતાં વધારે તેમ જ સારી રીતે દેખી શકે છે. આ વસ્તુ એ વખતે તો વધારે લાગુ પડે છે, જ્યારે કોઈ પણ વિષયનો વિચાર અનેક દૃષ્ટિબિંદુઓથી કરવાનો હોય છે.' સેંટ ગિરોન્સ પોતાના 'La Separation Des Powvoirs' નામના ગ્રંથમાં લખે છેઃ 'બે સભાનો સિદ્ધાંત ધારાસભાનું તેનાં જુલ્મી અને આવેશમય કાર્યોથી જ રક્ષણ કરે છે,

એટલું જ નહિ પણ તે એક સભાના સ્વેચ્છાચારી વ્યવહારથી એક વ્યક્તિનું રક્ષણ પણ કરે છે. બીજી સભાનું અસ્તિત્વ સ્વાધીનતાની બાંયધરીનું કાર્ય કરે છે અને તે એક સર્વસત્તાધારી સભાના જુલ્મમાંથી રાષ્ટ્રને બચાવી લે છે. બ્લૅાઈસ, જજ, સ્ટોરી વગેરે રાજનીતિજ્ઞોએ પણ આ પદ્ધતિનું સમર્થન કર્યું છે. જોન સ્ટુઅર્ટ મિલે એક એવી શરતે આ પદ્ધતિને ટેકો આપ્યો છે કે, બીજી સભામાં એવા જ માણસોને રાખવા જોઈએ, જે રાજનીતિના પૂર્ણ અનુભવી અને વિદ્વાન હોય અને સાથે સાથે સહૃદયી પણ હોય. જો એક સભામાં જનતાની લાગણી અને જનતાની ઇચ્છાઓને વ્યકત કરનારા માણસો હોય તો બીજી સભામાં એવા માણસો હોવા જોઈએ, જે પોતાની વ્યક્તિગત યોગ્યતા, ગંભીર વ્યવહારિક અનુભવ અને સીધી સેવાઓ દ્વારા પહેલેથી જ છાપ પાડી ચૂકયા હોય. મિલના કહેવા પ્રમાણે આવા લોકોની બીજી સભા પહેલી સભાની કાર્યવાહીને માત્ર નિયમનમાં જ રાખીને અટકશે નહિ, પણ પોતે એક જબરદસ્ત સંચાલક શક્તિ બનશે. આ સભા માનવસમાજના કુદરતી આગેવાનોની સભા થશે અને દેશને પ્રગતિ અને ઉન્નતિને માર્ગે લઈ જશે. બીજી સભાનું સૌથી યોગ્ય અને આદર્શ સંગઠન તો ત્યારે જ થઈ શકે જ્યારે તેના સભ્યો વર્ગ-સ્વાર્થ અને વર્ગ–પક્ષપાતથી રહિત અને સદાશયવાળા હોય અને તેઓની દૃષ્ટિ સારા રાષ્ટ્રની અથવા તો સમસ્ત માનવજાતના કલ્યાણ ઉપર રમતી હોય. પણ કેટલીક વખત એ દ્વયાત્મક સભાપદ્ધતિ રાખવાનો એક બીજો હેતુ પણ હોય છે અને તે પોતાના વર્ગનાં હિતોનું રક્ષણ કરવાનો, સ્થાપિત હિતોનું રક્ષણ કરવાનો. આમની સભા અથવા જનસાધારણના પ્રતિનિધિઓ અમીરો, ઉમરાવો અને ખાસ વર્ગના લોકોના હક્કો ઉપર તરાપ મારનારા કાયદાઓ પસાર કરાવી જાય નહિ એટલા માટે પણ અમીરોની સભાનું અસ્તિત્વ ઊભું કરવામાં આવેલું હોય છે. આપણા દેશ ( હિંદુસ્તાન )માં પણ કાઉન્સિલ ઑફ સ્ટેટમાં એવા જ માણસોને

ઘુસાડવામાં આવે છે, જે યુરોપિયન–ખાસ કરીને અંગ્રેજ–નાં, જમીન-દારોનાં અને અમીર–ઉમરાવોનાં હિતનું રક્ષણ કરતા હોય.

Bicamerist—સભાદ્વયવાદી; દ્વયાત્મક સભાપદ્ધતિમાં માનનાર.

Bicentenary—બસો વર્ષનો ઉત્સવ; દ્વિશતવાર્ષિક ઉત્સવ.

Bi-Lateral Agreements—બે પક્ષોની પરસ્પર સંધિ.

Bill—કાયદાનો કાચો મુસદ્દો; કાચો ખરડો. જ્યાં સુધી કાયદાનો મુસદ્દો ધારાસભામાં ચર્ચાવા માટે રહે છે ત્યાં સુધી તેને 'બિલ' કહેવાય છે–પસાર થયા પછી તે 'કાયદો' કહેવાય છે.

Bill of Right—હક્કનામું; પ્રજાના અધિકારનામાનો કાચો ખરડો; હક્કનામાનો કાચો મુસદ્દો.

ઈ. સ. ૧૬૮૮માં પસાર થયેલો પાર્લમેંટનો એક ખાસ કાયદો. આ એ સમય હતો જ્યારે ઈંગ્લંડના રાજા જેમ્સ બીજાએ પોતાના દેશનો ત્યાગ કર્યો હતો અને ઇંગ્લંડના સિંહાસન ઉપર સમ્રાટ વિલિયમ બેઠો હતો. આ બિલ દ્વારા અંગ્રેજ પ્રજાના હક્કોનું રક્ષણ કરવામાં આવ્યું છે. ઈંગ્લંડનો કોઈ પણ રાજા પાર્લમેંટની મંજૂરી વિના પ્રજા ઉપર કોઈ કર નાખી શકે નહિ એવું આ બિલથી ઠરાવવામાં આવ્યું છે.

Bimetallism—દ્વિચલણપદ્ધતિ; દ્વિધાતુવાદ; સોના અને ચાંદીની ચલણપદ્ધતિ (આ શબ્દને Dictionary of Economical Termsમાં વિસ્તારથી વર્ણવવામાં આવ્યો છે.)

Biological Analogy—રાજનીતિશાસ્ત્રમાં આ શબ્દનો ઉપયોગ જીવશરીરને જ્યારે રાજ્યરૂપી શરીર સાથે સરખાવવામાં આવે છે ત્યારે થાય છે. જે રીતે જીવશરીર (Animal Organism) વિભિન્ન અવયવો અથવા તો કોષાણુઓનું બન્યું છે અને એ અવયવ તથા કોષાણુ એકબીજા ઉપર આધાર રાખે છે અને શરીરની

તંદુરસ્તી માટે આ બધા સારી સ્થિતિમાં રહે એ જરૂરનું છે તેવી જ રીતે રાજ્યરૂપી શરીર પણ વ્યક્તિરૂપી કોષ અને અવયવોનું બનેલું છે અને એ વ્યક્તિરૂપી કોષો એકબીજા સાથે શરીરના કોષો અને અવયવોની પેઠે જ જોડાયેલા છે. જીવશરીરની પેઠે રાજ્યશરીર પણ જ્યાં સુધી તેના વ્યક્તિરૂપી કોષો અને અવયવો સારી હાલતમાં અને સુવ્યવસ્થિત રીતે રહેશે ત્યાં સુધી સારી હાલતમાં રહેશે. જેવી વ્યક્તિઓની સ્થિતિ બગડી કે આખા રાજ્યરૂપી શરીરની સ્થિતિ પણ બગડી જશે. આમ જીવશરીરની માનવશરીર સાથેની તુલનાને Biological Analogy કહેવાય છે.

રાજનીતિના પ્રસિદ્ધ ફિલસૂફ અને વિદ્વાન લેખક રૂસોએ માનવશરીર અને રાજ્યશરીરનું ઘનિષ્ઠ મળતાવડાપણું બતાવવા લખ્યું છે કે સર્વોપરી સત્તા (Sovereign power) રાજ્યરૂપી શરીરનું માથું; કાયદા તથા રીતરિવાજો તેનું કપાળ; વ્યાપાર, ખેતી વગેરે તેનું મુખ અને પેટ તથા ખજાનો તેનું લોહી છે. આ બધાંનો ઉપયોગ જો તે સુંદર રીતે અને વિચારપૂર્વક કરતો રહે તો સારાયે રાજ્ય-શરીરની સ્થિતિ તંદુરસ્ત શરીરની પેઠે નીરોગી અને હૃષ્ટપુષ્ટ અને તાજી રહી શકે છે. પ્રખ્યાત તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરે પોતાના Principles of Sociolgy નામના ગ્રંથમાં જીવશરીરની સમાજ-શરીર સાથે ઘણી જ સુંદર તુલના કરી છે અને તેની વચ્ચે અદ્ભુત સમાનતા બતાવી છે.

Biological method of Political Science—રાજનીતિ-શાસ્ત્રની એક પદ્ધતિ, જે રાજ્યની જીવશરીર સાથે સમાનતા બતાવે છે.

Birth Right—જન્મસિદ્ધ હક્ક; જન્મસિદ્ધ અધિકાર.

Bishop—વડો પાદરી; ધર્માધ્યક્ષ.

Black Ball—મત આપતી વખતે પોતાની અસંમતિ દર્શાવવા માટે વપરાતી કાળી ગોળી.

Black leg—મજૂરહિતદ્રોહી મજૂર; હડતાળ ઉપર ગયેલા મજૂરને બદલે કામ કરનાર નવો મજૂર, જે પોતાના સ્વાર્થને માટે–માત્ર પોતાની ઉદરપૂર્તિ માટે–સંખ્યાબંધ મજૂરોનાં પેટ ઉપર પાટુ મારે છે.

Black List—કાળી યાદી; શંકાસ્પદ માણસોનાં નામ જેમાં લખી રાખવામાં આવે છે એવી યાદી. આ શબ્દ સામ્યવાદી સાહિત્યમાં પણ વપરાય છે. ત્યાં તેનો અર્થ કારખાનાંના મજૂરો સાથે જુલમ અને શોષણનો વ્યવહાર રાખનાર કાખાનાંના માલિકો એવો થાય છે. એથી ઊલટું, જેમાં મજૂરોનું આંદોલન ચલાવનાર મજૂર અને મજૂર–નેતાઓનાં નામ લખવામાં આવે છે. હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય કાર્યકરોનાં નામ સરકારની કાળી યાદીમાં લખેલાં હોય છે. આમાં મહાસભાની વર્કિંગ કમિટીના સભ્ય તથા કોંગ્રેસ પ્રધાનોથી માંડીને નાનામાં નાના સામાન્ય કાર્યકર સુધીના ઘણાનો સમાવેશ થાય છે. એ સિવાય ભારતવર્ષના ક્રાન્તિકારીઓ, સમાજવાદીઓ, સામ્યવાદીઓ, મજૂર–કાર્યકરો અને એવી જાતની બીજી કેટલીયે સંસ્થાઓના કાર્યકરોનાં નામ સરકારી કાળી યાદીમાં લખવામાં આવે છે.

Blitzkrieg—આ જર્મન ભાષાનો શબ્દ છે. એનો શાબ્દિક અર્થ થાય છે : 'વિદ્યુતવેગી યુદ્ધ'; તોફાની હુમલો. ઈ. સ. ૧૯૩૯માં હિટલરે પોલાંડ ઉપર આક્રમણ કરતી વખતે આ યુદ્ધનીતિ ગ્રહણ કરી હતી અને એમાં તે સફળ થયો. યુદ્ધવિદ્યાના નિષ્ણાતોનો એવો મત છે કે સરખી શક્તિવાળા શત્રુ ઉપર આ નીતિ કંઈ વધુ સફળ થઈ શકતી નથી.

Blockade—સામુદ્રિક ઘેરો; સમુદ્રમાં નાકાબંદી; જળમાર્ગે ઘેરો. (થોડા દિવસો પહેલાં યુરોપનાં કેટલાંક રાષ્ટ્રોએ એકત્ર થઈને ઇટલીને સામુદ્રિક ઘેરો ઘાલ્યો હતો. તેનો ઉદ્દેશ ઇટલીમાં બહારથી જતાં કોઈ સરસામાન કે ચીજવસ્તુ બંધ કરી તેને થકવવાનો હતો.)

Blocking—વિરોધદ્વારા મુશ્કેલી ઊભી કરવી; રસ્તામાં વિઘ્ન ઊભાં કરવાં.

Blocking a Bill—પાર્લમેંટમાં રજૂ થનારા બિલની વિરુદ્ધ નોટિસ આપી તેના ઉપર થનારી ચર્ચાને બંધ કરી દેવી તે; બિલનો પ્રતિરોધ; બિલ અટકાવવું તે.

Bloodless Revolution—લોહી રેડ્યા સિવાયની ક્રાન્તિ; રક્તહીન ક્રાન્તિ. ઈ. સ. ૧૬૮૮માં બ્રિટનમાં જે શાસન-પલટો થયો અને જેને પરિણામે જેમ્સ બીજો નાસી ગયો અને વિલિયમ અને મેરી આવ્યાં તે ક્રાન્તિ આ નામથી ઓળખાય છે.

Blue Books—પાર્લમેંટ દ્વારા પ્રકાશિત પુસ્તકો અથવા પુસ્તિકાઓ. તેનો રંગ ભૂરો હોવાથી 'બ્લ્યુ બુક્સ' કહેવાય છે. ઈ સ. ૧૬૮૧ થી બ્રિટિશ પાર્લમેંટ પોતાની પુસ્તિકાઓ, અહેવાલો વગેરે બહાર પાડે છે. ફ્રાન્સ દ્વારા પ્રકાશિત આ જાતની પુસ્તિકાઓને 'Yellow Books' કહેવાય છે કારણ કે તેનો રંગ પીળો હોય છે. એ રીતે જર્મની અને ઇટલીની રાજસભાઓ દ્વારા બહાર પડતી પુસ્તિકાઓ 'White Books' અને ઇટલી અને સ્પેન દ્વારા બહાર પડતી પુસ્તિકાઓને 'Green Books' અને 'Red Books' કહેવાય છે.

Board of Exchequer—કોષસમિતિ.

Body, Corporate—નિયમબદ્ધ સંસ્થા; નિયત સંસ્થા.

Body Corporation—સભામંડળ.

Body-Politic—રાજ્યસંસ્થા (એમાં સમાજ, લીગ, સેના, કાયદો વગેરે બધાંનો સમાવેશ થાય છે.)

Bolshevism—મજૂરસત્તાવાદ; શ્રમજીવી - અધિકારવાદ. લેનીન પોતાના 'The State and Revolution' નામના પુસ્તકના ૮૪મા પાના ઉપર લખે છે કે બોલ્શેવિઝમ શબ્દ રશિયન ભાષાના 'Bolshivsto' શબ્દમાંથી નીકળ્યો છે. એનો અર્થ મતાધિક્ય થાય છે. ઈ. સ. ૧૯૦૩માં બ્રૂસેલ્સમાં રશિયાના સામ્યવાદીઓની એક પરિષદ મળી હતી, જેમાં આંતરવ્યવસ્થાના મુદ્દા ઉપર મતભેદો

ઊભા થવાથી કેટલાયે પક્ષો પડી ગયા હતા. તેમાં લેનીનના પક્ષના માણસોની સંખ્યા સૌથી વધારે હતી. એથી આ પક્ષને 'બોલ્શેવિક' નામ આપવામાં આવ્યું અને આજે પણ એ જ નામ પ્રચલિત છે.

બૉલ્શેવિઝમ કાર્લમાર્ક્સના સમાજવાદનું ઉગ્ર રૂપ છે. બૉલ્શેવિઝમનો પિતા લેનીન પોતે પોતાને કાર્લમાર્ક્સના અનુયાયી તરીકે ઓળખાવે છે. તેણે એક જગાએ કહ્યું છે કે, 'મારા મતમાં નવીનતા જેવું કશું જ નથી. હું તો માત્ર માર્ક્સે બતાવેલા માર્ગે પ્રવાસ ખેડતો પથિક છું. બીજા ઘણાયે સમાજવાદીઓ માર્ક્સના અનુયાયી હોવાનો દાવો કરે છે, પરંતુ તેઓ કાં તો માર્ક્સના સિદ્ધાંતોને સમજી જ શકયા નથી અથવા તો જાણીબૂજીને પોતાના સ્વાર્થને વશ થઈ તેના સિદ્ધાંતોના મનમાન્યા અર્થ કરે છે. નહિ તો માર્ક્સનાં પુસ્તકોનો નિષ્પક્ષપાતપણે અથવા સાચી જિજ્ઞાસાથી પ્રેરાઈને અભ્યાસ કરનાર વ્યક્તિનો મત મારાથી જુદો કદી હોઈ શકે નહિ.' લેનીને પોતાના 'રશિયામાં મૂડીવાદી સત્તાનો વિકાસ' (The Development of Capitalism in Russia) નામના ગ્રંથમાં માર્ક્સ અને ઍંજલ્સના ફકરાઓ ટાંકીને પોતાના મતના કાર્યક્રમનું સમર્થન કર્યું છે. બૉલ્શેવિક રાજ્યપદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો આ પ્રમાણે છે: (૧) મૂડીદારોની સત્તા નાબૂદ કરી તેની જગ્યાએ મજૂરોની સત્તાની સ્થાપના કરવી, (૨) ઉત્પાદનનાં તમામ સાધનો (જમીન, કારખાનાં, ખાણો વગેરે) પરથી વ્યક્તિગત અધિકાર કાઢી નાખી તેની જગ્યાએ રાષ્ટ્રીય સ્વામિત્વ સ્થાપવું, (૩) સમાજની કોઈ પણ વ્યક્તિને તેના શ્રમનો પૂરતો અને ન્યાયી બદલો આપવો–તેની જરૂરિયાત પૂરી પાડવા પ્રયત્ન કરવો, (૪) મૂડીદારો અને તેના મદદનીશોના મતાધિકાર ઝૂંટવી લઈ તેમનાં ભાષણ, લેખન અને આચરણ ઉપર અંકુશ મૂકવો, (૫) સ્ત્રીઓને પુરુષોના જેટલા જ અધિકારો આપવા.

**Bombardment**—બૉંબવર્ષા; ગોલંદાજી.

**Bourgeoisie**—મૂળ અર્થ–વેપાર કરનાર મધ્યમવર્ગનો માણસ;

પ્રચલિત અર્થ-પરોપજીવી શ્રીમંતવર્ગ; જે વર્ગ બીજાની મહેનત પર તાગડધિન્ના કરે છે તે શ્રમજીવીઓને શોષનાર ધનિક વર્ગ.

Borstal System—નાની ઉંમરના ગુનેગારોને શિક્ષા કરવાની પદ્ધતિ; સગીર વયના ગુનેગારોને સજા કરવાની પદ્ધતિ.

Borstal School—સુધારક વિદ્યાલય.

Bounties—ઉદાર દાન; દેશના ઉદ્યોગો વધારવા માટે આપવામાં [આવતી આર્થિક મદદ.

Bourough—સ્વયંશાસિત નગર; પોતાના પ્રતિનિધિઓને પાર્લમેંટમાં મોકલનાર સ્વયંશાસિત શહેર અથવા ગામ. તેનું સ્થાનિક શાસન નગરસભા( Town Councils )ના હાથમાં હોય છે.

Boycott—બહિષ્કાર કરવો; બહિષ્કાર. કેપ્ટન બૉયકોટના નામ ઉપરથી આ શબ્દની ઉત્પત્તિ થઈ છે. ઈ. સ. ૧૮૮૧માં કેપ્ટન બૉયકોટનો તથા તેના પાડોશીઓનો આયર્લેન્ડમાં બહિષ્કાર કરવામાં આવ્યો હતો. તેની સાથે બધી જ જાતનો સામાજિક અને આર્થિક વ્યવહાર બંધ કરી દેવામાં આવ્યો હતો, ત્યારથી યુરોપમાં બહિષ્કાર કરવાના રિવાજનો પ્રચાર થયો. ભારતવર્ષમાં સામાજિક બહિષ્કાર તો ઘણા કાળથી ચાલતો આવેલો છે, પણ આધુનિક કાળમાં બંગભંગની હિલચાલ વખતે આ શબ્દ કાને પડવા માંડ્યો હતો. એ પછી સત્યાગ્રહ-આંદોલનમાં વિદેશી કપડાં, સરકારી શાળા, કૉલેજ, વકીલાત અને ધારાસભાના બહિષ્કારને માટે આ શબ્દ ખૂબ વ્યાપક રૂપમાં પ્રચલિત થઈ ગયો.

Boxer—ચીનની ખાસ ગુપ્ત સમિતિ. ઈ. સ. ૧૯૦૦માં ચીનમાંથી યુરોપિયનોને હાંકી કાઢવા માટે જે ગુપ્ત સમિતિઓ સ્થપાઈ હતી તેને માટે આ શબ્દ વપરાતો હતો. તેના સભ્યોએ યુરોપિયનો ઉપર તથા દેશી ખ્રિસ્તીઓ ઉપર હુમલાઓ કર્યા તથા યુરોપિયનોને ચીનમાંથી હાંકી કાઢવા જબ્બર આંદોલન શરૂ કર્યું. આખરે ચીનની બધી યુરોપિયન સત્તાઓએ એકત્ર થઈ આ આંદોલન દબાવી દીધું.

Bretheren of Social Life—ભ્રાતૃમંડળ. ઈ. સ. ૧૩૭૬માં ગ્રૂટ અને એડવિન નામના માણસોએ આની સ્થાપના કરી હતી. આ મંડળ પ્રાચીન ખ્રિસ્તી ધર્મની સમિતિનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરતું હતું. તેનો ઉદ્દેશ મંડળના સભ્યોનાં માલમિલકત એકઠાં કરી બધા વચ્ચે સમાન ભાગે વહેંચી ભાઈચારાનો પ્રચાર કરવાનો હતો.

Brief—સાર; મુકદ્દમાનો ખુલાસો; (v.) વકીલ-બૅરિસ્ટરની નિમણૂક કરવી.

British Empire—બ્રિટિશ સામ્રાજ્ય.

British Union—બ્રિટિશ યુનિયન. સર ઑસ્વાલ્ડ મૉસ્લે( Sir Oswald Mosley )એ આ સંસ્થાની સ્થાપના કરી હતી. તેનો ઉદ્દેશ ફાસીઝમનો પ્રચાર કરવાનો હતો.

Brute Force—પશુબળ.

Budget—બજેટ; અંદાજપત્ર; સાલવાર આવકખર્ચનો અડસટ્ટો જેમાં નક્કી કરવામાં આવ્યો હોય તેવું પત્રક.

Buffur State—વચ્ચે આવેલું નાનું રાજ્ય; બે બળવાન રાજ્યોની વચ્ચે કૃત્રિમ રીતે ઊભું કરેલું નાનું રાજ્ય. એનો ઉદ્દેશ બે રાજ્યો વચ્ચે બનતાં સુધી ઝઘડા ઊભા ન થાય એ છે.

Bundesrath—જર્મન સામ્રાજ્યની પાર્લમેંટની ઉપલી સભા.

Bureau—મંડળ; કેન્દ્ર.

Bureau, Information—હકીકત જાણવા માટેનું મંડળ.

Bureaucracy—નોકરશાહી; અધિકારતંત્ર; અધિકારી શાસન.

શાસનના સ્વરૂપની રચનાના બે ભાગ પાડવામાં આવ્યા છે. (૧) અધિકારી શાસન ( Bureaucratic Government ), (૨) લોકપ્રતિનિધિશાસન; લોકતંત્ર; (Popular Government) અધિકારી તંત્ર. એ એવી જાતનું તંત્ર છે, જેના સંચાલકો અથવા શાસકો એવી વ્યક્તિઓ હોય છે, જેમણે શાસન-વિજ્ઞાનનું સિદ્ધાંતિક

તેમ જ વ્યવહારિક શિક્ષણ મેળવ્યું હોય અને જેઓ એવું શિક્ષણ પૂરું કર્યા પછી સરકારી નોકરીઓમાં જોડાયા હોય. આપણે ત્યાં I. C. S. ( Indian Civil Service ) એવી જાતના શિક્ષણની છેલ્લી ડિગ્રી છે.

આવા લોકો પોતાની નોકરીનો સમય પૂરો કર્યા પછી પેન્શન લઈ નોકરીમાંથી છૂટા થાય છે. આ તાલીમ પામેલા અધિકારીઓમાં લશ્કરી સિપાહીઓની પેઠે શિસ્ત અને નિયમપાલનનો ગુણ અવશ્ય જોવામાં આવે છે. તેઓ પોતાનું કામ વખતસર કરવાનો પ્રયત્ન કરે છે. પણ જનતા સાથે તેમનો કોઈ વિશેષ જાતનો સંબંધ નથી રહેતો. તેઓ પોતે જ પોતાની જાતને એક ઊંચા અને વિશિષ્ટ વર્ગના માણસો હોય એમ માની લે છે. જનતાની લાગણી ને તેનાં સુખદુ:ખોને તેઓ સારી રીતે સમજી શકતા નથી. લોકમતની અસર તેમના ઉપર બહુ ઓછી થાય છે. બહારનો ભપકો, ઠાઠમાઠ અને વટ જાળવવામાં તથા તુમારો દ્વારા જ કામ કરવામાં જ તેમનો મોટા ભાગનો વખત પસાર થઈ જાય છે. બર્કના શબ્દોમાં 'તેઓ ઉપરઉપરના કામમાં જ વ્યસ્ત રહેતા હોય છે. જનતાની આંતરિક સ્થિતિ સુધારવા તરફ તેનું બહુ ઓછું લક્ષ્ય છે.'

જ્યાં સુધી શાસનનું સંચાલન યોગ્ય રીતે કરવાને સંબંધ છે ત્યાં સુધી આ શાસનતંત્ર કેટલીક વાર લોકતંત્ર કરતાંયે આગળ વધી જાય છે. પણ કોઈ પણ શાસનતંત્રનો ઉદ્દેશ તેનો હમેશનો કાર્યક્રમ નિયમ મુજબ અને સરળતાથી ચાલતો રહે એ જ એકમાત્ર હોતો નથી. નાગરિકોને શારીરિક, માનસિક અને આર્થિક દૃષ્ટિથી યોગ્ય બનાવવા તેના જીવનના ધોરણને ઊંચું ઉઠાવવું, તેમનામાં માનવતા અને સ્વદેશભક્તિના ભાવોનો સંચાર કરવો, તેમનામાં સ્વાભિમાન અને નિયમબદ્ધતાના ગુણોનો વિકાસ કરવો વગેરે અનેક બાબતોનું સફળતાપૂર્વક સંચાલન કરવામાં આ રાજ્યતંત્ર અશક્ત નીવડે છે. આ ઉપરાંત તેમાં બીજા પણ કેટલાય વારસાગત દોષો છે.

પ્રખ્યાત રાજનૈતિક દાર્શનિક જૉન સ્ટુઅર્ટ મિલ એમ કહે છે કે, જે રોગને લીધે આ શાસનતંત્ર તૂટી પડે છે તે તેની નિર્જીવ અને હમેશની ચાલુ ઘરેડ છે. આ નિર્જીવ ઘરેડમાં જ તેઓ પોતાનું જીવન અને પ્રાણશક્તિ ગુમાવી બેસે છે. આ એક એવું શાસનતંત્ર છે, જેને જૉન સ્ટુઅર્ટ મિલના શબ્દોમાં કોઈએ ટેકો આપ્યો નથી.

By-Election—પેટા ચૂંટણી; ઉપચૂંટણી; ઉપનિર્વાચન.

By-Law—ઉપનિયમ.

## C

Cabal—કાવતરું; ષડ્યંત્ર; કોઈ ષડ્યંત્રમાં સામેલ થવું. ( Hist. ) ઇંગ્લંડના રાજા ચાર્લ્સ બીજાના વખતમાં સ્થાપવામાં આવેલી એક ખાસ સમિતિ, જે પરદેશી ખાતામાં કામ કરતી હતી.

Cabinet—પ્રધાનમંડળ; મંત્રીમંડળ; સચિવમંડળ; મંત્રીપરિષદ; મંત્રણામંડળ; પરામર્શકારી મંડળ. રાજનીતિશાસ્ત્રનો સુપ્રસિદ્ધ લેખક ડાયસી ( Dicey ) લખે છે કે, 'ઇંગ્લંડમાં સમસ્ત રાજ-કારભાર રાજાને નામે ચાલે છે, પણ ખરું જોતાં ત્યાં પ્રધાન-મંડળ જ જે કહો તે બધું છે.

આ સંસ્થાની ઉત્પત્તિ ઇંગ્લંડમાં થઈ. ત્યાંના રાજા અથવા સમ્રાટને પોતાના શાસનમાં મદદ આપવા માટે એક સભા હોય છે, જેને પ્રિવી કાઉન્સિલ અથવા ગુપ્ત સભા કહેવાય છે. આ એક જૂની સભાનું વિકાસ પામેલું રૂપ છે. આ જ ગુપ્ત સભામાંથી એક નાની સમિતિના રૂપમાં પ્રધાનમંડળનો ઉદય થયો. શાસનસંબંધી બીજી સંસ્થાઓની પેઠે જ ઇંગ્લંડની આ સંસ્થાનો પણ ક્રમશઃ વિકાસ થયો. ચૌદમી શતાબ્દિ સુધી રાજા પોતે જ પોતાના મંત્રીઓને ચૂંટતો હતો, પણ પાછળથી પરિસ્થિતિ બદલાઈ ગઈ અને સત્તરમી સદીમાં તો ત્યાં સુધી વખત આવ્યો કે પ્રતિનિધિસભાની વિરુદ્ધ

કામ કરનાર મંત્રીઓ વિરુદ્ધ ન્યાયાલયમાં કામ ચલાવવા માંડ્યું. ઈ. સ. ૧૭૧૪માં હૅનોવર વંશનો પહેલો જ્યૉર્જ ઇંગ્લંડની ગાદી ઉપર આવ્યો. તે અને તેનો પુત્ર જ્યૉર્જ બીજો બંને અંગ્રેજી ભાષાથી અજાણ હતા તેથી તે મંત્રીમંડળ તથા બીજે કોઈ પણ ઠેકાણે ચર્ચામાં ભાગ લઈ શકે તેમ નહોતું. એથી વડો પ્રધાન રાજ્યનો તમામ કારભાર ચલાવવા લાગ્યો. તેના અધિકારો ઘણા વધી ગયા. જ્યૉર્જ ત્રીજાએ આ અધિકારો પાછા મેળવવા માટે પ્રયત્ન કર્યો પણ તે બહુ સફળ થઈ શક્યો નહિ.

ઈ. સ. ૧૭૧૪માં સર રૉબર્ટ વૉલપોલે (Walpole) સૌથી પહેલાં પ્રધાનમંડળને વ્યવસ્થિત અને સુસંગઠિત રૂપ આપ્યું. તેના પ્રધાનમંડળમાં સાતથી દસ સુધી સભ્યો રહેતા. આગળ ચાલતાં જેમ જેમ શાસનભાર વધતો ગયો તેમ તેમ તેના સભ્યોની સંખ્યા પણ વધતી ગઈ, અને ૧૯મી સદીના અંતમાં તો તેની સંખ્યા વધીને વીસ સુધી પહોંચી ગઈ. મહાયુદ્ધના વખતમાં તેની સંખ્યા ઓછી કરવામાં આવી હતી કારણ કે આટલી મોટી સંખ્યા લડાઈના સંચાલન-માં વિઘ્નરૂપ થતી હતી, એથી તેને ઘટાડીને પ્રધાનમંડળના સભ્યોની સંખ્યા પાંચની જ કરી નાખવામાં આવી હતી. ઈ. સ. ૧૯૧૯માં ફરીને વીસ સભ્યોનું પ્રધાનમંડળ બનાવવામાં આવ્યું છે. દરેક પ્રધાનને કોઈ ને કોઈ રાજકીય વિભાગનું કામ સોંપવામાં આવેલું હોય છે અને એ વિભાગની જવાબદારી પણ તેને માથે જ હોય છે.

જ્યારે પાર્લમેંટની નવી ચૂંટણી થાય છે અથવા જ્યારે વડો પ્રધાન (Prime-Minister) રાજીનામું આપે છે ત્યારે શહેનશાહ પ્રતિનિધિસભાના એવા સભ્યને વડો પ્રધાન બનાવે છે, જે એ સભાના બહુમતી-પક્ષનો નેતા હોય. વડો પ્રધાન બીજા પ્રધાનોને ચૂંટીને મંત્રીદળ (Ministry) બનાવે છે. પ્રધાનમંડળ (Cabinet) અને મંત્રીદળ (Ministry) વચ્ચેનો તફાવત જાણી લેવો જરૂરી છે.

Ministry જો પાર્લમેંટનો વિશ્વાસ ગુમાવે તો તેને રાજીનામું આપી દેવું પડે છે. પૂરા મંત્રીદળમાં કુલ ૫૦ સભ્ય હોય છે જ્યારે પ્રધાનમંડળમાં માત્ર ૨૧ સભ્યો હોય છે. આખું મંત્રીદળ એક સાથે બેસીને કામ કરતું નથી જ્યારે પ્રધાનમંડળ હમેશાં એક સાથે બેસીને કામ કરે છે.

પ્રધાનમંડળ બધાં જ કામોને માટે પ્રતિનિધિસભા (Parliament)ને જવાબદાર હોય છે. વડો પ્રધાન સરકારની નીતિ નક્કી કરે છે અને જુદાં જુદાં ખાતાંઓની દેખરેખ રાખે છે. પ્રધાનમંડળના સભ્યો પ્રતિનિધિસભાના સભ્યો હોય છે.

પ્રધાનમંડળની બેઠક દર અઠવાડિયે ડાઉનીંગ સ્ટ્રીટ નં. ૧૦માં ભરાય છે. જરૂર પડયે વડા પ્રધાનની બેઠકના ઓરડામાં પણ તેમની બેઠક મળે છે.

પ્રધાનમંડળની કાર્યવાહી સાવ ગુપ્ત રાખવામાં આવે છે. એ સામાન્ય રીતે સામ્રાજ્યની સામાન્ય નીતિ (General Policy) સંબંધમાં ચર્ચા કરી તેની આછી રૂપરેખા દોરે છે.

પ્રધાનમંડળની બેઠકમાં વડો પ્રધાન પ્રમુખ થાય છે. આ સભામાં શાસનનીતિસંબંધી વિચાર કરવામાં આવે છે. એ ઉપરાંત સરકાર તરફથી કયા કયા કાયદાના કાચા ખરડાઓ (Bills) રજૂ કરવા તેનો પણ અહીં વિચાર કરવામાં આવે છે. દરેક પ્રધાન પોતપોતાના ખાતાને માટે જવાબદાર ગણાય છે. દરેક વસ્તુનો બહુમતીથી જ નિર્ણય કરવામાં આવે છે. હા, વડો પ્રધાન તથા બીજા ખાસ ખાસ પ્રધાનોના મતને વધારે મહત્ત્વ અપાય છે. જો કોઈ પણ પ્રધાનને વડા પ્રધાનના નિર્ણયથી અસંતોષ થાય તો તે રાજીનામું આપી શકે છે, પણ જ્યાં સુધી તે પોતાના પદથી અલગ ન થાય ત્યાં સુધી વડાપ્રધાનના કાર્યને પાર્લમેંટમાં સાથ તેમ જ ટેકો આપવાનું તેનું કર્તવ્ય છે.

બ્રિટિશ સમ્રાટ રાજ્યકારભાર સંબંધી બધું કામ પ્રધાનમંડળનાં મંતવ્યો અને વડા પ્રધાનની સલાહ–સૂચનાને અનુસરીને કરે છે. ઈંગ્લંડના બંધારણ પ્રમાણે જો તેની મરજી હોય તો વડા પ્રધાનની સલાહ–સૂચના પ્રમાણે ન વર્તતાં એથી ઊલટી રીતે એ વર્તી શકે છે. આ સ્થિતિમાં વડો પ્રધાન પોતાના પદનું રાજીનામું આપે છે. તેની સાથે જ પ્રધાનમંડળના તમામ સભ્યોએ પણ રાજીનામું આપવું પડે છે. એથી ઇંગ્લંડના રાજાને નવો વડો પ્રધાન અને નવા પ્રધાનમંડળ-( Ministry )ની ચૂંટણી કરવી પડે છે. આમ છતાંયે જો નવા વડા પ્રધાનનો મત જૂના વડા પ્રધાનના મત પ્રમાણે જ હોય તો રાજાને પોતાની ઇચ્છા વિરુદ્ધ તેની વાત માની લેવી પડે છે અથવા પાર્લમેંટ વિખેરી નાખવી પડે છે. રાજા પાર્લમેંટને ત્યારે જ વિખેરી નાખે જ્યારે તેને પોતાને ખાતરી થઈ જાય કે નવી ચૂંટણીમાં જનતા તેના નિર્ણયને ટેકો આપશે. પણ આ બધું અત્યારે બનતું નથી. પ્રધાનમંડળ એટલું બળવાન બની ગયું છે કે સામાન્ય રીતે રાજા તેના નિર્ણયોનો સ્વીકાર કરી લે છે અને એમ નથી કરતો ત્યારે ગાદીત્યાગ સુધી પણ વાત પહોંચે છે. એડવર્ડ આઠમાના લગ્નની પસંદગીની બાબતમાં જ્યારે તેની અને પ્રધાનમંડળની વચ્ચે મતભેદ જાગ્યો ત્યારે તેને રાજીનામું આપવાની ફરજ પડી.

પ્રધાનમંડળની ઉત્પત્તિ ઉપર બતાવ્યા પ્રમાણે ઈંગ્લંડમાંથી થઈ છે. ત્યાંથી એ પદ્ધતિ હોલૅન્ડ, ફ્રાન્સ, બેલ્જિયમ, રૂમાનિયા, સ્વીડન, નૉર્વે, ડેન્માર્ક અને બ્રિટિશ સંસ્થાનો સુધી પહોંચી છે. એસ્મિન નામના એક વિદ્વાને પોતાના 'English Constitution' નામના ગ્રંથમાં લખ્યું છે કે, 'આ પદ્ધતિ આજે લગભગ સારી દુનિયાની સરકારોની પદ્ધતિ થઈ ગઈ છે.' એટલું ખરું કે જર્મનીમાં આ પદ્ધતિને અધિક પ્રમાણમાં અપનાવવામાં આવી નહિ. સ્વિટ્ઝ-લૅન્ડમાં તો તેના પાયાએ જ જડ પકડી નહિ. એ જ રીતે ઉત્તર

અમેરિકામાં પણ તેને જોઈએ તેવો આવકાર મળ્યો નહિ. આ પદ્ધતિનો સૌથી વધારે વિકાસ તો ઇંગ્લંડમાં જ થયો.

Cadastral—મહેસૂલી જમીન સંબંધી.

Cadastral survey—મહેસૂલની આકારણી કરવી.

Ca, Canny—આ સ્કૉટિશ ભાષાનો શબ્દ છે. તેનો અર્થ થાય છે 'ધીમે ધીમે ચલાવવું'. આ એક એવી પદ્ધતિ છે, જેમાં મજૂરો હડતાળ પાડ્યા વગર ધીરે ધીરે કામ કરીને મિલમાલિકોને વધારે નફો થવા દેતા નથી.

Canton—સ્વિટ્ઝર્લૅન્ડનો સ્વશાસિત સંઘ; પ્રાન્ત.

Capital—મૂડી; પૂંજી; મૂળ ધન. અર્થશાસ્ત્રમાં જ્યારે આ શબ્દ વપરાય છે ત્યારે તેનો અર્થ 'વધારે સંપત્તિ ઉત્પન્ન કરવા માટે રોકવામાં આવેલી સંપત્તિ' એવો થાય છે. સામ્યવાદી અર્થશાસ્ત્રની પરિભાષામાં આ શબ્દનો અર્થ 'મજૂરોનો શ્રમ લૂંટવા માટે મૂડીવાદી જે મૂડી રોકે છે તે' થાય છે. સામ્યવાદના પિતા કાર્લમાકર્સના વિશ્વવિખ્યાત ગ્રંથનું નામ પણ 'કૅપિટલ' છે.

Capitalism—મૂડીવાદ; ધનસત્તાવાદ; પૂંજીવાદ; ધનિકતંત્ર. સુપ્રસિદ્ધ ગ્રંથકાર જૉન સ્ટુઅર્ટ મિલ પોતાના 'The Struggle for Existance' નામના ગ્રંથમાં મૂડીવાદની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે: મૂડીવાદ એ એક એવી પ્રથા છે, જેમાં થોડાક ધનકુબેરો પોતાના પૈસાને બળે મોટા ભાગના મજૂરોના શ્રમને લૂટે છે. આ પદ્ધતિમાં તો હજારો અને લાખો મજૂરો પરસેવો નિતારીને કામ કરે છે અને સંપત્તિ ઉત્પન્ન કરે છે પણ તેનો ફાયદો તો મોટે ભાગે જેની પાસે પૈસાનું બળ છે અને જેઓ પોતાના હાથે એક નાનું સરખું કામ પણ કરતા નથી એવા થોડાક મુઠ્ઠીભર શ્રીમંત લોકો ઉઠાવે છે.

Capitalist—મૂડીદાર; પૂંજીપતિ; શ્રીમંત; ધનિક; મૂડીવાદી.

Capital Punishment—મૃત્યુદંડ; ફાંસીની સજા. હત્યા અથવા ખૂન કરવાના અપરાધ માટે સામાન્ય રીતે મૃત્યુદંડ આપવામાં આવે છે. આ પ્રથાને રદ કરવા માટે ઘણા પ્રયત્નો થયા છે છતાં હજીયે જગતના ઘણા દેશોમાં એ ચાલુ છે. માત્ર નીચેના દેશોમાંથી મૃત્યુ-દંડની પ્રથા સાથે જણાવેલી સાલમાં નાબૂદ કરવામાં આવી છે: પોર્ટુગાલ ૧૮૬૭, ઇટલી ૧૮૮૮, નૉર્વે ૧૯૦૫, સ્વિટ્ઝર્લૅન્ડ ૧૮૭૩, રૂમાનિયા ૧૮૬૪ અને હૉલૅન્ડ ૧૮૭૦.

Capitalist Regime—મૂડીદારોનો રાજ્યકાળ; મૂડીદારોનો અમલ. કાર્લમાર્ક્સના મત મુજબ સોળમી સદીમાં તેની ઉત્પત્તિ થઈ, જ્યારે મોટા મોટા ધનપતિઓએ નાના નાના ગરીબ કિસાનોના અધિકારો ઝૂંટવી લીધા અને તેમને નગરમાં જવાની ફરજ પાડી અને તેમની માલમિલકત ખરીદી લેવામાં આવી.

Capitation Tax—મુંડકાવેરો; દરેક વ્યક્તિ ઉપર નાખવામાં [ આવતો કર.

Capitulate—સંધિની શરતોથી આત્મસમર્પણ કરવું.

Capitulations—સમર્પણપત્ર.

Cartel—વિરોધી વ્યાપારીઓની સમજૂતી; વિરોધી વ્યાપારીઓ વચ્ચે થયેલું સમાધાન. જ્યારે બે વિરોધી અથવા હરીફ વ્યાપારીઓ હરીફાઈ દૂર કરવા માટે અથવા ઉત્પાદન મર્યાદિત કરવા માટે પરસ્પર સમજૂતી કરે છે ત્યારે એને માટે આ શબ્દ વપરાય છે.

Cash Credit—કોઈ પણ જાતની જામીનગીરી લીધા વિના અંગ-ઉધાર નાણાં ધીરવાની પદ્ધતિ.

Casting Vote—નિર્ણાયક મત; વિશેષ મત; અતિરિક્ત મત. જ્યારે સભામાં બે વિરોધી પક્ષોના મતો સરખા જ થતા હોય ત્યારે પ્રમુખ પોતાનો ખાસ મત જે પક્ષને આપીને જિતાડે તે Casting Vote કહેવાય.

Casus Belli—યુદ્ધમાં જવાનું કારણ.

Catastrophism, Social—સામ્યવાદીઓનો એક ખાસ સિદ્ધાંત, જેમાં આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં નવયુગ સ્થાપવા માટે હડતાલ વગેરે સાધનોનું સમર્થન કરવામાં આવે છે.

Caucus—આ શબ્દની ઉત્પત્તિ અમેરિકામાં થઈ છે અને તેનો અર્થ કોઈ રાજકીય પક્ષ પોતાના પક્ષ સંબંધી રાજકીય ચર્ચા કરવા માટે જે ખાનગી સભા ભરે છે તે સભા.

Cause Celebre—મહત્ત્વપૂર્ણ કાનૂની મુકદ્દમો.

Censor—મુદ્રણનિયંતા.

Censorship of the Press—છાપખાનાનું નિયંત્રણ; મુદ્રણ-[નિયંત્રણ.

Censure—નિંદા.

Vote of Censure-અવિશ્વાસની દરખાસ્ત, ઠરાવ અથવા [મત; નિંદાત્મક ઠરાવ.

Census—વસ્તીગણતરી.

Ceded Territories—સમર્પિત પ્રદેશ; આપી દીધેલા દેશો.

Centinarian—શતવાર્ષિક; શતવાર્ષિક ઉત્સવ.

Centra—કેન્દ્રવર્તી; મધ્યવર્તી.

Centralism—મધ્યસ્થીકરણ; કેન્દ્રવાદ; કેન્દ્રીકરણનો રાજકીય સિદ્ધાંત, જેમાં સારા દેશના રાજકારભારનું કેન્દ્રસ્થાનેથી સંચાલન થતું હોય એવી રાજ્યશાસનની એક ખાસ પદ્ધતિ.

Central Government—મધ્યવર્તી સરકાર; કેન્દ્રવર્તી સરકાર; મધ્યસ્થ સરકાર; મુખ્ય સરકાર. હિંદુસ્તાનમાં ૧૯૩૫ના ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટ અનુસાર શાસનના બે વિભાગ પાડવામાં આવ્યા છે: (૧) મધ્યસ્થ સરકાર, (૨) પ્રાન્તીય સરકારો. મધ્યસ્થ સરકાર તેને કહેવાય, જે સમસ્ત હિંદુસ્તાનના શાસનની વ્યવસ્થા માટે જવાબદાર ગણાતી હોય અને મુખ્યત્વે નીચે જણાવેલા મુદ્દાઓનું નિયંત્રણ કરતી હોય: (૧) દેશસંરક્ષણ, હિંદી લશ્કર તથા વિમાની

દળ વગેરે, (૨) પરદેશ અને પરદેશીઓ સાથેનો સંબંધ, (૩) દેશી રાજ્યો સાથેનો સંબંધ, (૪) રાજકીય ખર્ચ, (૫) મોટાં બંદરો, (૬) ટપાલ, તાર, ટેલિફોન અને વાયરલેસ, (૭) આયાત-નિકાસ ઉપર કર, મીઠું તથા અખિલ હિંદનાં બીજાં સાધનો, (૮) સિક્કા, નોટ વગેરે ચલણ, (૯) હિંદુસ્તાનનું સરકારી ઋણ, (૧૦) પોસ્ટઑફિસ, સેવિંગ બૅંક, (૧૧) ભારતીય હિસાબ-પરીક્ષક-વિભાગ, (૧૨) દીવાની અને ફોજદારી કાયદો તથા તેનાં કાર્યવિધાન, (૧૩) વ્યાપાર, બૅંક તથા વીમા-કંપનીઓનું નિયંત્રણ, (૧૪) વ્યાપારી કંપનીઓ અને સમિતિઓ, (૧૫) અફીણ વગેરે નશીલી ચીજોની પેદાશ, ખપત અને નિકાસનું નિયંત્રણ, (૧૬) કૉપીરાઈટ પુસ્તકો વગેરે છાપવાના સર્વાધિકાર, (૧૭) બ્રિટિશ ભારતમાં આવાગમનની નીતિ, (૧૮) મધ્યસ્થ પોલીસખાતાનું સંગઠન, (૧૯) હથિયાર અને યુદ્ધસરંજામનું નિયંત્રણ, (૨૦) વસ્તીગણતરી અને આંકડા,(૨૧) અખિલ ભારતવર્ષીય નોકરીઓ, (૨૨) પ્રાંતોની સીમા, (૨૩) મજૂર સંબંધી નિયંત્રણ.

Central Intelligence Bureau—મધ્યસ્થ સમાચાર-વિભાગ; મધ્યસ્થ સરકાર સાથે સંબંધ ધરાવનાર સમાચાર-વિભાગ. આ વિભાગ રક્ષિત વિભાગો(Reserved Subjects)માંથી એક છે.

Central Legislature—વડી ધારાસભા; મધ્યસ્થ ધારાસભા; કેન્દ્રીય ધારાસભા.

Central Opinion—કેન્દ્રીય મત; મધ્યસ્થ સરકારનો મત.

Central Powers—મધ્યવર્તી રાજ્યશક્તિઓ. આ શબ્દ હમણાં હમણાં જર્મની-ઇટલી વગેરે રાજ્યશક્તિઓને માટે વપરાવા માંડ્યો છે.

Centralism—કેન્દ્રીકરણનીતિ.

Centralization—કેન્દ્રીકરણ.

Centralize—કેન્દ્રસ્થ કરવું; કેન્દ્રીય શાસનને આધીન કરવું કે થવું.

Centre—કેન્દ્ર; કેન્દ્રીય સરકાર; મધ્યસ્થ સરકાર.

Responsibility at Centre—જવાબદારીવાળી મધ્યસ્થ સરકાર; જવાબદારીવાળી કેન્દ્રીય સરકાર.

Cessation—વિરામ; નિવૃત્તિ; અટકી જવું-થોભી જવું તે.

Cessation of Hostilities—યુદ્ધવિરામ.

Chair—પ્રમુખ; અધ્યક્ષ; સભાપતિ; નગરપતિનું પદ.

Chairman—પ્રમુખ; સભાપતિ.

Chamber—સભાગૃહ.

Chamber of Princes—નરેન્દ્રમંડળ.

Chamberlain—રાજભવનનો વ્યવસ્થાપક; ધનરક્ષક; પ્રબંધકર્તા.

Chancellor—વિશ્વવિદ્યાલયનો કુલપતિ; પ્રધાન; મોટો રાજકર્મચારી અથવા કાયદાનો અમલદાર.

Chancellor of Exchequer—ઇંગ્લંડનો નાણાંપ્રધાન; ઇંગ્લંડનો દીવાન-એ-ખાલિસા; કોષાધિપતિ; કોષાધ્યક્ષ; ખજાનચી.

Chance Majority—થોડી જ બહુમતી.

Charge'd Affaires—રાજદૂત; રાજપ્રતિનિધિ.

Charlism—૧૮૨૭માં ઇંગ્લંડમાં ચલાવવામાં આવેલું એક પ્રકારનું ઉગ્ર રાજકીય આંદોલન. તેમાં બ્રિટિશ મજૂરોના અસંતોષનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું.

Charter—હક્કપત્ર; સનદ; અધિકારપત્ર. [ધિકારના સિદ્ધાંત.

Chartism—ઈ. સ. ૧૮૩૭-૪૮ના ઇંગ્લંડના સાર્વજનિક શાસના-

Chauvinism—ઉગ્ર રાષ્ટ્રીયતા; ઉત્કટ દેશપ્રેમ.

Christian Socialism—ઇસાઈ સમાજવાદ; ખ્રિસ્તી સમાજવાદ. એવી જાતનો સમાજવાદ, જે ખ્રિસ્તી ધર્મના વ્યવહારિક સિદ્ધાંતોને અમલમાં મૂકી સામાજિક વિષમતાઓને દૂર કરવા માગતો હોય.

ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો એટલે ઈશુખ્રિસ્તના ધાર્મિક સિદ્ધાંતો અને તેમણે બાઈબિલમાં બતાવેલા ઉપદેશના પાયા ઉપર જેની ઇમારત ચણવામાં આવી હોય તેવો સમાજવાદ. ખ્રિસ્તી સમાજવાદીઓ આધુનિક વૈજ્ઞાનિક સમાજવાદ અથવા માર્ક્સવાદ સાથે સહમત નથી. તેઓ વર્ગવિગ્રહ અને મજૂરોના સરમુખત્યારી શાસનનું સમર્થન નથી કરતા. તેમનો ઉદ્દેશ અર્થશાસ્ત્રમાં ધાર્મિક સિદ્ધાંતો જોડી દઈ તથા આર્થિક હરીફાઈ અને પ્રતિસ્પર્ધાની જગાએ માનવી સહકારી તત્ત્વોને મુખ્ય સ્થાન આપીને સામ્યવાદને ધર્મમય બનાવવાનો છે.

ખ્રિસ્તી સમાજવાદની ઉત્પત્તિ ઈ. સ. ૧૮૪૮માં ઇંગ્લંડમાં થઈ. ચાર્લ્સ કિંગ્સ લે, ફ્રેડરિક ડેનિસન મોરિસ તથા તેના કેટલાક બીજા સાથીદારોએ ખ્રિસ્તી ધર્મને હમેશના જીવનનો ધર્મ બનાવવાના ઉદ્દેશથી આ હિલચાલ આરંભી હતી. આ લોકોને એવો વિશ્વાસ હતો કે ખ્રિસ્તી ધર્મમાં વિશ્વબંધુત્વ, સાર્વજનિક સમતા તથા સર્વપ્રેમનાં કોઈ એવાં દિવ્ય તત્ત્વો અસ્તિત્વ ધરાવે છે, જેના પાયા ઉપર સામ્યવાદની ઈમારત ઊભી કરવામાં આવે તો તે બીજા કોઈ પણ જાતના સામ્યવાદ કરતાં જરૂર ચડી જાય. તેઓએ એ પણ જાહેર કર્યું કે જ્યારે માણસ ઇશ્વરી નિયમનને અનુસરીને ચાલવા લાગશે ત્યારે બધા જ પ્રકારની સામાજિક વિષમતાઓ અને અનિષ્ટો પોતાની મેળે જ દૂર થઈ જશે.

Citizen—નાગરિક; નગરનિવાસી; શહેરીજન.

જે લોકો વડે રાજ્યરૂપી શરીર બને છે તેને બે ભાગમાં વહેંચી શકાય: (૧) નાગરિક, (૨) વિદેશી. મહાત્મા અરસ્તુએ (Aristotle) આપેલી વ્યાખ્યા પ્રમાણે નાગરિક તેને કહેવાય જેનો રાજ્યના શાસનમાં હિસ્સો હોય. વેટેલ (Vettel) નામના રાજનીતિશાસ્ત્રના ધુરંધર વિદ્વાન 'નાગરિક'ની નીચે મુજબ વ્યાખ્યા આપે છે: 'નાગરિક સભ્ય સમાજના એ સભ્યો છે જેઓ કંઈક

કર્તવ્યો દ્વારા સમાજ સાથે જોડાયેલા છે અને જે રાજ્યઅમલના હુકમોને માથે ચડાવવા બંધાયેલા છે અને એ અમલમાં જેમનો અવાજ છે.' અમેરિકાની વડી અદાલતે (સુપ્રિમ કોર્ટ) નાગરિકોની વ્યાખ્યા કરતાં નીચે મુજબ લખ્યું હતું:

'જે રાજ્યમાં લોકો રહેતા હોય તે રાજ્યના જેઓ સભ્યો હોય તે નાગરિક. તેનાથી જ રાજ્ય સંગઠિત થાય છે. સર્વસાધારણના હિતને માટે વ્યક્તિગત અથવા બધા રાજ્યના હિસ્સેદાર હોવા છતાં રાજ્યના હુકમોનું પાલન કરવા બંધાયેલા છે.'

નાગરિકની આધુનિક કલ્પના હજીયે વધુ વ્યાપક અને વિસ્તૃત થઈ ગઈ છે. ખરો નાગરિક માત્ર એ જ નથી, જે કોઈ પણ રાજ્યનો સભ્ય હોય અથવા તેના હુકમોનું પાલન કરવા બંધાયેલો હોય, પરંતુ ખરો નાગરિક તો એ છે, જે પોતાને એ રાજ્યનો એક અંશ સમજતો હોય અને જે સંપૂર્ણ રાજકીય અને નાગરિક હક્કો ભોગવતો હોય.

Citizen of the World—વિશ્વનાગરિક; ઉદાર પુરુષ.

Citizenship—નાગરિકત્વ; નાગરિકનો અધિકાર.

નાગરિકત્વ પ્રાપ્ત કરવાનાં બે સાધારણ સાધન છે. એક જન્મ દ્વારા (Descent) અને બીજું રાજ્ય દ્વારા આપવામાં આવેલી નાગરિકતાની સનદ. નાગરિકતાનો રાષ્ટ્રીયતા (Nationality) સાથે બહુ ગાઢો સંબંધ છે. રાષ્ટ્રીયતા નક્કી થયા સિવાય નાગરિકતાના હક્કો પ્રાપ્ત થઈ શકતા નથી. એથી કોઈ પણ નાગરિક કે પ્રજાજનની રાષ્ટ્રીયતા (Nationality) કેવી રીતે નક્કી કરવામાં આવે છે તે બતાવવાની જરૂર છે. જુદા જુદા દેશોમાં તેના જુદા જુદા નિયમ છે. કોઈ દેશમાં લોહીના સંબંધથી એ નક્કી થાય છે તો ક્યાંક જન્મભૂમિથી અને કોઈ જગાએ એ બંને તત્ત્વોથી રાષ્ટ્રીયતા

નક્કી કરવામાં આવે છે. યુરોપ અને એશિયાના પ્રાચીન લોકો માતાપિતાના સંબંધથી જ રાષ્ટ્રીયતા નક્કી કરતા હતા. રોમના કાયદામાં પણ એમ જ છે. અત્યારે પણ મોટા ભાગના દેશોમાં માતાપિતાના સંબંધથી જ રાષ્ટ્રીયતા નક્કી થાય છે. ઑસ્ટ્રિયા દેશનો કાયદો એ છે કે ઑસ્ટ્રિયાના નાગરિકોનાં છોકરાં, પછી એ ગમે ત્યાં પેદા થયાં હોય અથવા રહેતાં હોય, તેમને ઑસ્ટ્રિયાનાં નાગરિક ગણવામાં આવશે. ફ્રાન્સમાં પણ એવો જ કાયદો છે કે ફ્રેંચ પિતાથી ઉત્પન્ન થયેલો પુત્ર, પછી તે બીજા દેશમાં પેદા થયો હોય કે રહેતો હોય તોયે, તેને ફ્રાન્સ દેશનો નાગરિક ગણવામાં આવશે. ઇટલી દેશનો કાયદો પણ જેનો જન્મ ઇટાલિયન પિતાથી થયો હોય એવા બધા જ લોકોને ઇટાલિયન નાગરિક ગણે છે. આ જાતના કાયદા યુરોપનાં ઘણાં રાજ્યોમાં છે. હિંદુસ્તાનમાં પણ મોટે ભાગે આ જ કાયદો છે. કોઈ કોઈ ઠેકાણે જન્મભૂમિથી રાષ્ટ્રીયતા નક્કી કરવામાં આવે છે. ઇંગ્લંડ અને અમેરિકાનાં સંયુક્ત રાષ્ટ્રો પોતાનાં રાજ્યમાં વિદેશી માતાપિતાથી પેદા થનાર છોકરાંઓને પોતાનાં જ નાગરિક ગણી લે છે અને અંગ્રેજ અથવા અમેરિકન માતાપિતા દ્વારા વિદેશમાં જન્મેલાં છોકરાંઓને પણ પોતાનાં નાગરિક ગણી લે છે. અર્થાત્ એક રીતે જોતાં અહીં બંને નિયમો પ્રચલિત છે. તેના બંને હાથમાં લાડવો રહે છે. એથી ઊલટું, ફ્રાન્સ માત્ર માતાપિતાના સંબંધને લઈને જ રાષ્ટ્રીયતા નક્કી કરે છે. કોઈ પણ દેશમાં જો કોઈ ફ્રેંચ માતાપિતાથી જનમ્યું હોય તો તે ફ્રાન્સ દેશનો નાગરિક થઈ જશે. ફ્રાન્સ દરેક જગાએ તેની નાગરિકતાનું રક્ષણ કરશે. આમાં ખૂબી ત્યારે થાય છે, જ્યારે ફ્રેંચ માતાપિતાથી અમેરિકા અથવા ઇંગ્લંડમાં કોઈ બાળક પેદા થાય છે. એમાં ખૂબી એ છે કે એ બાળકને ફ્રાન્સ દેશના કાયદા અનુસાર ફ્રાન્સની નાગરિકતાના બધા અધિકારો પ્રાપ્ત થશે અને અમેરિકા તથા ઇંગ્લંડના કાયદા અનુસાર અમેરિકા કે ઇંગ્લંડની નાગરિકતાના

અધિકારો પ્રાપ્ત થશે, અર્થાત્ બેવડો લાભ મળશે–તેની રાષ્ટ્રીયતા બેવડી થઈ જશે.

અત્યારના મોટા મોટા ધુરંધર રાજનીતિજ્ઞો જન્મભૂમિ કરતાં માતાપિતાના સંબંધ વડે જ કોઈ પણ માણસની રાષ્ટ્રીયતા નક્કી કરવાની રીતને વધારે સારી ગણે છે. તેમનું એમ કહેવું છે કે, જો માત્ર જન્મભૂમિ વડે જ રાષ્ટ્રીયતા નક્કી કરવામાં આવશે તો તેમાં મોટી ગડબડ ઊભી થશે. ધારો કે કોઈ ફ્રાન્સ દેશનો નિવાસી પોતાની પત્ની સાથે સફર કરવા નીકળ્યો છે. રસ્તામાં ઈંગ્લંડ આવે છે અને ત્યાં તેની પત્નીને બાળક થાય છે. તો ઇંગ્લંડના કાયદા પ્રમાણે તે ઈંગ્લંડનો નાગરિક બની જશે અને ફ્રાન્સના કાયદા પ્રમાણે ફ્રાન્સનો. પણ ઈંગ્લંડનો નાગરિક એ બની ગયો એથી લાભ શું થયો? શું એ બાળકના દિલમાં ઇંગ્લંડ પ્રત્યે એટલો પ્રેમ અને અભિમાનની લાગણી ઊભી થશે જેટલી ફ્રાન્સના પ્રત્યે થશે? આ જાતની કેટલીયે બાબતોનો ખ્યાલ કરીને આધુનિક રાજનીતિજ્ઞો માતાપિતાના જ સંબંધથી રાષ્ટ્રીયતા નક્કી કરવાનું ન્યાયસંગત તેમ જ ઉચિત માને છે. અમેરિકાનાં સંયુક્ત રાષ્ટ્રોની વડી અદાલતે પણ એક કિસ્સામાં પોતાનો મત દર્શાવતાં માતાપિતાના સંબંધથી જ રાષ્ટ્રીયતા નક્કી કરવાની રીતને વધારે ઉચિત ગણી હતી.

ઉપરની બે બાબતો સિવાય બીજા પણ થોડા ભેદ છે જે વડે પાશ્ચાત્ય દેશોમાં નાગરિકતાનો અધિકાર પ્રાપ્ત કરવામાં આવે છે. ભલે કોઈ મનુષ્ય કોઈ રાજ્યની સરહદમાં ન જન્મ્યો હોય તોપણ તે એ રાજ્યની નાગરિકતાનો દાવો ધરાવી શકે છે. નાગરિક બનવું એમાં કેટલાયે ભેદો છે, જેમાં 'દેશીયકરણ' ( Naturalization ) મુખ્ય છે. વિદેશી મનુષ્યને ઘણીયે મુખ્ય શરતો પાળ્યા પછી, અને પાળવાનું વચન આપ્યા પછી, સનદ દ્વારા પોતાના રાજ્યની નાગરિકતાના અધિકારો આપવા એટલે કે તેને પોતાના રાજ્યનો સંપૂર્ણ નાગરિક બનાવી લેવો તેનું નામ 'દેશીયકરણ' (Naturalization).

આ 'દેશીયકરણ' પણ અનેક રીતે થાય છે. જો કોઈ રાજ્યના નાગરિકને ત્યાં બીજા રાજ્યનો છોકરો દત્તક તરીકે જાય તો તેનું 'દેશીયકરણ' થઈ જાય છે, એટલે કે તેને તે રાજ્યના નાગરિકતાના હક્કો પ્રાપ્ત થઈ જાય છે. જો કોઈ એક વિદેશી રાજ્યની છોકરી કોઈ બીજા રાજ્યના નાગરિક જોડે લગ્નગ્રંથિથી જોડાય તો તેને પોતાના પતિના દેશની નાગરિક ગણવામાં આવે છે અને તેને એ દેશના નાગરિકતાના તમામ અધિકારો પ્રાપ્ત થાય છે. કોઈ રાજ્યમાં સ્થાવર માલ-મિલકત ખરીદી લેવાથી પણ કેટલીક વાર એ હક્ક પ્રાપ્ત થાય છે. આપણે ત્યાં કેટલાંયે દેશી રાજ્યોમાં બહારનો માણસ આવીને જેવો થોડી સ્થાવર મિલકત ખરીદે છે કે તુરત જ તે એ રાજ્યનો પ્રજાજન બની જાય છે.

યુરોપના જુદા જુદા દેશોમાં દેશીયકરણના નિયમ જુદા જુદા છે. ઈ. સ. ૧૮૬૮ની પહેલાં અમેરિકાના સંયુક્ત પ્રાંતમાં માત્ર ગોરા લોકોનું જ દેશીયકરણ થઈ શકતું હતું, એટલે કે માત્ર સ્વતંત્ર ગોરા લોકો જ ( free white persons ) ત્યાંની નાગરિકતાના હકદાર થઈ શકતા હતા. ઈ. સ. ૧૮૭૦માં ત્યાં એક કાયદો બનાવવામાં આવ્યો. એ મુજબ આ હક્ક આફ્રિકનો સુધી વિસ્તૃત કરવામાં આવ્યો. હિંદુસ્તાનના લોકોને ત્યાંના સાધારણ કાયદા મુજબ આ હક્ક પ્રાપ્ત થયો નથી, એટલું ખરું કે કોઈ ખાસ કાયદાથી તેમને આ હક્ક પ્રાપ્ત થઈ શકે છે. ચીના લોકોનું પણ અમેરિકાની કોંગ્રેસના કાયદા પ્રમાણે દેશીયકરણ થઈ શકતું નથી, એટલે કે તેમને પણ નાગરિકત્વના અધિકાર પ્રાપ્ત થઈ શકતા નથી; એ વાત સાચી કે જો કોઈ ચીનાનો જન્મ અમેરિકામાં થઈ જાય તો ત્યાં તેનું દેશીયકરણ થઈ શકે છે, અર્થાત્ તે ત્યાંનો નાગરિક બની શકે છે. એ જ રીતે જાપાની, બ્રહ્મી વગેરે પણ દેશીયકરણના હક્કથી વંચિત છે, કારણ કે એ નથી ગોરા કે નથી આફ્રિકન વંશના. એ જ પ્રમાણે વિદેશી શત્રુ, વેશ્યાપુત્ર, સુસંગઠિત સરકારમાં અવિશ્વાસ ધરાવનારા,

અરાજકવાદી અથવા અરાજકવાદ તથા જાહેર અમલદારોનાં ખૂન કરવાના પક્ષપાતી કાવતરાંખોરો વગેરે અનેક માણસોનું અમેરિકામાં દેશીયકરણ થઈ શકતું નથી, એટલે કે તેમને નાગરિકતાના અધિકારો મળી શકતા નથી. અમેરિકાના સંયુક્ત પ્રાન્તમાં દેશીયકરણને માટે ઉચ્ચ શ્રેણીના નૈતિક ચારિત્ર્યની જરૂર છે અને એની સાથે સાથે ત્યાંના રાજ્યના સિદ્ધાંતો પર પણ વિશ્વાસ કરવો જોઈએ. ઈ. સ. ૧૯૦૬ના નિયમ પ્રમાણે તેને સાધારણ રીતે અંગ્રેજી લખતાં-વાંચતાં પણ આવડવું જોઈએ. મૅક્સિકોમાં સજા પામેલા ચોરો, ગુલામ રાખનારાઓ, ખૂનીઓ, ડાકુઓ તથા રાજ્યના દ્રોહીઓનું દેશીયકરણ કરવામાં આવતું નથી. મૅક્સિકોમાં દેશીયકરણ માટે એક જરૂરી શરત એ છે કે, જે માણસને દેશીયકરણના હક્ક આપવામાં આવે તે કોઈ કોઈ કામધંધામાં કે નોકરીમાં જોડાયેલો હોવો જોઈએ. તે રખડુ ન હોય, ઉદરનિર્વાહનાં તેની પાસે પૂરતાં સાધન હોય. બેકારને દેશીયકરણના હક્ક મળતા નથી. પેરૂમાં પણ દેશીયકરણ માટે આવી જ બાબતોને આવશ્યક ગણવામાં આવે છે. નૉર્વેમાં દેશીયકરણને માટે એવી જામીનગીરી લેવામાં આવે છે કે તે માણસ કોઈ જાતનો અપરાધ કરશે નહિ. પોર્ટુગાલ અને સ્વીડનમાં દેશીયકરણને માટે દરેક પરદેશીને એવી સાબિતી આપવી જોઈએ છે કે તેની પાસે ગુજરાનનાં સાધનો પૂરતા પ્રમાણમાં છે. એ ઉપરાંત સ્વીડન સારા ચારિત્ર્યને માટે પણ જામીન માગે છે. જર્મનીમાં દેશીયકરણના ઉમેદવારને એવી જાતની પ્રત્યક્ષ ખાતરી આપવી પડે છે કે તે પોતાનું, પોતાનાં કુટુંબીઓ તેમ જ આશ્રિત-જનોનું ભરણપોષણ કરવા શક્તિમાન છે.

હવે એ જોઈએ કે જુદાં જુદાં રાજ્યોમાં દેશીયકરણ માટે ઓછામાં ઓછો કેટલા વખત સુધી વસવાટ કરેલો હોવો જોઈએ? પોર્ટુગાલ, આર્જેન્ટાઈન, સ્વિટ્ઝર્લૅન્ડ અને મૅક્સિકોમાં દેશીયકરણ માટે ઓછામાં ઓછો બે વર્ષ સુધી વસવાટ કરવાની જરૂર છે.

સ્વીડનમાં ત્રણ વર્ષની જરૂર છે, પણ જો ઉમેદવાર વિજ્ઞાન તથા કળાકૌશલ્યમાં અસાધારણ વિદ્વાન હોય અથવા તો મોટો શોધક હોય તો તેને માટે એ મુદત ઓછી કરવામાં આવે છે. ઇટલીમાં દેશીયકરણ માટે ચાર વર્ષ વસવાટ કરવો જોઈએ, પણ સરકારી કે લશ્કરી નોકરી કરનારા માટે માત્ર ચાર વર્ષ જ પૂરતાં છે. જો કોઈ વિદેશી ઇટાલિયન સ્ત્રીનો પતિ હોય તો તેને દેશીયકરણ માટે ત્રણ વર્ષની મુદત પૂરતી ગણાય છે. અમેરિકાનો સંયુક્ત પ્રદેશ, હંગેરી, ગ્રેટ-બ્રિટન, જાપાન અને નેધરલૅન્ડમાં એ માટે પાંચ વર્ષની મુદત ગણાય છે.

આ થઈ સામાન્ય લોકોની વાત. પણ આ સંબંધમાં થોડા વિશિષ્ટ શ્રેણીના માણસોને માટે દેશીયકરણના વિશિષ્ટ નિયમો છે. ગ્રેટબ્રિટનમાં જ્યાં સાધારણ માણસ માટે પાંચ વરસના નિવાસની જરૂર પડે છે ત્યાં સમ્રાટની નોકરી કરનાર પરદેશીને માટે એટલી મુદતની જરૂર પડતી નથી. અમેરિકાના સંયુક્ત પ્રાન્તમાં જે પરદેશી માણસ લશ્કરમાં નોકરી કરતો હોય તેને દેશીયકરણ માટે એક વર્ષનો વસવાટ બસ થઈ પડે છે. ફ્રાન્સમાં અમસ્થી તો દેશીય-કરણને માટે દસ વરસની જરૂર પડે છે પણ કોઈ નવી શોધ કરનાર અથવા ઉદ્યોગધંધામાં પ્રકાશ પાડનાર અસાધારણ પ્રતિભાશાળી વિદ્વાનને માટે એક વરસ બસ છે.

હવે એ પણ જાણવાની જરૂર છે કે વિદેશીઓનું દેશીયકરણ થવાથી તેને શા શા લાભ પ્રાપ્ત થાય છે. આ દેશીયકરણથી વિદેશીને એવા બધા જ હક્કો મળે છે, જે હક્કો એ રાજ્યનાં નાગરિક માતા-પિતાનાં સંતાનોને મળે છે. બ્રિટિશ દેશીયકરણના કાયદા પ્રમાણે તો બ્રિટનમાં જેનું દેશીયકરણ થયેલું છે એવો વિદેશી પોતાના દેશ સિવાય બીજે બધે બ્રિટિશ નાગરિકના હક્કોનો અધિકારી થશે. આ કાયદામાં સ્વદેશનો અપવાદ અમુક કારણસર રાખવામાં આવ્યો છે અને તે કારણ એ છે કે મહાયુદ્ધ પહેલાં રશિયા અને તુર્કસ્તાનમાં એવો

કાયદો હતો કે આ બંને રાજ્યનો કોઈ પ્રજાજન પોતપોતાના દેશની સરકારની રજા વિના પોતાનું દેશીયકરણ કરાવી લે તોપણ તુર્કી અને રશિયાની સરકાર એ મંજૂર રાખશે નહિ અને તેમને પોતાના દેશના જ નાગરિકો માનશે. ઈ. સ. ૧૯૦૧માં ઈંગ્લંડમાં દેશીયકરણની તપાસસમિતિ બેઠી હતી. તેણે ખૂબ ભારપૂર્વક એવી ભલામણ કરી હતી કે, શક્ય હોય ત્યાં સુધી ઈંગ્લંડનાં માતાપિતાથી જન્મેલા અને દેશીયકરણ થયેલા બ્રિટિશ પ્રજાજનો વચ્ચે કોઈ જાતનો ભેદ નહિ રખાવો જોઈએ. બ્રિટિશ માતાપિતાથી જન્મેલા મનુષ્યની પેઠે બ્રિટિશ રાજ્ય દ્વારા જેનું દેશીયકરણ થયું છે એવા માણસને દરેક ઠેકાણે બ્રિટિશ નાગરિક ગણવો જોઈએ. ખાસ બ્રિટિશ પ્રજાજનને જેટલા જેટલા હક્કો મળે છે તેટલા બધા હક્કો તેને બ્રિટિશ મુલ્કમાં ગમે તે સ્થળે મળવા જોઈએ.

અમેરિકાના સંયુક્ત પ્રાન્તમાં ત્યાંના ખાસ નાગરિક અને દેશીયકરણ થયેલા પ્રજાજનના અધિકારોમાં થોડુંક અંતર છે, અને એ માત્ર એટલું જ કે ત્યાંનો ખાસ નાગરિક પ્રેસિડન્ટ અથવા તેનો સહાયક બની શકે છે, જ્યારે દેશીયકરણ થયેલા માણસને એ અધિકાર મળ્યો નથી. આ ભેદ સિવાય બંને જાતના પ્રજાજનોને સરખા જ અધિકારો છે.

City—નગર; શહેર; પુર; જ્યાં મોટું દેવળ અથવા શાસનનગર હોય એ મોટો કસબો. City of the Seven Hills રોમનગર.

City-state—નગરરાજ્ય; જેનું ક્ષેત્ર ખાસ શહેર અને તેની આજુબાજુની જ જમીન હોય એવું રાજ્ય. આ પ્રકારનાં રાજ્ય પ્રાચીન ગ્રીસમાં હતાં, જ્યાં શહેર-નિવાસીઓ જ પોતાના આંતરિક રાજ્યકારભારનો પ્રબંધ કરતા.

Civics—નગર અથવા નાગરિક સંબંધી.

Civics—નાગરિક શાસ્ત્ર; પૌરધર્મ; પૌરશાસ્ત્ર. આ શબ્દ લેટિન

ભાષાના civis શબ્દમાંથી આવ્યો છે. એનો અર્થ છે નાગરિક. નાગરિક શાસ્ત્ર નાગરિકોનું વિજ્ઞાન (Science of citizens) તથા સભ્યતાનું તત્ત્વજ્ઞાન છે. કેટલાક રાજનૈતિક લેખકોએ તેને સભ્યતાના વિજ્ઞાન તરીકે પણ ઓળખાવ્યું છે. પ્રોફેસર પેટ્રિક ગિડીજે તેને નગરવિજ્ઞાનની સંજ્ઞા પણ આપી છે અને તેને સમાજવિજ્ઞાનની એક શાખા તરીકે ઓળખાવ્યું છે. પણ હાલના અધિકાંશ વિચારકો પેટ્રિક મહાશયની આ વ્યાખ્યાથી સંતુષ્ટ થતા નથી. તેઓ આને સંકુચિત વ્યાખ્યા સમજે છે. આધુનિક કાળમાં આ શબ્દ વધારે વ્યાપક અર્થમાં વપરાય છે. એમાં રાષ્ટ્રીય તથા માનવી-સંબંધો તેમ જ સેવાધર્મોનો પણ સમાવેશ થવા લાગ્યો છે. અત્યારે નીચે જણાવેલા વિષયોનો તેની અંદર સમાવેશ કરવામાં આવ્યો છેઃ (૧) મનુષ્ય અથવા નાગરિક અને તેની સાથે સંબંધ ધરાવનારનાં પારસ્પરિક કર્તવ્ય અને અધિકારો. (એમાં કુટુંબ, દળ, જાતિ, સમાજ, ધર્મ વગેરેનાં પારસ્પરિક સંબંધ તથા કર્તવ્યનો સમાવેશ થઈ જાય છે.) (૨) મનુષ્ય તથા ઈશ્વર. (આમાં ધર્મ, આત્મજ્ઞાન, વિશ્વજ્ઞાન વગેરેનો સમાવેશ થઈ જાય છે.) (૩) મનુષ્ય અને તેનાં કાર્યો. (આમાં મનુષ્યનાં વ્યાપાર, ધંધો, ખેતી, ઉદ્યોગ, કલાકૌશલ્ય, નોકરી વગેરેનો સમાવેશ કરવામાં આવે છે.) (૪) મનુષ્ય અને તેનો ભૂતકાળ. (આમાં ઇતિહાસ, સંસ્કૃતિ, પરંપરા, માનવી-સંસ્થાઓ વગેરે સમાઈ જાય છે.) (૫) મનુષ્ય તથા તેનું ભવિષ્ય આમાં વિભિન્ન માનવી-આદર્શો તથા તેના વિકાસ તેમ જ સમાજના ભાવિ કાર્યક્રમ વગેરેનો સમાવેશ થઈ જાય છે.) એ જ પ્રમાણે આ શાસ્ત્રમાં મનુષ્યની વર્તમાન સ્થિતિ ઉપર પણ પ્રકાશ પાડવામાં આવે છે અને મનુષ્યની સામાજિક અને આર્થિક સ્થિતિની તપાસ કરી તેમાં સુધારાવધારા કરવાની યોજનાઓ તૈયાર કરવાનું કાર્ય પણ તેમાં સમાઈ જાય છે.

ટૂંકામાં, આજે નાગરિક શાસ્ત્રનું ક્ષેત્ર અત્યંત વ્યાપક અને વિસ્તૃત બની ગયું છે અને તેમાં મનુષ્યના જીવનની વિધવિધ ગતિ-

વિધિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, એટલું જ નહિ પણ આ શાસ્ત્ર તે ગતિવિધિઓનું ભૂતકાળના અનુભવના પ્રકાશમાં યોગ્ય માર્ગે સંચાલન કરવાનું કામ પણ કરે છે.

Civil—નાગરિક; પૌર; અસૈનિક; બિનલશ્કરી; મુલ્કી; દીવાની.

Civilian—મુલ્કી અમલદાર; બિનલશ્કરી અમલદાર.

Civil Court—દીવાની અદાલત.

Civil Disobedience—સવિનય કાનૂનભંગ.

Civil Law—રોમન લૉ; નાગરિક કાનૂન. ઘણા દેશોમાં આ શબ્દ કાયદાની એ શાખા માટે વપરાય છે, જે નાગરિકોના પરસ્પર-વ્યવહારોને યોગ્ય નિયમનમાં રાખે છે.

Civil List—ઈંગ્લંડમાં રાજાને પોતાના ખર્ચને માટે આપવામાં આવતી વાર્ષિક રકમ; સાલિયાણું.

Civil Marriage—કાનૂની વિવાહ; કાયદા મુજબનું લગ્ન.

Civil Service—મુલ્કી અમલદાર; બિનલશ્કરી સરકારી અમલદાર. જેને દેશનું શાસન ચલાવવા માટે નીમવામાં આવે એવો બિન-લશ્કરી અમલદાર, જેનું કામ મહેસૂલ ઉઘરાવવાનું, ન્યાય આપવાનું વગેરે મુલ્કી ખાતાં સંભાળવાનું હોય.

Civil War—આંતરિક યુદ્ધ; આંતરવિગ્રહ; દેશવિગ્રહ; પ્રજાવિગ્રહ. કોઈ પણ દેશના લોકો જ્યારે અંદરઅંદર જ લડે છે ત્યારે એ લડાઈને આંતરયુદ્ધ કહેવાય છે.

Civilization—સંસ્કૃતિ; સભ્યતા; સુધારો.

Classes, Social—સામાજિક વર્ગ. કાર્લમાર્ક્સના મત મુજબ (Capital Vol. II માં બતાવ્યા પ્રમાણે) સમાજમાં માત્ર બે જ વર્ગ છેઃ ૧. શ્રમજીવી, ૨. પરોપજીવી. ૧. મજૂર, ૨. મૂડીદાર. ૧. કામ કરનાર, ૨. કામનાં ફળ ઝૂંટવી તાગડધિન્ના કરનાર ધનિક.

Class War—વર્ગવિગ્રહ. મજૂર અને કારખાનાદાર માલિક વચ્ચે થનારા કલહને માટે આ શબ્દ વપરાયો છે. સમાજવાદી સાહિત્યમાં આ શબ્દ વપરાય છે ત્યારે તેનો અર્થ એ લડાઈ સાથે છે, જે મજૂરો અને માલિકો વચ્ચે આખરી સત્તા પ્રાપ્ત કરવા માટે કોઈ ને કોઈ દિવસે થવાની જ છે અને મજૂરો તેનો સફળ અંત લાવવાના જ છે. જગતમાંથી મૂડીવાદ( capitalism )ની સત્તા નાબૂદ કરી તેની જગાએ મજૂરોનું રાજ્ય સ્થાપવા માટે જે લડાઈ લડાવાની છે તે. આ વર્ગવિગ્રહના સિદ્ધાંતનું પ્રતિપાદન કાર્લમાર્ક્સે કર્યું હતું.

Clericalism—કૅથલિક રાજકીય આંદોલન.

Closure—પાર્લમેંટની કાર્યવાહીને અટકાવવી; ચર્ચા બંધ કરવી. જ્યારે પ્રમુખ પોતાના અધિકાર અથવા તો બહુમતીથી પાર્લમેંટની ચાલતી કાર્યવાહીને સ્થગિત કરે છે ત્યારે આ શબ્દ વપરાય છે.

Coalition—બે રાજકીય પક્ષોનું જોડાણ—સંધાન.

Coalition Ministry—સંયુક્ત પ્રધાનમંડળ; મિશ્રિત પ્રધાનમંડળ. જ્યારે પ્રધાનમંડળ બે અથવા એથી વધારે પક્ષના માણસોનું બનાવેલું હોય ત્યારે તેને માટે આ શબ્દ વપરાય છે.

Cobdenism—સંરક્ષણનીતિ.

Code—સંહિતા; આઈનસંગ્રહ; સાંકેતિક શબ્દ; સાંકેતિક શબ્દોમાં બદલવું. સંકેતથી બનાવેલા કાયદાઓ આજે પણ ફ્રાન્સમાં ચાલે છે.

Code Napolean—નેપોલિયનનો સંકેતાક્ષર.

Codify—નિયમોને ક્રમબદ્ધ રાખવા; કાયદાઓને ક્રમાનુસાર ગોઠવવા; [ વિધિબદ્ધ કરવું.

Co-education—સહશિક્ષણ.

Coercion—બળપૂર્વક શાસન; જબરજસ્તી; જુલમ; દંડશક્તિ.

Coercive Measures—દમનકારી પગલાં; જુલ્મી પગલાં; ઉત્પીડક પગલાં.

Collective Security—સામુદાયિક રક્ષણ. આ શબ્દ ૧૯૨૪માં જિનેવામાં નિઃશસ્ત્રીકરણ પર ચર્ચા કરતી વખતે વાપરવામાં આવ્યો હતો.

Collectivism—સમષ્ટિવાદ; સમુદાયવાદ; સમૂહવાદ; એક એવી જાતની સમાજરચના જે ઉત્પત્તિનાં સાધનો ઉપર વ્યક્તિગત અધિકારને બદલે સામુદાયિક અધિકાર સ્થાપવાની હિમાયત કરતી હોય.

Collision—સંઘર્ષ; ટક્કર; અથડામણ.

Collision of Interests—સ્વાર્થની અથડામણ.

Colonial—સંસ્થાનો સંબંધી; ઔપનિવેશિક.

Colonial Conference—સંસ્થાનોની પરિષદ; ઔપનિવેશિક [પરિષદ.

Colonial Office—ઔપનિવેશિક વિભાગ; કાર્યાલય.

Colonies, Crown—બ્રિટિશ ઉપનિવેશ.

Colonies, Self-governing—સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં [બ્રિટિશ સંસ્થાનો.

Colonist—સંસ્થાનવાસી; ઉપનિવેશ વસાવનાર.

Colonize—ઉપનિવેશ વસાવવું અથવા તેમાં વસવાટ કરવો.

Colonization—ઉપનિવેશ-સ્થાપના; સંસ્થાન-વાસ; ઉપનિવેશી-કરણ. પોતાના દેશની બહાર જઈને સંસ્થાનની સ્થાપના કરવી અથવા ત્યાં જઈને વસવું એ બંને અર્થોમાં આ શબ્દ વપરાય છે.

Colour Bar—રંગદ્વેષને લઈને ઊભી કરવામાં આવતી મુશ્કેલીઓ, જે ગોરાઓ કાળા લોકો પ્રત્યે કરી રહ્યા છે. અત્યારે આફ્રિકામાં રંગદ્વેષની ભાવના સૌથી બળવત્તર છે.

Colour, Rising Tide of—કહેવાતા કાળા લોકોનો અભ્યુદય.

Coloured People—કાળા લોક; હિંદુસ્તાન, ચીન, આફ્રિકા વગેરે દેશના લોકોને માટે આ શબ્દ વપરાય છે. [ ટૂંકું રૂપ છે.

Comintern—આ શબ્દ Communist Internationalનું

Commander in Chief—મુખ્ય સેનાપતિ; વડો સેનાપતિ; પ્રધાન સેનાધિપતિ. [ યોજાયેલો ઉત્સવ.

Commemoration—સ્મૃતિ-ઉત્સવ; યાદ કાયમ રાખવા માટે

Commerce, Chamber of—વ્યાપારીમંડળ.

Commercial Treaties—વ્યાપારી સંધિઓ.

Commissary—પ્રતિનિધિ; લશ્કરમાં રક્ષક-વિભાગનો અમલદાર.

Commissariat—લશ્કર માટેનો અનાજસંગ્રહવિભાગ; રસદ.

Commission—કમિશન. અમુક જાતના સોંપાયેલા કામને અદા કરનાર સમિતિ, સભા અથવા વ્યક્તિવર્ગ.

Commission of Enquiry—તપાસસમિતિ.

Committee—કમિટી; સમિતિ; સભા.

Commodore—લશ્કરી નાકાઓનો અધ્યક્ષ; લશ્કરી નૌકાઓનો ઉપરી.

Commonwealth—પ્રજાતંત્રરાજ્ય.

Commonwealth of Nations—રાષ્ટ્રસંઘ; રાષ્ટ્રોનું પ્રજાતંત્ર.

Commune—કમ્યુન; મ્યુનિસિપલ જિલ્લાનું શાસન. ઈ. સ. ૧૮૭૦-૧૮૭૧માં ફ્રેંચ-જર્મન-યુદ્ધ વખતે સામ્યવાદી પક્ષે સ્વરાજ્યની આ સંસ્થાઓની સ્થાપના કરી હતી. જો કે તેમનું અસ્તિત્વ બહુ ઓછો વખત ટકી રહ્યું, તોપણ સામ્યવાદીઓની રાજ્યવ્યવસ્થાની પ્રયોગ-દૃષ્ટિએ એ સંસ્થા ખૂબ મહત્ત્વની સાબિત થઈ. કાર્લમાકર્સે પણ

આ જ દૃષ્ટિએ તેની મીમાંસા કરેલી છે. કમ્યુને રાજ્યના પ્રત્યેક એકમ-(ઘટક)ને લોકનિયુક્ત અને સમાનવેતનભોગી બનાવ્યા હતા.

Communal Award—કોમી ચુકાદો.

Communal Socialism—સામ્યવાદનો એક સિદ્ધાંત, જે એવું પ્રતિપાદન કરતો હોય કે ઉત્પાદનનાં સાધનો ઉપર રાજ્યનો અધિકાર નહિ પણ સ્વશાસિત જિલ્લા-શાસન( commune )નો અધિકાર હોવો જોઈએ. માત્ર રેલવે વગેરે ખાતાંઓ પર રાજ્યનો અધિકાર હોય. કોઈ કોઈ લોકતંત્રવાદીઓનો તો એટલે સુધી મત છે કે, રાષ્ટ્રને જુદા જુદા સ્વશાસિત જિલ્લાઓ( commune )માં વહેંચી દેવું જોઈએ, જેથી કરીને રાજ્યવહીવટમાં બધા લોકો પ્રત્યક્ષ રીતે ભાગ લઈ શકે અને તેઓ સામાજિક અને આર્થિક સમાનતાના આદર્શોની નજીક પહોંચી શકે.

Communalism—કોમીવાદ. ભારતવર્ષના રાજકારણમાં આ શબ્દનો અર્થ ‘કોમીવાદ’ થાય છે, જ્યારે સામ્યવાદી સાહિત્યમાં આ શબ્દ વપરાય છે ત્યારે તેનો ‘જાતિસત્તાવાદ’ એવો જુદો અર્થ થાય છે. આ એક રાજકીય પદ્ધતિ છે જેનો ઉદ્દેશ જાતિઓ (communities), ગામો તથા કસબાઓને માટે સ્વયંશાસિત સંસ્થાઓ સ્થાપવાનો છે. રોમન સામ્રાજ્યના વખતમાં અને મધ્યયુગી યુરોપમાં આ જાતની નાની નાની સંસ્થાઓ હતી.

Communalist—(૧) કોમીવાદી. ભારતવર્ષમાં જે લોકો રાષ્ટ્રીયતાનો વિરોધ કરી પોતાની જાતિનાં હિતોને આગળ ધરે છે એવા સંકુચિત મનોદશાવાળા માણસો કોમીવાદી ગણાય છે. મિ. મહમદઅલી ઝીણા, ડૉ. આંબેડકર, ડૉ. મુંજે, હિંદુ મહાસભાના પ્રમુખ બે. સાવરકર વગેરે ચુસ્ત કોમીવાદીઓ છે. (૨) ઈ. સ. ૧૮૭૧માં ફ્રાન્સમાં જે લોકોએ બળવો કર્યો હતો તેને માટે પણ આ શબ્દ વપરાય છે. (૩) જા તિ સ ત્તા વા દી; સ મા જ સ ત્તા વા દી. જે કમ્યુનની ભૂમિકા

પર આર્થિક સંગઠન કરવાનો મત ધરાવતા હોય એ જાતના સામ્યવાદીઓ અને સમાજવાદીઓ.

Communism—વિશ્વકુટુંબવાદ; સામ્યવાદ; સમષ્ટિસત્તાવાદ; આમ-સ્વામિત્વ. આ શબ્દનો અર્થ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જો કે બોલ્શેવિઝમથી જુદો છે પણ વાસ્તવિક રીતે વ્યવહારમાં તો બંને એક જ છે. આ એક સામ્યવાદનો ખાસ સિદ્ધાંત છે અને તેનો ઉદ્દેશ માત્ર ઉત્પાદક સંપત્તિ ( Productive property ) ઉપર જ નહિ પણ ખપતના માલ ( Goods of consumption ) ઉપર પણ સમાજ અથવા તો સમાજસત્તાવાદી સરકારનો અધિકાર સ્થાપવાનો છે. એમાં સરકાર અથવા સમાજ દ્વારા લોકોની વ્યક્તિગત જરૂરિયાતો ઉપર અંકુશ રહેશે. સામ્યવાદ સંપત્તિની વહેંચણી તથા સામાજિક અધિકારોમાં સંપૂર્ણ સમાનતા સ્થાપવા માગે છે. સામ્યવાદ અને સમાજવાદમાં જે થોડો ફરક છે તે જાણી લેવો જરૂરી છે. સામ્યવાદ સમાજવાદની પેઠે માત્ર ઉત્પાદનનાં સાધનોને જ રાષ્ટ્રની માલિકીનાં બનાવવા ( Socialization ) નથી માગતો પણ એ ખપતનાં સાધનો ઉપર પણ રાષ્ટ્ર કે સમાજનું નિયંત્રણ રાખવા માગે છે. તે સમાનતાના તત્ત્વને સમાજવાદ કરતાંયે વધારે વ્યાપક રૂપમાં લાગુ કરવા માગે છે. સામ્યવાદ શીખવે છે કે, ' દરેક મનુષ્યને તેના કામના પ્રમાણમાં નહિ પણ જરૂરિયાતના પ્રમાણમાં દ્રવ્ય મળવું જોઈએ.' સામ્યવાદનો આ સિદ્ધાંત બધા માણસોનાં જીવનમાં આર્થિક સમાનતા સ્થાપવા માગે છે અને જગતમાંથી મૂડીવાદની સત્તા નાબૂદ કરી તેની જગાએ ગરીબો અને મજૂરોનું રાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ ધરાવે છે.

Compact Theory—કરાર-સિદ્ધાંત.

રાજ્યની ઉત્પત્તિ સંબંધી જે સિદ્ધાંતે યુરોપ અને અમેરિકાના વિદ્વાનોનું છેલ્લાં બસો વરસથી ધ્યાન આકર્ષિત કરી રાખ્યું છે તે

કરાર-સિદ્ધાંત ( Compact Theory ) છે. શ્રીયુત ચિંતામણિરાવ વૈદ્ય " હિંદી મહાભારત-મીમાંસા "માં લખે છે:

રાજ્યસત્તાની મૂળ ઉત્પત્તિ કેવી રીતે થઈ અને એ સત્તાની સાથે સાથે ન્યાયને અનુસરીને રાજ્યનો અમલ ચલાવવાની જવાબદારી રાજાઓ પર કેવી રીતે આવી પડી—આ પ્રશ્નો સંબંધી એક બીજો સિદ્ધાંત મહાભારતમાં મળી આવે છે. આ સિદ્ધાંતમાં એવી કલ્પના કરવામાં આવી છે કે રાજા અને પ્રજા વચ્ચે કરાર થયા હતા. પાશ્ચાત્ય દેશોમાં હોબ્સ વગેરે તત્ત્વવેત્તાઓએ આ સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે કે શરૂઆતમાં રાજા અને પ્રજા વચ્ચે કરાર થાય છે. વળી એ વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે ભારતીય આર્યોએ હજારો વર્ષ પહેલાં આ જ સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું હતું. શાંતિ-પર્વના ૬૭મા અધ્યાયમાં આ વર્ણન છે કે પહેલાં રાજા ન હોવાથી બળવાન નિર્બળોને પાણીનાં માછલાંની પેઠે ખાઈ જવા લાગ્યા. ત્યારે બધા લોકોએ મળીને નિયમ કર્યો કે, " જે કોઈ બીજાને કડવાં વચન કહેશે, મારશે અથવા બીજાની સ્ત્રી અથવા દ્રવ્યનું હરણ કરશે તેને ત્યાગી દઈશું. " આ નિયમ બધાને માટે એક સરખો હતો, પણ જ્યારે તેનું બરાબર પાલન થયું નહિ ત્યારે આખી પ્રજા બ્રહ્માની પાસે જઈને કહેવા લાગી કે, " દેવ ! અમારું પાલન કરનાર, અમારી રક્ષા કરનાર, કોઈ દેવ—કોઈ અધિપતિ—અમને આપો," ત્યારે બ્રહ્માએ મનુને આજ્ઞા આપી. એ વખતે મનુએ કહ્યું, " હું પાપકર્મથી ડરું છું. સન્માર્ગે ચાલનાર માણસો ઉપર રાજ્ય કરવું એ પાપ છે. " ત્યારે લોકોએ કહ્યું, " રાજ્યમાં જે પાપ થશે તે તેના કર્તાને લાગશે, એટલે તમે ડરો નહિ. તમને અમે પશુઓનો પચાસમો ભાગ અને અનાજનો દસમો ભાગ આપીશું. શાસ્ત્રાસ્ત્રો તથા વાહનો વગેરે લઈને અમારા આગેવાનો તમારી સાથે રહેશે. તમે સુખ અને આનંદથી રાજ્ય કરો. અમે અમારા ધર્માચરણનો ચોથો ભાગ પણ તમને આપીશું. " આ વસ્તુનો સ્વીકાર કરીને મનુ

ભગવાન રાજ્ય કરવા લાગ્યા. અધર્મી અને શત્રુઓને દંડ આપીને સાક્ષાત ધર્મની પેઠે તેણે રાજ્ય કર્યું. આ કથામાં કરાર સંબંધી એવી કલ્પના કરવામાં આવી છે કે રાજા ધર્મને અનુસરીને રાજ્ય કરે તેમ જ પાપીઓને દંડે અને બદલામાં પ્રજા તેને કર આપે-મુખ્યત્વે જમીનની પેદાશનો દસમો ભાગ તથા પશુ અને વ્યાપાર વગેરેમાં પચાસમો ભાગ આપે. એમ માનવાને કશી જ હરકત નથી કે પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં રાજા અને પ્રજા બંને ઉપરની પ્રતિજ્ઞા પ્રમાણે ચાલતાં હતાં અને રાજાઓ એથી વધારે કર ઉઘરાવતા નહોતા.

ઉપરના અવતરણથી હિંદુશાસ્ત્રો પ્રમાણે રાજા અને પ્રજામાં 'કરાર'ની શું કલ્પના હતી એની ખબર વાચકવર્ગને પડી ગઈ હશે. હવે પાશ્ચાત્ય લેખકોની દૃષ્ટિએ પણ આ વિષય ઉપર થોડો પ્રકાશ નાખવો જરૂરી છે.

મહાભારતની પેઠે જ કેટલાયે પાશ્ચાત્ય વિદ્વાનો અને રાજનીતિજ્ઞ પંડિતોએ એવું પ્રતિપાદન કર્યું છે કે, પ્રજા અને રાજાના પારસ્પરિક કરારથી જ રાજ્યસંસ્થાની ઉત્પત્તિ થઈ. પ્રજાએ રાજાઓને કર તેમ જ બીજી જાતની મદદ આપવાનું તેમ જ તેનો રાજ્યઅમલ સ્વીકારવાનું કબૂલ કર્યું.

જેઓએ કરાર-સિદ્ધાંતના વિષયની તરફેણમાં લખ્યું હોય એવા આધુનિક પાશ્ચાત્ય લેખકોમાં સૌથી પ્રથમ રિચાર્ડ હૂકર-( Richard Hooker )નું નામ આવે છે. એ ઈંગ્લંડનો પાદરી હતો. તેણે ઈ. સ. ૧૫૯૪માં "Ecclesiastical Policy" નામનો ગ્રંથ લખ્યો. તેમાં તેણે પોપના ધાર્મિક અધિકારોનું પ્રતિપાદન કરતાં કરતાં કરાર-સિદ્ધાંતનું સમર્થન કર્યું છે. એ વખતે ઈંગ્લંડના લોકોની મનોવૃત્તિ કંઈક એવી થવા લાગી હતી, જેમાં રાજાનો અધિકાર પ્રજાની સંમતિ ઉપર આધાર રાખે છે અને

રાજ્યસંસ્થાની ઉત્પત્તિ પ્રજા દ્વારા જ થઈ છે એવા પ્રકારના સિદ્ધાંતનું જેમાં પ્રતિપાદન થતું હોય એવી જાતની કોઈ પણ વિચારસરણી ખૂબ ઉત્સુકતાથી તેઓ ગ્રહણ કરી શકે તેમ હતું. લોકોએ આ સિદ્ધાંત ખૂબ ઉત્સાહપૂર્વક સ્વીકાર્યો. એ પછી બીજા કેટલાયે મોટા મોટા પાશ્ચાત્ય વિદ્વાનોએ આ વિષય ઉપર કલમ ચલાવી, સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય લેખક ગ્રોટિયસે ( Grotius ) પોતાના 'યુદ્ધ અને શાંતિનો કાયદો' ( Law of War and Peace ) એ નામના મહાન ગ્રંથમાં, મિલ્ટને પોતાના 'Tenure of Kings and Magistrate'માં ફ્યૂકેન ડાર્ફે પોતાના 'Law of Nature and of Nations'માં, સ્પાઈન્શાએ પોતાના 'Tractatus Politics'માં, અને એ બધાથી વધારે થોમસ હોબ્સે પોતાના 'Leviathan'માં આ કરાર–સિદ્ધાંતનું ખૂબ જ ભારપૂર્વક પ્રતિપાદન કર્યું છે. એ વખતે લોક ( Locke ) નામનો રાજનીતિનો સુપ્રસિદ્ધ લેખક થઈ ગયો. તેણે 'Treatises of Government' નામના પોતાના ગ્રંથમાં આ સિદ્ધાંતનું પુષ્કળ વિવેચન કરીને સમર્થન કર્યું છે. એની પછી બરાબર એક સૈકા પછી સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ રૂસો થઈ ગયો. તેણે પોતાના 'Le Contrat Social' ગ્રંથમાં આ જ સિદ્ધાંતનું વિશેષ રૂપે પ્રતિપાદન કર્યું છે. તેના આ પુસ્તકે આ સિદ્ધાંતને ખૂબ લોકપ્રિય બનાવી દીધો.

અમેરિકામાં પણ ત્યાંની રાજ્યક્રાન્તિ વખતે આ સિદ્ધાંત લોકોનાં હૃદય ઉપર જોરદાર અધિકાર જમાવીને બેઠો હતો. અમેરિકામાં જ્યારે રાજ્યક્રાન્તિ થઈ ત્યારે મોટા ભાગના માણસોનો એવો ખ્યાલ હતો કે, કરાર એ જ અધિકારનો મૂળ પાયો છે. લોકોની સંમતિથી જ રાજ્યસત્તા કે રાજ્યસંસ્થા અસ્તિત્વમાં આવી છે. જેની સ્થાપનામાં લોકોની સંમતિ ન હોય એવા કોઈ પણ રાજ્યના અમલને પ્રજા ઉપર બળાત્કારે લાદવાનો કોઈ પણ સરકારને હક્ક નથી. આ જાતના વિચારો અમેરિકામાં જ્યારે ક્રાન્તિ થઈ ત્યારે ફેલાયેલા હતા. એ

વખતે આ બાબતો ધાર્મિક સિદ્ધાંતની પેઠે જ માનવામાં આવતી હતી એમ કહેવામાં આવે તો તેમાં જરાય અતિશયોક્તિ નથી.

સોળમા અને સત્તરમા સૈકામાં આ સિદ્ધાંતોનો પ્રભાવ ખૂબ આગળ વધેલો જણાય છે, એટલે સુધી કે ખુદ ઇંગ્લંડની રાણી મેરીને એ વાત સ્વીકારવી પડી હતી કે, રાજ્યશક્તિ બીજી કાંઈ વસ્તુ નથી પણ લોકો અને રાજાના વચ્ચેનો કરાર છે. આ જ વાતનું–આ જ સિદ્ધાંતનું–જ્યોર્જ બુચાનને પોતાના 'Rights of Kings among Scots' નામના ગ્રંથમાં ખૂબ જોરદાર સમર્થન કર્યું છે. એ પછી પણ બીજા કેટલાયે મહાન લેખકોએ આ સિદ્ધાંતનું સમર્થન કર્યું છે અને એમ બતાવ્યું છે કે કોઈ પણ રાજ્યશક્તિનું અસ્તિત્વ અને સ્થિતિ કરારના આ સિદ્ધાંત ઉપર જ નિર્ભર છે.

ઉપર બતાવવામાં આવ્યું છે એ પ્રમાણે સોળમા અને સત્તરમા સૈકામાં કરાર–સિદ્ધાંત ખૂબ લોકપ્રિય થયો. ૧૮મા સૈકામાં પણ તેની બોલબાલા થઈ. આ ત્રણે સૈકાઓમાં પ્રખ્યાત અને ધુરંધર વિદ્વાનોએ આ વિષય ઉપર કલમ ઉઠાવી. પ્રજાનું તો પૂછવું જ શું? રાજાઓ ઉપર પણ તેનો ખૂબ પ્રભાવ પડચો. પણ ૧૯મા સૈકાનો પ્રભાવશાળી રાજકીય મત કરારના આ સિદ્ધાંતને અનુકૂળ થયો નહિ. લજવીગ (Ludwig), જેરમી બેન્થામ, સર હેન્રી મેન, થોમસ હીલગ્રીન, એડમંડ બર્ક, પ્રો. બ્લન્શલે, સર ફ્રેડરિક પોલાક, પ્રો. રિચો (Ritchie) વગેરેએ આ સિદ્ધાંતનું ખંડન કર્યું. તેમણે તેની નિસ્સારતા બતાવવા પ્રયત્ન કર્યો છે. બેન્થામે તો લખ્યું છે કે, આ સિદ્ધાંત બિલકુલ પાયા વિનાનો છે. તેને કોઈ જાતનો આધાર જ નથી. એટલે એવા સિદ્ધાંત ઉપર માથાકૂટ કરવી નકામી છે. સર હેન્રી મેને લખ્યું છે કે, રાજ્યની ઉત્પત્તિ સંબંધી આ કરાર–સિદ્ધાંત નકામો છે. આ જ

રીતે બીજા કેટલાયે રાજનીતિશાસ્ત્રના નિષ્ણાતોએ તેની સખત ટીકા કરી છે.

આ સમાલોચકોએ આ સિદ્ધાંતની વિરુદ્ધ દલીલો રજૂ કરીને તેનું નકામાપણું દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. એમાં કેટલાયે વિદ્વાનોનું કહેવું એમ છે કે, આ સિદ્ધાંત ઇતિહાસને અનુકૂળ નથી, કારણ કે જેમાં અમુક અમુક રાજા અને પ્રજા વચ્ચે અમુક કરારો થયા હોય તથા એ કરારોની ભૂમિકા ઉપર કોઈ રાજ્યસંસ્થા ઉત્પન્ન થઈ હોય એવો ઇતિહાસમાં એક પણ દાખલો મળતો નથી. સુપ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસકાર મિ. ગ્રીન કહે છે કે, ઐતિહાસિક દૃષ્ટિથી જોવામાં આવે તો આ સિદ્ધાંત કેવળ કપોલકલ્પના જ છે. વળી, બીજી વાત એ કહેવામાં આવે છે કે, આ સિદ્ધાંત બુદ્ધિમાં બેસે એવો નથી, કારણ કે જ્યારે માણસ બિલકુલ કુદરતી હાલતમાં હતો ત્યારે શું તેના મગજમાં કરારના આ સિદ્ધાંતની કલ્પના આવી શકતી હતી ? આ અને આ જાતનાં બીજાં કેટલાંયે કારણોની એક પછી એક સમાલોચના કરી કેટલાયે પાશ્ચાત્ય લેખકોએ આ કરાર-સિદ્ધાંતની સખત ટીકા કરી છે.

Compensation, Workman's—મજૂરોની નુકસાનીનો બદલો.

Competition—હરીફાઈ.

Composite—આ શબ્દનો પ્રયોગ પ્રસિદ્ધ સમાજવાદી ફોરિયરે (Fourier)કર્યો છે. તેનો અર્થ-જેમાં તર્ક અને બુદ્ધિનો બહુ જ થોડો અંશ હોય અને જે માત્ર આત્માથી પ્રેરાયેલો હોય એવી અંધશ્રદ્ધા.

Comptrollor—હિસાબ તપાસનાર સરકારી અમલદાર; મુસ્તાફી; નિયંત્રક. પાર્લમેંટે જે કામને માટે રકમ મંજૂર કરી હોય એ કામને માટે તે રકમનો ઉપયોગ થયો છે કે નહિ તેની તપાસ કરનાર હિસાબી અમલદાર.

House-hold Comptrollor—ગૃહનિયંત્રક; ગૃહનિરીક્ષક.

Concentration camp—બંદીગૃહ; નજરકેદીઓને રાખવાની છાવણી; હવાલાત; નાઝી-જર્મનીની એક ખાસ સંસ્થા, જેમાં નાઝી-વિરોધીઓને રાખવામાં આવે છે.

Concession—છૂટછાટ, વિશેષ સગવડો.

Confederation—રાજ્યસંઘ; રાજ્યમંડળ.

Confederacy—સંધિસૂત્રમાં બંધાયેલું રાજ્ય.

Conference—સભા; પરિષદ.

Social Conference—સામાજિક પરિષદ.

Political Conference—રાજકીય પરિષદ.

Economical Conference—આર્થિક પરિષદ.

Round Table Conference—ગોળમેજ પરિષદ.

Congress—મહાસભા. [ -સ્થાપના ૧૮૮૫.
Congress, Indian National—હિંદી રાષ્ટ્રીય મહાસભા

Conscientious Objectors—યુદ્ધ-વિરોધી આધ્યાત્મિક વૃત્તિના માણસો; જેનું અંતર અત્યારના હિંસક યુદ્ધમાં નીતિ અને ધર્મથી પ્રેરાઈને ના પાડતું હોય એવા ધાર્મિક વૃત્તિના લોકો.

Conscription—ફરજિયાત લશ્કરભરતી.

Conservative—સ્થિતિચુસ્ત પક્ષ; જુનવાણી પક્ષ; ઇંગ્લંડની પાર્લમેંટના બે મોટા પક્ષોમાંહેનો એક. ઈ. સ. ૧૮૩૦થી ત્યાં આ શબ્દનો ઉપયોગ થવા લાગ્યો છે.

Conspiracy—કાવતરું; ષડ્યંત્ર.

Conspirator—કાવતરાંખોર; ષડ્યંત્રી.

Constituency—નિર્વાચનક્ષેત્ર; ચૂંટણી માટે નક્કી થયેલ પ્રદેશ; ચૂંટણી કરનાર વર્ગ.

Constituent—મત આપનાર; અંગભૂત; કારણભૂત; અવયવ; વિભાગ.

Constituent Assembly—લોકપ્રતિનિધિસભા, જેનું કામ રાષ્ટ્રને માટે બંધારણ ઘડવાનું હોય છે. ગયા મહાયુદ્ધ પછી જર્મની, ઝેકોસ્લોવાકિયા વગેરે દેશોમાં આ પ્રકારની લોકપ્રતિનિધિસભાઓ બની હતી. આપણા દેશમાં પંડિત જવાહરલાલ નેહરુએ પણ ભારતના શાસનવિધાનને માટે લોકપ્રતિનિધિસભા બનાવવાની યોજના દેશ આગળ રજૂ કરી હતી અને ગાંધીજીએ તેને ટેકો આપ્યો હતો. ફ્રાંસમાં પણ રાજ્યક્રાંતિ પછી આવી જ સભા બની હતી.

Constitution—બંધારણ; વિધાન; રાજકીય સંગઠન; નિયમતંત્ર. રાજનીતિશાસ્ત્રનો આ અત્યંત મહત્ત્વનો શબ્દ છે. સૌથી પહેલાં એનો ઉપયોગ ઇંગ્લંડના સમ્રાટ પ્રચલિત કાયદાઓ અને 'Statutes' માટે કરતા હતા. એ પછી રાજનીતિના કેટલાયે લેખકોએ તેનો ઉપયોગ કર્યો. આ શબ્દની વ્યાખ્યા જુદા જુદા ગ્રંથકારોએ જુદી જુદી રીતે કરી છે. સર જેમ્સ મકીન્ટોશ પોતાના 'Law of Nature and of Nations' નામના ગ્રંથમાં લખે છે કે, "બંધારણ એ એવી જાતના લેખિત અને અલેખિત નિયમોનો સંગ્રહ છે જે સરકાર અને પ્રજા બંનેને અત્યંત જરૂરી એવા અધિકારો અને સ્વત્વનો નિર્દેશ કરે છે." જ્યૉર્જ કૉર્નવૉલ લ્યૂઇસ બંધારણની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છે :

"બંધારણ એ કોઈ પણ સમાજ( community)ની રાજ્યસત્તા અથવા સરકારના ખાસ સ્વરૂપના અધિકારોની વ્યવસ્થા તેમ જ વહેંચણીનું નિર્દેશક છે." જજ કૂલીએ પોતાના 'Constitutional Limitations'ની સાતમી આવૃત્તિમાં આ શબ્દનું નીચે મુજબ સ્પષ્ટીકરણ કર્યું છે : "રાજ્યનો એ મૂળભૂત નિયમ, જેમાં જેના ઉપર

શાસન ચલાવવામાં આવે છે તેને લગતા સિદ્ધાંતોનું વિવેચન હોય તથા જેમાં રાજ્યાધિકારોની વહેંચણીનો ઉલ્લેખ હોય." બંધારણશાસ્ત્રના સુપ્રસિદ્ધ વિદ્વાન ચાર્લ્સ બોર્ગ્યૂડ (Charles Borgeaud) પોતાના 'The Origin of Written Constitutions' નામના ગ્રંથમાં લખે છે કે, "બંધારણ એ એક એવો મૂળભૂત કાયદો છે, જેને આધારે કોઈ પણ રાજ્યની શાસનપદ્ધતિ વ્યવસ્થિત કરવામાં આવે છે અને જે વડે સમાજ અને રાજ્યસત્તા વચ્ચેનો સંબંધ નક્કી કરવામાં આવે છે." મિ. જસ્ટિસ મિલર પોતાના 'Citizenship by Birth and Naturalization' નામના ગ્રંથમાં લખે છે કે, "બંધારણ એ એક એવો લિખિત મૂળભૂત નિયમ (Law) છે, જેમાં શાસન(Government)ના અધિકારો સ્થાપિત, નિશ્ચિત તેમ જ મર્યાદિત કરવામાં આવે છે અને તેને એવી રીતે જુદા જુદા ભાગોમાં વહેંચી નાખવામાં આવે છે, જેથી રાજ્યનો અમલ લોકોના હિતમાં વ્યવસ્થિત રીતે ચાલી શકે." જસ્ટિસ સ્ટોરી આ શબ્દની વ્યાખ્યા આમ કરે છે: "બંધારણ એ શાસનનો એવો મૂળભૂત કાયદો છે, જેને લોકો પોતાની રાજ્યસત્તાની રૂએ પોતાનાં હિતો અને અધિકારોના રક્ષણને માટે બનાવે છે." મિ. જેમ્સ બ્રાઇસ નામના વિદ્વાન પોતાના 'American Commonwealth' નામના ગ્રંથમાં લખે છે કે, "શાસનનું બંધારણ એવા મૂળભૂત સિદ્ધાંતો અને કાયદાઓનો સંગ્રહ છે, જેને અનુસરીને સરકાર પોતાના અધિકારોનો ઉપયોગ કરે છે."

Constitution, Amended—સુધરેલું બંધારણ; સંશોધિત બંધારણ; સંશોધિત વિધાન.

Constitutions, Definitions of—વિધાનની વ્યાખ્યા; બંધા- [રણની વ્યાખ્યા.

Constitution Act—બંધારણ સંબંધી નિયમ, વિધાન-નિયમ.

Constitution, Flexibility of—બંધારણની વિકાસશીલતા.

Constitution, Written—લેખિત બંધારણ; લેખિત વિધાન; લેખિત રાજ્યવ્યવસ્થા.

Constitutional—બંધારણ સંબંધી; વિધાન સંબંધી.

Constitutional Agitation—બંધારણીય આંદોલન; કાયદાની મર્યાદામાં રહીને કરવામાં આવતું આંદોલન.

Constitutional Government—બંધારણીય સરકાર; કાયદાને અનુસરીને ચાલતી સરકાર; જેના અધિકારો બંધારણના કાયદાથી બદ્ધ હોય એવી સરકાર.

Constitutional Monarchy—બંધારણીય રાજાતંત્ર. એવી જાતનું બંધારણીય રાજ્યતંત્ર, જેનો વડો રાજા હોય છતાં તે બંધારણના નિયમોનું પાલન કરવા બંધાયેલો હોય. આ રાજ્યપદ્ધતિમાં રાજ્ય રાજાનું ગણાય છતાં તે દેશના બંધારણની વિરુદ્ધ જઈ શકે નહિ. [સ્વીકાર.

Constitutionalism—બંધારણવાદ; બંધારણીય શાસનતંત્રનો

Constitutionalist—રાજકીય બંધારણનો લેખક; બંધારણવાદી; પ્રત્યેક રાજ્યશાસનનું સંચાલન કોઈ પણ પ્રકારના બંધારણને અનુસરીને જ થવું જોઈએ એવી માન્યતા ધરાવનાર.

Constructive—રચનાત્મક; મંડનાત્મક; વિધાયક. [ સમાલોચના.

Constructive Criticism—રચનાત્મક અથવા મંડનાત્મક ટીકા,

Constructiveness—રચનાત્મક વૃત્તિ; વિધાયકતા; સંસ્થાપનવૃત્તિ.

Consul—વિદેશી રાજદૂત; વિદેશી પ્રતિનિધિ (૨) પ્રાચીન રોમનો એક અમલદાર.

Consular—વિદેશી રાજદૂત સંબંધી.

Consulate—વિદેશી રાજદૂતનું નિવાસસ્થાન.

Consultation—મંત્રણા; સલાહ; પરામર્શ.

Consultative—મંત્રણાત્મક.

Continental System—મહાદ્વીપ સંબંધી પદ્ધતિ.

Contraband—મનાઈ કરેલું; નિષિદ્ધ; પ્રતિષિદ્ધ.

Contraband of War—યુદ્ધનો સરંજામ; તટસ્થ રાજ્ય તરફથી યુદ્ધપ્રવૃત્ત રાષ્ટ્રને આપવામાં આવતો લશ્કરી સરંજામ.

Contradiction—વિરોધ.

Convention—જ્યારે આ શબ્દ રાજનીતિમાં વપરાય છે ત્યારે તેનો અર્થ 'સ્થાયી સંધિ' થાય છે. તેનો સામાન્ય અર્થ રૂઢિ, પ્રથા, રીતરિવાજ વગેરે થાય છે.

Conversion of National Debt—રાષ્ટ્રીય દેવાનું પરિવર્તન.

Convocation—સભા; વિશ્વવિદ્યાલયની ડિગ્રી-ઉપાધિ-એનાયત કરવા માટેની સભા; ઉપાધિવિતરણી સભા.

Coolie System—કૂલી-પ્રથા.

Co-operation—સહકાર; સહયોગ; સહાયતા.

Co-operative Party—સહકારી પક્ષ; સહકારી મંડળ; સહકારી દળ.

Co-operative Society—સહકારી સમિતિ; સહાકારી મંડળી.

Corporation—સંઘ; સમિતિ.

Corporation Act—નગરસમિતિનો કાયદો; નગરસમિતિ-કાનૂન.

Corporatism—'સિન્ડિકેલિઝમ'નો આ પર્યાયવાચી શબ્દ છે. તેનો ઉદ્દેશ મજૂરોની સ્થિતિ સુધારવાનો અને સમાજની ઉન્નતિ કરવાનો છે.

Corruption—ભ્રષ્ટતા; રુશવતખોરી.

Corrupt-practices—ભ્રષ્ટાચાર; પાર્લમેંટ કે ધારાસભા વગેરેની

ચૂંટણીમાં જ્યારે લાંચ અને રુશવતખોરી વગેરેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય ત્યારે તેને માટે આ શબ્દ વપરાય છે.

Cortes—સ્પેન તથા પોર્ટુગાલની પાર્લમેંટ. [ વિશિષ્ટ કર.
Corvee—ઈંગ્લંડમાં મજૂરીના રૂપમાં લેવામાં આવતો એક પ્રકારનો

Council—પરિષદ; સભા.

Council of Ministers—પ્રધાનમંડળ; પ્રધાનપરિષદ; સચિવ-મંડળ; મંત્રીપરિષદ. [ મુખ્ય ઉપલી ધારાસભા.
Council of State—રાજ્યપરિષદ; હિંદના ૧૯૧૯ના બંધારણ

Council of War—યુદ્ધસમિતિ; યુદ્ધપરિષદ.

Counter-attack—હુમલા સામે હુમલો કરવો તે; પ્રત્યાક્રમણ.

Counter-action—પ્રતિક્રિયા. [ અભાવે મુલતવી રહેવું તે.
Count cut—ઇંગ્લંડના હાઉસ ઑફ કૉમન્સની બેઠકનું કૉરમના

Country Boroughs—ગ્રામ-સંઘ.

Country Councils—નગર-પરિષદ; ઈંગ્લંડ અને આયર્લૅન્ડમાં ભરવામાં આવતી મ્યુનિસિપલ સભાઓ, જેમાં ચૂંટાયેલા સભ્યો તથા એલ્ડરમૅન હોય છે અને જે સ્થાનિક સ્વરાજનું કામકાજ કરે છે.

Coup D'Etat—આકસ્મિક રાજ્યક્રાંતિ; વીજળીની ઝડપે થયેલો રાજ્યવિપ્લવ; કોઈ રાજા, શાસક, સેનાપતિ અથવા લશ્કર દ્વારા કરવામાં આવતી આકસ્મિક રાજ્યક્રાંતિ.

Criminal—ગુનેગાર; અપરાધી.

Criminology—ગુનાઓનું શાસ્ત્ર; અપરાધશાસ્ત્ર; અપરાધવિજ્ઞાન. વૈજ્ઞાનિક રીતે અપરાધીઓની મનોવૃત્તિનો અભ્યાસ કરવો તથા તેમાં સુધારો કરવાનો સુસંગત વૈજ્ઞાનિક માર્ગ શોધવો એ આ

શાસ્ત્રનું મુખ્ય કામ છે. પાશ્ચાત્ય દેશોમાં આ શાસ્ત્રની શોધોએ માનવતાના ઇતિહાસમાં એક નવા ઇતિહાસના શ્રીગણેશ માંડ્યા છે. માત્ર શારીરિક શિક્ષા અને કઠોર દંડ આપ્યા વિના સદ્વ્યવહાર, સહાનુભૂતિ અને ઉપદેશો દ્વારા ગુનેગારોની મનોવૃત્તિઓ સુધારાના માર્ગે વાળી લેવી એ આ શાસ્ત્રનો ઉદ્દેશ છે.

Crisis—કટોકટીનો કાળ; સંકટ; આપત્તિકાળ.

Commercial crisis—વ્યાપારિક કટોકટીનો કાળ.

Economical crisis—આર્થિક મંદી; આર્થિક કટોકટી.

Political crisis—રાજકીય કટોકટી.

Crown Lands—શાહી જમીન; શાહી જાગીર. સમ્રાટની પોતાની ખાસ જમીન, જે તેણે સિવિલ લિસ્ટને બદલે રાજ્યને આપી દીધી છે.

Cumulative Vote—વર્ધમાન મત; એવી જાતની પદ્ધતિ જેમાં મતદારને ચૂંટણીમાં જેટલા ઉમેદવારો ઊભા થયા હોય તેટલા મત આપવાનો અધિકાર હોય. તેઓ પોતાના મત પોતાની ઇચ્છા મુજબ એક અથવા વધારે ઉમેદવારોની વચ્ચે વહેંચી શકે છે. દા. ત. કોઈ વિભાગમાં પાંચ ઉમેદવારો ઊભા થાય તો દરેક મતદારને પાંચ મત આપવાના હોય છે. આ પાંચ મત એ પોતાની ઇચ્છા મુજબ એક, બે, ત્રણ, ચાર અને ધારે તો એક જ ઉમેદવારને પાંચેય મત આપે.

## D

Dail Eirean—આયરિશ ફ્રી સ્ટેટની પ્રતિનિધિસભા અથવા પાર્લમેંટ.

Darwinism—ડાર્વિનવાદ; પ્રખ્યાત વિજ્ઞાનવેત્તા ચાર્લ્સ ડાર્વિન તથા આલ્ફ્રેડ રસેલ વૉલેસનો એક સિદ્ધાંત, જે એવું પ્રતિપાદન કરે છે કે વનસ્પતિ તથા જંતુઓની દુનિયાની પેઠે જ માનવજગતમાં

પણ 'જીવનકલહ'નો ક્રમ અસ્તિત્વ ધરાવે છે અને તેમાં પણ જે બળવાન હોય છે તે જીવે છે અને નબળા મરી ખૂટે છે. 'સૌથી વધારે જે યોગ્ય હોય તે જ જીવશે' (Survival of the fittest) એ આ સિદ્ધાંતનું મુખ્ય તત્ત્વ ગણાય છે.

Death-Duties—મૃત્યુકર; મૃત્યુ પામનાર માણસના વારસદારને સોંપવામાં આવતી મિલકત ઉપર નાખવામાં આવતો કર. ગ્રેટ-બ્રિટનમાં સૌથી પહેલાં ૧૬૯૪માં આ કર નાખવામાં આવ્યો હતો. જેમ જેમ મિલકતનું પ્રમાણ વધતું જાય છે તેમ તેમ આ કરનું પ્રમાણ પણ વધે છે.

Debacle—તૂટી પડવું તે; પતન; છિન્નભિન્નતા.

Debate—વાદવિવાદ; ચર્ચા.

Council Debates—કાઉન્સિલમાં થતી અથવા થનારી ચર્ચા.

Parliamentary Debates—પાર્લમેંટમાં થતી ચર્ચા.

Decentralization—વિકેન્દ્રીકરણ; અકેન્દ્રીકરણ; વ્યવસ્થા વિભાજન; અધિકારવિભાજન; સત્તા અથવા વ્યવસ્થા એક જ જગાએ કેન્દ્રિત નહિ કરતાં તેને જુદા જુદા અસંખ્ય એકમોમાં વહેંચી નાખવી તે. જે વ્યવસ્થામાં મોટાં મોટાં જંગી કારખાનાંઓ હોય ત્યાં કેન્દ્રીકરણ થયું કહેવાય. ખાદી-ગ્રામોદ્યોગ વગેરેનું સંગઠન વિકેન્દ્રીકરણના પાયા ઉપર રચાયેલું છે. એમાં સંપત્તિ એક જગાએ કેન્દ્રિત ન થતાં આખા દેશમાં આપોઆપ સહેલાઈથી વહેંચાઈ જાય છે. એને માટે કેન્દ્રીકરણના જેવી મોટી જંગી વ્યવસ્થાઓ ઊભી કરવી પડતી નથી.

Decentralization of Powers—અધિકારોને છૂટા છૂટા એકમોમાં વહેંચી નાખવા; સત્તાઓનું વિકેન્દ્રીકરણ.

Declaration of Rights—અધિકારોની ઘોષણા.

De Facto Recognition—વાસ્તવિક સ્વીકાર; પ્રકૃત-સ્વીકાર.

એક પ્રકારની વિશિષ્ટ પદ્ધતિ, જેમાં જો કે નિયમ પ્રમાણે કોઈ નવી સરકારનો સ્વીકાર કરવામાં નથી આવતો છતાં વાસ્તવિક રીતે જોતાં તે સરકાર આંતરરાષ્ટ્રીય બાબતો તથા આંતરરાષ્ટ્રીય કોલ-કરારોમાં સંપૂર્ણ રીતે માથું મારી શકે છે.

Defence—સંરક્ષણ; બચાવ.

Indian Defence Force—ભારતવર્ષના રક્ષણ માટે રાખેલું લશ્કર.

Indian Defence Problems—ભારતવર્ષના રક્ષણની [ સમસ્યાઓ.

Defiance of Governmental Authority—સરકારી હકૂમતને ન માનવી; સરકારી અમલની અવહેલના કરવી. રાજ્યસત્તાની અવહેલના; સરકારી સત્તાની અવગણના કરવી.

Defiance of Law—કાયદાભંગ; કાનૂન તોડવો તે.

Deflection—કાગળના સિક્કાઓનું ન્યૂનીકરણ; ચલણી નોટોનું પ્રમાણ ઓછું કરવું તે. ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૨૦ સુધી કેટલાયે દેશોમાં અને ખાસ કરીને જર્મની અને ફ્રાંસમાં ચલણ તરીકે વપરાતી કાગળની નોટોનું પ્રમાણ બહુ જ વધી ગયું હતું. એથી વસ્તુઓના ભાવ ચલણી નાણાંની સંખ્યા વધવાને લીધે ઘણા વધી ગયા હતા. પરિણામે આર્થિક સ્થિતિમાં ભયંકર અવ્યવસ્થા ઊભી થઈ હતી. આ અવ્યવસ્થાને અટકાવવા માટે કાગળના સિક્કાઓ ઓછા કરી તેની જગાએ ધાતુના સિક્કા વધારે પ્રમાણમાં ચાલુ કર્યા. એ ક્રિયાને Deflection કહે છે.

De Jure Recognition—વ્યવહારિક સ્વીકાર; નિયમાનુસાર સ્વીકાર. નવી સરકારની શાસનપદ્ધતિનો નિયમ અનુસાર સ્વીકાર.

Delegacy—પ્રતિનિધિમંડળ; પ્રતિનિધિસમૂહ.

Delegation—પ્રતિનિધિમંડળ; પ્રતિનિધિવર્ગ; પ્રતિનિધિની નિમણૂક.

Delegate—પ્રતિનિધિ; પ્રતિનિધિ બનાવીને મોકલવો તે.

Democracy—લોકશાહી; લોકતંત્ર; લોકશાસન; જનતંત્ર; પ્રજાતંત્ર; જનસત્તાત્મક રાજ્ય; લોકસત્તાત્મક રાજ્ય.

લોકતંત્રના શાસન સંબંધી અનેક લેખકોએ અનેક વ્યાખ્યાઓ આપી છે. સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ લ્યૂઈસ લખે છે કે, "જેમાં દેશના લોકોનો મોટામાં મોટો ભાગ મતાધિકારને કારણે શાસનમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષરૂપે ભાગ લેતો હોય એ શાસનપ્રણાલીનું નામ લોકતંત્ર." અમેરિકાના ભૂતપૂર્વ પ્રમુખ અબ્રહામ લિંકનના મત મુજબ લોકશાસન એ છે, જેનું સંચાલન લોકો દ્વારા લોકોને માટે, અથવા બધા દ્વારા બધાને માટે કરવામાં આવતું હોય. સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ દાર્શનિક જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે, "બધા લોકો અથવા લોકોનો મોટામાં મોટો ભાગ પોતાના ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા જે રાજ્યમાં શાસન કરે છે તેને લોકતંત્રશાસન કહેવામાં આવે છે."

આ તો થઈ લોકશાસનની સામાન્ય વ્યાખ્યાઓ. હવે તેના ગુણદોષનું પણ થોડું વિવેચન કરીએ. અમેરિકાનો સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ મિ. ગાર્નર કહે છે કે, "પ્રજાસત્તાક રાજ્યમાં સર્વોત્તમ ગુણ તથા વિશેષતા એ છે કે તે જનતાને ઊંચે લઈ જાય છે. તેની અંદર રહેલી શક્તિઓનો આવિષ્કાર તેમ જ વિકાસ તે કરે છે. રાજ્યના વહીવટમાં તેમ જ કાર્યમાં તેમને રસ લેતા કરે છે તેમ જ ઉત્સાહ વધારે છે, અને શાસનમાં તેમને યોગ્ય સ્થાન આપીને તેમની સ્વદેશભક્તિ વધારે છે–દૃઢ કરે છે. કોઈ પણ માણસ જન્મથી જ ઊંચો છે એવી માન્યતાને લોકશાસનમાં સ્થાન નથી. રાજકીય દૃષ્ટિએ તે સૌને સમાન રાખવા માગે છે. લેવ્હેલે ( Laveleye ) નામના વિદ્વાનનું કથન છે કે, "રાજકીય દૃષ્ટિએ કોઈ માણસ સ્વતંત્ર નથી. જે શાસનમાં–જે સરકારમાં–જનતા ભાગ લઈ શકતી નથી અથવા જનતાનો અવાજ નથી હોતો તેવા શાસન માટે સ્વાર્થત્યાગ કરવા એ તૈયાર નથી હોતી. પ્રજાતંત્રથી જનતામાં રહેલી સ્વદેશભક્તિ વિકાસ પામે છે, કારણ કે પ્રજાતંત્રનો પ્રત્યેક

નાગરિક એ વાત જાણે છે કે સરકાર અમારી છે અને સરકારી કામ કરનાર દરેક અધિકારી અમારા જ (જનતાના) નોકર છે. એ ઉપરાંત પ્રજાતંત્રની સ્થાપના સમાનતા તેમ જ લોકમતના પાયા ઉપર થયેલી હોવાથી તે ક્રાંતિના ભયથી હમેશાં મુક્ત રહે છે." ડી. ટૉકવિલ ( De Toequeville ) મહાશય કહે છે કે, " લોકતંત્ર નાગરિકતાનું શિક્ષણ આપનાર શાળા છે." જૉન સ્ટુઅર્ટ મિલ પણ લોકતંત્રની પ્રશંસા કરતાં સ્વીકાર કરે છે કે, " લોકતંત્ર જનતાની ચારિત્ર્યિક તેમ જ બૌદ્ધિક શક્તિનો વિકાસ કરવામાં ખૂબ મદદ કરે છે અને કોઈ પણ શાસન અથવા સરકારની શ્રેષ્ઠતા એ બાબતો ઉપરથી જણાઈ આવે છે કે તે શાસન અથવા તંત્ર નીચે પ્રજાની માનસિક, નૈતિક, આર્થિક અને બૌદ્ધિક શક્તિઓને ઉત્તેજન મળે છે કે નહિ? આ શક્તિઓને વિકસાવવામાં સરકારનું જે સ્વરૂપ સૌથી વધારે અનુકૂળ હોય તે તેનું સૌથી શ્રેષ્ઠ સ્વરૂપ કહેવાય."

ઉપર પ્રજાતંત્રના ગુણો બતાવી ગયા, પણ દરેક પદાર્થમાં જેમ કંઈ ને કંઈ ગુણ હોય છે તેમ સાથે સાથે થોડા દોષો પણ હોય છે. ભૂતકાળના કેટલાક લેખકોએ લોકતંત્રના દોષો બતાવવાનો ઠીક પ્રયત્ન કર્યો છે. તેઓનાં કથન મુજબ લોકતંત્ર ગુણ ઉપર નિર્ભર નથી પણ સંખ્યા ઉપર નિર્ભર છે એ જ એનો મુખ્ય દોષ. એટલે કે તે ગુણવાન બુદ્ધિમાન માણસોનું શાસન નહિ પણ જનસમુદાયનું–આમપ્રજાનું–શાસન છે એટલે કે ટોળાશાહીનું શાસન છે. જેમ બીજાં કાર્યક્ષેત્રોમાં વિશેષ યોગ્યતાની જરૂર પડે છે તેમ રાજ્યશાસનમાં પણ જરૂર પડે છે એ સત્યની તેઓ ઉપેક્ષા કરે છે. વળી બધા માણસોમાં શાસન કરવાની આવડત અને કુશળતા એક સરખી છે, અર્થાત્ એ શક્તિ એક માણસમાં જેટલી હોય તેટલી જ બીજા માણસમાં છે એવા જૂઠા સિદ્ધાંતને અનુસરીને તે કામ કરે છે. તે એમ માનીને જ ચાલે છે કે બધાય માણસો રાજનીતિધુરંધર છે. જસ્ટિસ જેમ્સ મહાશયનું કથન છે

કે, "સુશાસન માટે વિશેષ જ્ઞાનની, વિવિધ પ્રકારની માનસિક શક્તિઓના વિકાસની તથા શાંત અને સંયમયુક્ત નિર્ણયશક્તિની આવશ્યકતા છે. અજ્ઞાન અને અયોગ્યતાને ટાળવાની ઘરના સામાન્ય કામકાજમાં જેટલી જરૂર છે તેટલી જ રાજ્યશાસનના કામમાં પણ એ બંને વસ્તુઓને ટાળવાની જરૂર છે. અજ્ઞાન, અયોગ્યતા અને અસંયમનાં માઠાં પરિણામો જેટલાં ઘરના સામાન્ય કામકાજમાં આવે છે એથી કેટલાંયે ગણાં વધારે માઠાં અને ભયંકર પરિણામો રાજ્યકાર્યમાં આવે છે. મિલ અને મોટેસ્કયુએ લોકશાસનની તારીફ કરતાં એક સાવચેતીનો સૂર કાઢ્યો છે કે, " લોકતંત્ર ત્યાં જ વ્યવહારિક રૂપે સફળ થશે જ્યાં સર્વસાધારણ જનતા બુદ્ધિ, યોગ્યતા અને ચારિત્ર્યની ઊંચા દરજ્જાની હોય."

Democracy, Direct—પ્રત્યક્ષ લોકશાહી; પ્રત્યક્ષ લોકતંત્ર.

Democracy, Indirect—અપ્રત્યક્ષ લોકશાસન; પરોક્ષ લોકશાસન.

Democrat—લોકતંત્રવાદી, (૨) અમેરિકાના લોકશાહી પક્ષનો સભ્ય.

Democratic—લોકતંત્રવાળું; પ્રજાશાસનવાળું; પ્રજાકીય શાસનવાળું; લોકતંત્ર સંબંધી.

Democratic Party—લોકતંત્રીય પક્ષ; લોકશાહી પક્ષ; અમેરિકાના સંયુક્ત પ્રદેશનો એક રાજકીય પક્ષ. આ પક્ષ ત્યાંના ગણતંત્રીય પક્ષ( Republican Party )ના પછી અસ્તિત્વમાં આવ્યો. અમેરિકાનો વર્તમાન પ્રમુખ રૂઝવેલ્ટ આ પક્ષનો સભ્ય છે.

Demonstration—પ્રદર્શન; હુન્નર, વિદ્યા, કલા વગેરેનાં દૃશ્યોને જાહેરમાં બતાવવાની ક્રિયા.

Demonstration Farm—પ્રદર્શન માટેનું પ્રયોગક્ષેત્ર.

Deputy Chairman—ઉપપ્રમુખ; ઉપાધ્યક્ષ.

Despotism—આપખુદ શાસન; નિષ્ઠુર શાસન; જેમાં કોઈ સ્વેચ્છાચારી આપખુદ રાજાનું રાજ્ય હોય એવું શાસન.

Destructive—વિનાશક; વિધ્વંસક; ખંડનાત્મક.

Destructive Criticism—ખંડનાત્મક ટીકા.

Detinue—નજરકેદી.

Determinism—અવશ્યંભાવિવાદ.

Devaluation—સિક્કાની કિંમત ઘટાડી નાખવાની ખાસ પદ્ધતિ-ક્રિયા; મુદ્રામૂલ્યહારીકરણ. સિક્કાની અંદરની કીમતી ધાતુનું પ્રમાણ ઘટાડી નાખવાથી આ કાર્ય સિદ્ધ થાય છે.

Devolution—ઉપક્રાંતિ.

Diarchy—પક્ષીય શાસન; દ્વિવૈધશાસન; દ્વિમુખી શાસન; બે રાજકીય પક્ષો દ્વારા જેનો અમલ થતો હોય એવું રાજ્યતંત્ર. અત્યારે ભારતવર્ષમાં આ પ્રકારનું શાસન છે.

Dictator—સરમુખત્યાર; સર્વસત્તાધારી; હુકુમશાહ; તાનાશાહ; સર્વે-સર્વાધિકારી. શ્રી કાકાસાહેબ કાલેલકરે આ શબ્દની પરિભાષાનું વિવેચન કરતાં નીચે મુજબ લખ્યું છે: "ડિક્ટેટર માટે કયો શબ્દ પ્રચલિત કરવો જોઈએ? તાનાશાહ એક લાક્ષણિક શબ્દ છે. એ (વૈજ્ઞાનિક) શાસ્ત્રીય નથી. આમ જોઈએ તો ડિક્ટેટર જનતાની સંમતિથી જ સ્થાનાપન્ન થાય છે. લોકસત્તાત્મક રાજ્યમાં પહેલાં એ ગણરાજ બને છે. પછીથી એ જ સત્તા દ્વારા તે ગણો ઉપર વિજય મેળવે છે અને એ રીતે બધી જ સત્તા પોતાના હાથમાં લઈને તે સર્વેસર્વાધિકારી બની જાય છે. આ શક્તિ તે ગણોને જીતીને જ મેળવી શકે છે. એથી ડિક્ટેટરને માટે સૌથી સારો અને સૂચક શબ્દ છે 'ગણંજય'. અર્જુનનું નામ ધનંજય હતું એવી જ જાતનો આ ગણંજય શબ્દ છે અને છે પણ જૂનો. એને પ્રચલિત કરવો જોઈએ." ('सब की बोली' ડિસે. ૧૯૩૦, પૃષ્ઠ ૮૬)

Dictatorship—તાનાશાહી; સરમુખત્યારી; અધિકારવાદ; હકૂમતશાહી; હુકુમશાહી.

Diet—પ્રતિનિધિસભા.

Diplomacy—કૂટનીતિ; મુત્સદ્દીગીરી, રાજ્યદ્વારી કુનેહ.

Diplomat—મુત્સદ્દી, કૂટનીતિજ્ઞ, રાજ્યદ્વારી કુનેહ ધરાવનાર માણસ.

Diplomatic—કૂટનીતિવાળું; કૂટનીતિસંબંધી.

Direct Election—સીધી ચૂંટણી; પ્રત્યક્ષ ચૂંટણી.

Disarmament Conference—નિઃશસ્ત્રીકરણ પરિષદ.

Dismemberment—છિન્નભિન્ન; સભ્ય તરીકે રદબાતલ કરવું.

Division—(૧) વિભાજન; વિભાજનની માગ. જ્યારે કોઈ મંડળમાં કોઈ પ્રશ્નને અંગે મતભેદ હોય અને મતગણતરીમાં બંને પક્ષના મત લગભગ સરખા લાગતા હોય ત્યારે સભ્યોને બે વિભાગમાં વહેંચાઈ જવાનું કહેવામાં આવે છે. આ પદ્ધતિને 'ડિવિઝન' એવું નામ આપવામાં આવ્યું છે. (૨) લશ્કરી સિપાહીઓના એક સમૂહને આપવામાં આવેલું નામ; ટુકડી.

Divine Right of Kings—રાજાઓનો દૈવી અધિકાર. રાજા એ દેવનો અંશ છે-ઈશ્વરનો અંશ છે-એ કલ્પના અત્યંત પ્રાચીન-કાળથી ચાલી આવી છે. વેદોમાં અને સ્મૃતિ-પુરાણ વગેરેમાં જ્યાં જુઓ ત્યાં એના ઉલ્લેખ વારંવાર આવ્યા છે અને તેમાં ધર્માત્મા, પ્રજાપ્રિય, જિતેંદ્રિય તથા શક્તિમાન રાજાને દેવતાના અંશ તરીકે ઓળખવામાં આવ્યો છે. મનુ ભગવાને લખ્યું છે કે, 'જયારે પ્રાણીઓ રાજાના અભાવને લઈને બીકનાં માર્યાં અહીંતહીં નાસભાગ કરવા લાગ્યાં ત્યારે ઈશ્વરે જગતનું રક્ષણ કરવાને માટે રાજાને ઉત્પન્ન કર્યો.' મધ્યયુગના એક સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય લેખકે લખ્યું છે કે, 'ઈશ્વરે પૃથ્વીમંડળ ઉપર રહેનાર કેટલીક શક્તિમાન વિભૂતિઓ ઉપર પ્રકાશ ફેંક્યો અને એમનો હુકમ માથે ચઢાવવો એ ધર્મ

છે એવું પ્રેરણા દ્વારા જગતને સમજાવ્યું.' સેંટ પોલે રોમન લોકોને સંબોધીને એવો આદેશ આપ્યો હતો કે, 'દરેક આત્મા ઉચ્ચ શક્તિઓની આધીનતા સ્વીકારે. ઈશ્વર વિના બીજી કોઈ શક્તિ નથી. જો પૃથ્વીના પટ ઉપરની કોઈ વિભૂતિમાં તમને શક્તિનું દર્શન થાય તો સમજો કે એ જ ઈશ્વર છે.' મહાભારતમાં કહ્યું છે કે, 'રાજાને સામાન્ય માણસ સમજીને કોઈ તેનું અપમાન ન કરે કારણ કે રાજા આ ભૂમંડળ પર મનુષ્યના રૂપે દેવતા છે. રાજા જ્યારે લોકોને શિક્ષણ આપે છે ત્યારે તે મહેન્દ્રસ્વરૂપે રહે છે. જ્યારે તે પાપી લોકોને દંડ આપે છે ત્યારે તે યમસ્વરૂપે રહે છે. જ્યારે તે પૃથ્વી ઉપર ભ્રમણ કરીને રાષ્ટ્રનું નિરીક્ષણ કરે છે ત્યારે તે સૂર્યસ્વરૂપ થઈ જાય છે. અપકારી લોકોનું દ્રવ્ય હરણ કરી લઈ જ્યારે તે બીજાને સંપત્તિ આપે છે ત્યારે તે કુબેરનું સ્વરૂપ ધારણ કરે છે. રાજાને કદી દોષ આપવા તત્પર થવું જોઈએ નહિ. જે એમ કરશે તેની આ લોક અને પરલોકમાં નિંદા થશે.' આમ પાશ્ચાત્ય શાસ્ત્રોની પેઠે હિંદુ શાસ્ત્રોમાં પણ ઘણી જગાએ રાજાને દેવાંશી ગણવામાં આવ્યો છે. એટલું ખરું કે હિંદુ શાસ્ત્રોમાં એવા જ રાજાને દેવાંશી માનવામાં આવ્યો છે, જે સંયમશીલ, વિદ્વાન, લોકપ્રિય તેમ જ શક્તિશાળી બની વિવિધ દૈવી ગુણોથી વિભૂષિત થયેલો હોય. હિંદુ શાસ્ત્રોમાં આવા દિવ્યગુણયુક્ત રાજાને વિષ્ણુનો અવતાર સુદ્ધાં કહ્યો છે.

પ્રાચીનકાળના યુરોપની પેઠે મધ્યકાલીન યુરોપમાં પણ એવી માન્યતાનું પ્રબળ જોર હતું કે, રાજા દેવનો અંશ છે. મધ્યયુગમાં ખ્રિસ્તી ધર્મના જે ગ્રંથો રચાયા છે તેમાં કેટલીયે જગાએ લખ્યું છે કે, રાજા ઇશ્વરે નીમેલો પ્રતિનિધિ છે. ઈ. સ. ૧૫૩૦માં આગસબર્ગના એક જાહેરનામામાં કહેવામાં આવ્યું હતું કે, ખુદ ઈશ્વરે જ સર્વ સત્તા, કાયદા, સરકાર અને વ્યવસ્થા ઉત્પન્ન કર્યાં છે. અઢારમી

શતાબ્દિ સુધી યુરેપમાં એવી ભાવના હતી કે રાજ્ય એ ઈશ્વરીય સંસ્થા છે અને રાજા દૈવી સ્વત્વ વડે રાજ્ય ચલાવે છે. આ સિદ્ધાંત અથવા ભાવનાનું જોર ફ્રાંસમાં વધારે હતું. ફ્રાંસમાં તો રાજાએ એવો દાવો કરતા હતા કે, અમને આ મહાન સત્તા ઈશ્વરે પોતે જ બક્ષેલી છે.

ઈ. સ. ૧૮૧૫માં રશિયા, ઑસ્ટ્રિયા તથા પ્રશિયાના સમ્રાટો વચ્ચે જે સંધિ થઈ તેમાં તેઓએ સાફ સાફ જણાવ્યું હતું કે, અમારાં રાજ્યના લોકો ઉપર હકૂમત ચલાવવા માટે ઈશ્વરે જ અમને પ્રતિનિધિ તરીકે મોકલ્યા છે. આ પ્રકારની ભાવના એ વખતે યુરોપના ઘણાયે સમ્રાટોની હતી; મોટા ભાગના લોકો પણ એમ જ માનતા હતા.

આ વીસમી સદીમાં પણ આ કલ્પના સમૂળગી નાશ નથી પામી. જર્મન સમ્રાટ કૈસરે કેટલીયે વાર એવો દાવો આગળ ધર્યો હતો કે, હું ઈશ્વરી સત્તા વડે શાસન ચલાવું છું. રશિયાના ઝાર અને ઑસ્ટ્રિયાના સમ્રાટના પણ એવા જ વિચારો હતા.

બીજા ઘણાયે મોટા મોટા રાજનીતિના ધુરંધર પંડિતોએ રાજાના દૈવી અધિકારોના સિદ્ધાંતનું પ્રતિપાદન સબળ રીતે કરવાનો પ્રયત્ન કર્યો છે. સત્તરમા સૈકાના સુપ્રસિદ્ધ દાર્શનિક બૅાસ્રૅટે (Bossuet) પોતાના 'Politics as derived from Scriptures' નામના ગ્રંથમાં લખ્યું છે કે, 'ઈશ્વરે રાજાઓની પોતાના પ્રધાન તરીકે નિમણૂક કરી છે. ઈશ્વર તેમના દ્વારા લોકો ઉપર – જેમ પિતા પુત્ર ઉપર શાસન ચલાવે છે તેમ – શાસન ચલાવે છે.'

ઈંગ્લંડના રાજા જેમ્સે ગાદી ઉપર બેસતાં પહેલાં પોતાના 'The True Law of a Free Monarchy' નામના ગ્રંથમાં પોતાના મનસ્વી વિચારો પ્રકટ કર્યા હતા કે, 'રાજા ઈશ્વરીય અધિકાર વડે રાજ્ય કરે છે. પ્રજાને તેની વિરુદ્ધ ચૂં કે ચાં કરવાનો

પણ અધિકાર નથી.' તેણે પોતાના આ વક્તવ્યને ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાંથી તેમ જ પ્રાકૃતિક કાયદા વડે સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. તેણે ખૂબ ભારપૂર્વક લખ્યું છે કે જે રીતે તેનાં કરતૂકોને માટે ઈશ્વરની સામે ઊભા રહેવું પાપ તેમ જ મૂર્ખાઈ છે, તેવી જ રીતે રાજાની સામે થવું એ પણ પાપ તેમ જ મૂર્ખાઈ છે, કારણ કે રાજા ઈશ્વરનો જ પ્રતિનિધિ અથવા પ્રતિબિંબ,-જે કહો તે બધું છે.

જો કે ગ્રોટિયસ (Grotius), હૉબ્સ (Hobbes) તથા લૉક (Locke) વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોએ રાજાના દૈવી અધિકારના સિદ્ધાંત પર જોરથી કુઠારાઘાત કર્યો હતો છતાં ત્યારપછી પણ આ કલ્પના કંઈક અંશે અસ્તિત્વ ધરાવતી હતી. ઓગણીસમી તેમ જ વીસમી સદીમાં આ કલ્પના ઉપર જબરદસ્ત હુમલાઓ થતા રહ્યા. ગયા મહાયુદ્ધે યુરોપમાં જાણે આ કલ્પનાનો સમૂળગો નાશ કરી નાખ્યો.

Doctrinaire—રાજનૈતિક સિદ્ધાંતવાદી.

Dominance—શાસન; પ્રભુત્વ; અધિકાર.

Domination—અધિકારસ્થાપન; પ્રભુત્વ સ્થાપવું તે.

Domineer—નિરંકુશ શાસન કરવું તે.

Dominion—સંસ્થાન; ઉપનિવેશ.

Dominion Status—સંસ્થાનિક સ્વરાજ્ય. કૅનેડા, આફ્રિકા વગેરે દેશોમાં જે પ્રકારનું સ્વરાજ્ય છે તેને માટે આ શબ્દ વપરાય છે.

Dred naught—એક જાતનું લડાયક વહાણ; મનવાર.

Dual Government—દ્વિરાજકપદ્ધતિ.

Dual Monarchy—દ્વિરાજશાહી.

Duce—મુખ્ય નેતા. આ શબ્દ ઇટાલિયન ભાષાનો છે અને તેનો અર્થ નેતા થાય છે. હાલમાં એ શબ્દ મુસોલિનીને માટે વપરાય છે.

Duke—ઉચ્ચવર્ગનો અંગ્રેજ કુલીન.

Dukedom—ડ્યુકની જાગીર; ડ્યુકની પદવી-મોભો.

Duchy—ડચી; ડ્યુકની રિયાસત-જાગીર.

Dynasty—રાજવંશ.

## E

East—પૂર્વ; પૂર્વ દિશા; પ્રાચ્યભૂભાગ; એશિયાખંડને માટે આજે આ શબ્દ રાજકારણની ભાષામાં વપરાય છે.

East, Far—સુદૂરપૂર્વના દેશો, જેમાં ચીન, જાપાન વગેરેનો સમાવેશ કરવામાં આવે છે.

East, Near—નિકટવર્તી પૂર્વના દેશો. આમાં તુર્કસ્તાન, હિંદુસ્તાન વગેરેનો સમાવેશ થઇ જાય છે.

Eastern—પૂર્વસંબંધી; પૂર્વીય દેશો સંબંધી.

Eastern questions—પ્રાચ્ય દેશોની રાજકીય સમસ્યાઓ; પૂર્વ યુરોપ અને ખાસ કરીને તુર્કસ્તાન સાથે સંબંધ ધરાવનારા રાજકીય પ્રશ્નો.

Ecclesia—ગ્રીસ દેશની પ્રાચીન નિયમિત લોકસભા. (એમાં ખાસ કરીને એથેન્સ નગરના શહેરીઓ રહેતા હતા.)

Economic penetration—આર્થિક પ્રવેશ. કોઈ બળવાન રાષ્ટ્રના બીજા નબળા રાષ્ટ્ર ઉપરના પોતાના આર્થિક પ્રભુત્વના જમાવ માટે ઉપરના શબ્દો વપરાય છે. બળવાન રાષ્ટ્રવાળાનાં નિર્બળ રાષ્ટ્રમાં મોટી જંગી મૂડીઓ રોકીને કારખાનાં ખોલવાં, ઉદ્યોગધંધા ખરીદવા, રેલવે અને સડકો તથા રસ્તાઓ બનાવવાં, બેંકો ખોલવી તથા પરદેશી વ્યાપાર ઉપર કાબૂ જમાવવો વગેરે કેટલીયે બાબતોનો 'આર્થિક પ્રવેશ'માં સમાવેશ થઈ જાય છે.

Eight Hours Movement—'આઠ કલાકનો દિવસ'નું આંદોલન; કારખાનાંમાં આખા દિવસમાં કામના કલાકોનું ધોરણ આઠ કલાક નક્કી કરવા માટેનું મજૂરોનું આંદોલન. આ આંદોલન ઈ. સ.૧૮૩૩માં શરૂ થયું હતું. શરૂઆતમાં તેમાં બહુ સફળતા નહોતી મળી, પણ આગળ જતાં એ આંદોલનને ખૂબ જોર પકડયું અને તેના પરિણામે આજે કેટલાયે દેશોમાં કારખાનાંમાં આઠ કલાકનો કામનો દિવસ મનાય છે.

Eighty Club—ખાસ રાજકીય મંડળી, જે ઈ. સ. ૧૮૮૦માં સ્થાપવામાં આવી હતી અને જેનો ઉદ્દેશ ઈંગ્લંડમાં ઉદાર શિક્ષણનો પ્રચાર કરવાનો હતો.

Eire—આયરિશ ફ્રી સ્ટેટ.

Elect—ચૂંટણી કરવી; નિર્વાચન કરવું.

Election—ચૂંટણી; નિર્વાચન; મતદારો દ્વારા ધારાસભા, પાર્લમેંટ તથા એવી બીજી કોઈ સંસ્થાના સભ્યોને અમુક નિયમાનુસાર ચૂંટવામાં આવે છે તે.

Election, Direct--સીધી ચૂંટણી; પ્રત્યક્ષ નિર્વાચન, જેમાં મતદાર પોતે જ પ્રતિનિધિઓને ચૂંટતા હોય-એટલે કે તેઓ કાઉન્સિલમાં જનારા સભ્યોને સીધા ચૂંટતા હોય.

Election, Indirect—આડકતરી ચૂંટણી, જેમાં ચૂંટણીવાળા જિલ્લાઓના ( Electoral Districts ) મતદારો થોડાક મધ્યસ્થ ઉમેદવારોને ચૂંટે છે અને પછી એ ચૂંટાયેલા સભ્યો લોકપ્રતિનિધિ-સભાના સભ્યપદની ઉમેદવારી કરનાર લોકોને ચૂંટે છે. ઈ.સ. ૧૭૯૧ના ફ્રાંસના બંધારણ મુજબ એ દેશની રાષ્ટ્રીય સભા( National Assembly )માં આડકતરી ચૂંટણી દ્વારા જ સભ્યોને ચૂંટવામાં આવતા હતા. અમેરિકાના પ્રમુખ ( President ) તથા ઉપપ્રમુખ ( Vice-President ) બંને આડકતરી ચૂંટણી દ્વારા જ ચૂંટાતા હતા. ભારતના નવા બંધારણમાં પણ સમવાયતંત્રની ધારાસભા-

( Federal Assembly )ના સભ્યોને પણ આડકતરી ચૂંટણી દ્વારા જ ચૂંટવામાં આવશે. જનતા પ્રાંતીય ધારાસભાના સભ્યોને સીધી રીતે ચૂંટશે અને પ્રાંતીય ધારાસભાના સભ્યો સમવાયતંત્રની વડી ધારાસભા માટે સભ્યો ચૂંટશે.

Election Petition—ચૂંટણીની વિરુદ્ધ આપવામાં આવેલી અરજી.

કોઈ મતદાર અથવા નિષ્ફળ થયેલો ઉમેદવાર પાર્લમેંટ, લૅજિસ્લેટીવ ઍસેમ્બ્લી ( વડી ધારાસભા ) વગેરેના ચૂંટાયેલા સભ્યોની ચૂંટણી વિરુદ્ધ ફરિયાદ નોંધાવવા માટે જે અરજી કરે છે તે. આ અરજીમાં ચૂંટણીના નિયમોનો કેવી રીતે ભંગ કરવામાં આવ્યો હતો તેની હકીકતો રજૂ કરવામાં આવે છે અને એ રીતે ચૂંટણીને ગેરકાયદેસર ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. જે ઉમેદવારોથી પોતાની ચૂંટણીમાં લાંચ-રુશવત, અયોગ્ય પ્રભાવ, ખોટા નામથી કામ કરાવવું ( Personation ), ખોટાં નિવેદનો બહાર પાડવાં, ચૂંટણીના ખર્ચનો હિસાબ ન આપવો, મતદારોને વાહનખર્ચ આપવું, ભાડાની ગાડીઓને ભાડે રાખી લેવી, શરાબની દુકાનોને ભાડે રાખવી, મુદ્રક-પ્રકાશકનાં નામ વિના કોઈ સૂચના વગેરે છાપીને બહાર પાડવાં વગેરે નિયમ વિરુદ્ધનાં કાર્યો કરવામાં આવ્યાં હોય તેની ચૂંટણીને ગેરકાયદેસર ઠરાવવા માટે અરજી રજૂ કરી શકાય છે. આ અરજી નક્કી કરેલા સમયની અંદર જ મળી જવી જોઈએ. આ અરજીમાં એ બધી જ હકીકત-ભરપૂર ફરિયાદોનો ઉલ્લેખ થવો જોઈએ, જેને આધારે દરખાસ્ત આપનાર મુકદ્દમો ચલાવવા માગતો હોય. આ અરજીની સાથે જ એક યાદી પણ જોડી દેવી જોઈએ, જેમાં આ જાતના ચૂંટણીના જે જે નિયમનો ભંગ થયો હોય તેની વિગતવાર યાદી હોય જેથી કરીને તે પોતાના વિપક્ષી સામે જે જે મુદ્દા ઉપર લડવા ઊભો થયો હોય તે મુદ્દાઓ પુરવાર કરી શકે. આ યાદીમાં એ પણ બતાવવું જોઈએ કે, એ ચૂંટણીનો નિયમભંગ કઈ તારીખે અને કયા સ્થળે થયો હતો તથા કોણે

અને કોની વિરુદ્ધ કર્યો હતો, અને જેની વિરુદ્ધ અપરાધ કરવામાં આવ્યો હતો તે જો નિર્વાચક હોય તો તેનો ચૂંટણીનો નંબર શો હતો ?

કોઈ પણ ચૂંટણીને રદ કરવાની દરખાસ્ત નિયમ મુજબ મળી ગયા પછી વાઈસરૉય અથવા ગવર્નર તેની તપાસ કરવા માટે ત્રણ કમિશ્નરોનું એક કમિશન નીમે છે. કમિશન વિપક્ષીને પોતાને નિર્દોષ સાબિત કરવા માટે યથેષ્ટ અવકાશ આપે છે અને તે જો ઇચ્છે તો એમ પણ સાબિત કરી શકે છે કે દરખાસ્ત આપનાર માણસ જ ચૂંટણીના અપરાધનો દોષી છે.

જો કમિશન એવો ફેંસલો આપે કે, ચૂંટણી વખતે ચૂંટણીના નિયમનો કોઈ ભંગ થયો હતો, અથવા ચૂંટણી ઉપર અયોગ્ય અસર થાય એવી દૂષિત કારવાઈ કરવામાં આવી હતી, અથવા કોઈ ઉમેદવારનું પ્રસ્તાવપત્ર અથવા કોઈનું ચૂંટણીપત્ર અયોગ્ય રીતે લઈ લેવામાં આવ્યું હતું, અથવા કોઈ કાર્ય ચૂંટણીના નિયમોને અનુસરીને નહોતું થયું અને તેની ચૂંટણી ઉપર અસર થઈ હતી, તો ચૂંટાયેલા સભ્યની ચૂંટણી રદ કરવામાં આવે છે અને બીજી વખત ચૂંટણી કરવાની આજ્ઞા આપવામાં આવે છે.

Election, Invalid—ગેરકાયદેસર ચૂંટણી; નિયમ વિરુદ્ધની ચૂંટણી; ચૂંટણીના નિયમનો ભંગ કરીને થયેલી ચૂંટણી; એવી ચૂંટણી જે તેના નિયમ મુજબ ન થઈ હોય.

Election, Valid—કાયદેસર ચૂંટણી; ચૂંટણીના નિયમ મુજબ થયેલી ચૂંટણી, જે કાયદેસર રીતે માન્ય કરવામાં આવી હોય; એવી ચૂંટણી જે તેના નિયમ મુજબ થઈ હોય.

Elector—ચૂંટણી કરનાર; મતદાર. જે લોકોમાં મતદાર થવા માટેની અયોગ્યતા ન હોય અને તેનામાં નીચે મુજબ લાયકાતો હોય તો તે ભારતીય ધારાસભાના સાધારણ મતદારમંડળ( Electorate )માં મતદાર થઈ શકે છે. (૧) જે મતદારમંડળના ક્ષેત્રની હદની અંદર વસવાટ

કરતા હોય, (૨) જે નક્કી થયેલી અથવા એથી વધારે કિંમતની જમીનનો માલિક હોય, અથવા જેના અધિકારમાં નક્કી થયેલી કિંમતની અથવા એથી વધારે જમીન હોય, અથવા જે એવા મકાનનો માલિક હોય કે એવા મકાનમાં રહેતો હોય જેનું વાર્ષિક ભાડું નક્કી થયેલી રકમ કે એથી વધારે હોય, અથવા જે હિંદી સરકારને આવકવેરો ભરતો હોય, અથવા જેની ખેતીની આવક ઉપરાંત બીજી વાર્ષિક આવક રૂ. ૧૦૦૦ કે એથી વિશેષ હોય. કોઈ જાતિગત મતદારમંડળ તરફથી એ જ માણસ ચૂંટણીમાં ઊભો રહી શકે જે મતદારમંડળની જ જાતિનો હોય. રાજ્યસભા( Council of State )માં મતદારોની યોગ્યતા માટેના જુદા નિયમો છે.

Electorate—મતદારસમૂહ; મતદારમંડળ.

Electoral Constituency—નિર્વાચકસંઘ.

ચૂંટણીની સગવડ માટે સરકાર દરેક પ્રાંત, જિલ્લા અથવા નગરને અમુક વિભાગ અથવા ક્ષેત્રમાં વહેંચી નાખે છે. દરેક વિભાગના મતદારસમૂહને મતદારમંડળ કહે છે. દરેક મતદારમંડળ પોતાના તરફથી એક અથવા એકથી વધારે પ્રતિનિધિઓ ચૂંટે છે. ભારતવર્ષમાં બે પ્રકારનાં મતદારમંડળ છે.

Electoral Roll—ચૂંટણીની યાદી; મતદારોની યાદી; જેને મત આપવાનો અધિકાર હોય એવા લોકોની યાદી.

Embargo—નૌકાવરોધ; વહાણોને અટકાવવાં તે.

Embargo, Pacific—શાંતિમય નૌકાવરોધ.

Embargo, Hostile—યુદ્ધાત્મક નૌકાવરોધ.

Emissary—દૂત; ગુપ્તચર.

Emperor—સમ્રાટ; શહેનશાહ; બાદશાહ.

Empire—સામ્રાજ્ય.

Enactment—બંધારણ; વિધાન; કાનૂન; કાયદો.

Encirclement—ઘેરો.

End of the state—રાજ્યનું અંતિમ ધ્યેય.

સુપ્રસિદ્ધ જર્મન લેખક હોલ્ઝેન ડોર્ફ (Holtzen Dorff) પોતાના " Principien der-Politik " નામના ગ્રંથમાં રાજ્યના ધ્યેયને બે ભાગમાં વહેંચે છે :

૧. રાજ્યનાં વાસ્તવિક ધ્યેય. (Real ends)

૨. રાજ્યનાં આદર્શ ધ્યેય. (Ideal ends)

તેના કથન મુજબ રાજ્યનાં વાસ્તવિક ધ્યેય આ પ્રમાણે છે: " રાષ્ટ્ર પોતાની રાષ્ટ્રીય શક્તિ વધારે, વૈયક્તિક સ્વતંત્રતાનું રક્ષણ કરે, સામાજિક સુધારો તેમ જ માનવી-સભ્યતાનો વિકાસ કરે. " અર્થાત્ હોલ્ઝેન ડોર્ફના મત મુજબ રાષ્ટ્રીય શક્તિ, વૈયક્તિક સ્વતંત્રતા, મનુષ્યજાતિની સભ્યતાની વૃદ્ધિ કરવી એ રાજ્યનું વાસ્તવિક ધ્યેય છે. વૉન-મોલ (Von-Mohal) નામના એક પ્રખ્યાત જર્મન લેખકના મત મુજબ રાજ્યનું ધ્યેય લોકોની ઉચ્ચતમ શક્તિઓનો વિકાસ કરવાનું છે. બર્ગેસ નામનો એક બીજો રાજનીતિનો સુપ્રસિદ્ધ લેખક રાજ્યના ઉદ્દેશ અથવા ધ્યેયને ત્રણ વિભાગમાં વહેંચે છે: (૧) પ્રારંભિક ધ્યેય, (૨) માધ્યમિક ધ્યેય, (૩) અંતિમ ધ્યેય. સૌથી પહેલાં તેણે અંતિમ ધ્યેય ઉપર પોતાના વિચારો દર્શાવ્યા છે. તે કહે છે કે, મનુષ્યજાતિની પૂર્ણતા (Perfection of humanity), જગતની સભ્યતાનો વિકાસ તથા આ ભૂમંડળ ઉપર ધર્મ (Virtue) અને નીતિ (Moralily)ના સામ્રાજ્યની સ્થાપના એ જ રાજ્યનું અંતિમ ધ્યેય હોવું જોઈએ. રાષ્ટ્રીયતાના તત્ત્વની પૂર્ણતા તથા રાષ્ટ્રીય પ્રતિભા (National genius) તથા જીવનનો વિકાસ રાજ્યનું માધ્યમિક ધ્યેય હોવું જોઈએ. વ્યવસ્થા તથા સ્વતંત્રતાની સ્થાપના તેનું પહેલું ધ્યેય

હોવું જોઈએ. બર્ગેસ મહાશયના કથન મુજબ આ સિદ્ધિઓની પ્રાપ્તિ માટે સૌથી પહેલાં એવી સરકારની સ્થાપના થવી જોઈએ અને સ્વતંત્રતાનું એવી જાતનું સંગઠન થવું જોઈએ, જે વ્યક્તિની સર્વોચ્ચ સ્વતંત્રતાને બની શકે તેટલાં અનુકૂળ હોય. બીજી વાત એ છે કે જુદા જુદા દેશોની પ્રતિભાનો વિકાસ સાધવામાં આવે અને તેને પૂર્ણતાપ્રતિ લઈ જવાના પ્રયત્ન કરવામાં આવે. રાજનીતિના પ્રસિદ્ધ આચાર્ય લૉક મહાશય કહે છે કે, 'રાજ્યનો ઉદ્દેશ (અથવા ધ્યેય) મનુષ્યજાતિનું ભલું કરવાનો છે.' પ્રોફેસર રીચી મનુષ્યજાતિના સર્વોત્કૃષ્ટ આવિષ્કરણને રાજ્યનો મુખ્ય ઉદ્દેશ માને છે. એક આધુનિક ફ્રેંચ વિદ્વાન કહે છે કે, 'સૌથી પહેલાં રાજ્યનું કર્તવ્ય એ છે કે તે બહારના શત્રુઓથી રાષ્ટ્રીય સ્વતંત્રતાનું રક્ષણ કરે; અંદર સુખ, શાંતિ અને સુવ્યવસ્થા જાળવે અને એ પછી રાષ્ટ્રીય જીવનનો વિકાસ કરવાનો પ્રયત્ન કરે, અર્થાત્ રાષ્ટ્રની પ્રગતિ કરે.' લેબોલે ( Laboulaye ) નામના બીજા ફ્રેંચ રાજનીતિજ્ઞનો મત છેઃ 'રાજ્યનું કર્તવ્ય એ છે કે તે દરેક વ્યક્તિને માટે તેના પૂર્ણ વિકાસનો માર્ગ ખુલ્લો કરી આપે. તે એવી વ્યવસ્થા કરે, જેથી મનુષ્યની શારીરિક, બૌદ્ધિક અને નૈતિક શક્તિનો પૂર્ણ વિકાસ થાય. તે વિકાસના માર્ગમાં ઊભી થતી મુશ્કેલીઓ અને અડચણોને તે દૂર હટાવી દે. ગરીબમાં ગરીબ અને અજ્ઞાનીમાં અજ્ઞાની મનુષ્યના દ્વાર સુધી જ્ઞાન અને શિક્ષણનાં અજવાળાં પહોંચે એવી વ્યવસ્થા કરે અને એમ કરીને તે લોકસમૂહને ઉન્નતિના માર્ગે લઈ જાય.' અમેરિકાનો વિખ્યાત લેખક ગાર્નર આ બધી બાબતોનું પૃથક્કરણ કરીને નીચે મુજબ સાર ખેંચે છેઃ 'રાજ્યનું વાસ્તવિક, પ્રારંભિક તથા તાત્કાલિક ધ્યેય એ છે કે તે શાંતિ, વ્યવસ્થા, રક્ષણ તથા ન્યાયની વ્યવસ્થા કરે. આમાં જે વડે વ્યક્તિગત સ્વત્વનું રક્ષણ થઈ શકે એવું કાયદાનું રાજ્ય સ્થાપવાની વાતનો પણ સમાવેશ થઈ જાય છે. કોઈ મનુષ્ય, કોઈ સમાજ અથવા કોઈ રાજ્ય બીજાની

વ્યક્તિગત સ્વતંત્રતામાં વિઘ્ન ન નાખે. જો રાજ્ય આ ઉદ્દેશો અને ધ્યેયોને પૂર્ણ કરવામાં નિષ્ફળ જાય તો સમજી લેવું જોઈએ કે તેનું અસ્તિત્વ ન્યાયયુક્ત નથી. તે બીજી બાબતોની થોડે અંશે ઉપેક્ષા કરી શકે છે પણ આ અત્યંત જરૂરની બાબતોની તો કરી શકે જ નહિ. રાજ્યે વૈયક્તિક તથા સામાજિક હિતો અને જરૂરિયાતો ઉપર જરૂર ધ્યાન આપવું જોઈએ. લોકોનાં હિતને માટે જરૂરી હોય એવાં જ કાર્યો તેણે કરવાં જોઈએ, એથી ઊલટાં નહિ. '

આ બધાં પ્રારંભિક અને મૂળ કર્તવ્ય ઉપરાંત રાજ્યનું અંતિમ કર્તવ્ય અને સર્વોત્તમ ધ્યેય મનુષ્યજાતિની સભ્યતા અને સંસ્કૃતિનો વિકાસ કરવાનું છે.

Enfranchisement—મતાધિકાર.

E. of Women—સ્ત્રીઓનો મતાધિકાર.

Enlistment—ભરતી; સૈન્યમાં નામ નોંધાવવું તે.

Entente cordiale—મૈત્રી.

Envoy--રાજદૂત; વિદેશી રાજપ્રતિનિધિ.

Estimate—અંદાજપત્ર; આંકડા.

Ethiopyia—એબિસીનિયાનું બીજું નામ.

Ethnographical Principle—સમવંશએકીકરણનો સિદ્ધાંત; એકસરખી જાતિના તથા એકસરખી ભાષા બોલનારા બધા લોકો એક જ રાજ્ય અને એક જ રાજકીય સરહદમાં રહે એવું પ્રતિપાદન કરતો સિદ્ધાંત.

Evolution Theory of State—રાજ્યનો વિકાસવાદી સિદ્ધાંત. કેટલાયે સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞોનો મત છે કે રાજ્ય–ઉત્પત્તિનું તત્ત્વ વિકાસ–સિદ્ધાંત ઉપર નિર્ભર છે. તેઓ કહે છે કે રાજ્ય નથી ઈશ્વરની કારીગરીનો નમૂનો કે નથી ઉચ્ચતમ ભૌતિક શક્તિનું

પરિણામ. નથી એ કૃત્રિમ યંત્ર કે નથી કેવળ એ કુટુંબનું વિકસિત રૂપ માત્ર. પણ તે એક કુદરતી તેમ જ ઐતિહાસિક વિકાસનું પરિણામ છે. રાજનીતિશાસ્ત્રનો એક પ્રખર વિદ્વાન આચાર્ય કહે છે કે રાજ્ય ઇતિહાસનું ફળ ( Product ) છે. એનો અર્થ એ છે કે રાજ્ય એ મનુષ્યસમાજનો ક્રમિક ( Gradual ) તથા સતત થનારો વિકાસ છે. ( It is the gradual and continuous development of human society. ) બર્ગેસ મહાશય કહે છે કે જ્યારે મનુષ્ય તદ્દન પ્રાકૃતિક અવસ્થામાં હતો ત્યારે તેનામાં રાજકીય ભાન નહોતું. એથી સામાજિક કરારવાદીઓનું કથન–રાજ્યની ઉત્પત્તિ કરાર-સિદ્ધાંતને અનુસરીને એકાએક થઈ ગઈ–તદ્દન ભ્રમ પેદા કરનારું છે. રાજ્ય કંઈ વસ્તુનું નામ છે એટલીયે જેને ખબર નહોતી એવા લોકોમાં રાજ્યની કલ્પના આવવામાં અને તેનો વિકાસ કરવામાં ઘણો જ વખત લાગ્યો હશે. પહેલવહેલાં આ કલ્પના થોડા બુદ્ધિમાન અને સમર્થ લોકોનાં મગજમાં આવી હશે અને પછી તેનો પ્રચાર સાધારણ લોકોમાં થયો હશે. તદ્દન શરૂઆતના વખતમાં તો 'રાજ્ય' માત્ર કલ્પનાની ચીજ જ રહી હશે અને પછીથી ધીમે ધીમે ક્રમશઃ તેનું બાહ્ય અસ્તિત્વ પ્રકટ થયું હશે. પાછળથી સંસ્કૃતિ અને સભ્યતાના વિકાસની સાથે સાથે તેનું સંગઠન અત્યંત ગૂંચવાડાભરેલું થતું ગયું અને તેને આધુનિક સ્વરૂપ પ્રાપ્ત થયું.

Excess Profit Tax–અતિરિક્ત આવકવેરો; વધારાની આવકનો વેરો.

Exchange Control–વિનિમય-નિયમનની એક ખાસ પદ્ધતિ, એમાં સરકાર અથવા કોઈ મધ્યસ્થ બૅંક વિદેશી વિનિમયનું એટલા માટે નિયમન કરે છે, જેથી કરીને દેશની ચલણનીતિ (currency ) સુવ્યવસ્થિત થાય અને પરિણામે દેશનું આર્થિક હિત જળવાય.

Exclusion Bill–નિષેધ-બિલ.

Execute—અમલ કરવો; અમલની બજવણી કરવી.

Executive—કાર્યવાહક; પ્રબંધકારિણી; કોઈ પણ સમાજ અથવા સરકારનું પ્રબંધક મંડળ. [ પ્રબંધક સમિતિ

Executive Council—કાર્યવાહક સમિતિ; કાર્યવાહક મંડળ;

Executive Government—કાર્યવાહક શાસકમંડળ; કાર્યવાહક સરકાર.

Executive Order—અમલ; બજવણીનો હુકમ.

Executive Officer—કાર્યવાહક અમલદાર.

Executive Power—કાર્યવાહી સત્તા.

Ex-officio—ઓદ્દાની રૂએ.

Expansionist—રાજ્યવિસ્તારનીતિ ગ્રહણ કરનાર; બીજાના દેશ ઉપર હુમલો કરી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની નીતિ ગ્રહણ કરનાર.

Exodus—નિર્ગમન.

F

Fabian Society—ફેબિયન સમિતિ. આ એક સમાજવાદી સમિતિ છે, જેની સ્થાપના ઈ. સ. ૧૮૮૩માં સિડની વેબ, જ્યોર્જ બર્નાર્ડ શૉ તથા પીઝ વગેરે મહાશયોએ લંડનમાં કરી હતી. તેનો ઉદ્દેશ નીચે મુજબ હતો: 'જમીન અને ઔદ્યોગિક મિલકત ઉપર ખાનગી વ્યક્તિઓની માલિકીને બદલે સમાજની ( Collectivity ) માલિકી સ્થાપવી. ફેબિયન સમિતિ રાજકીય સંસ્થા નથી, એથી તેમાં બધી જાતના માણસો દાખલ થઈ શકે છે. ફેબિયન સમિતિના સભ્યોનો કાર્યક્રમ જગતમાં સમાજવાદી વિચારોનો બહોળા પ્રમાણમાં ફેલાવો કરવાનો અને છેવટે જગતમાં સમાજસત્તાવાદનો નવયુગ સ્થાપવાનો છે. પણ

તેઓની કાર્યપદ્ધતિ બીજા સમાજવાદીઓ કરતાં વધારે વ્યવહારુ છે. તેઓ એવા જ સુધારાઓ ઉપર વધારે ભાર મૂકે છે જેમાં નજીકના ભવિષ્યમાં જ સફળતા મળવાનો સંભવ દેખાતો હોય. તેઓ વર્ગયુદ્ધ (Class-War) તથા સરમુખત્યારી (Dictatorship)ની વિરુદ્ધ છે. તેઓ ધીરે ધીરે આગળ વધવાની નીતિ ધરાવે છે. મજૂરોનાં હિતો અને સ્વાર્થનું રક્ષણ કરવું, તેને માટે આઠ કલાકનો કામનો દિવસ નક્કી કરાવવો વગેરે કામોમાં તેમણે ખૂબ કામ કર્યું છે.

Faction—સ્વાર્થી રાજકીય પક્ષ; દળબંધી.

Factory Acts—કારખાનાંના કાયદા; મજૂરોનું કામ, કામના કલાકો વગેરેનું નિયમન કરનાર કાયદાઓ.

Faggot Votes—સ્થાવર મિલકત અથવા જાગીરના ખોટા વેચાણ દ્વારા મેળવવામાં આવતા મત.

Fair Trade—વ્યાપારિક સમાનતાનો વ્યવહાર; પરસ્પર સરખો વ્યવહાર રાખવાનો વ્યાપારિક નીતિ.

Falangists—સ્પેન દેશના ફાસિસ્ટ; સ્પૅનિશ ફાસિસ્ટ. તેઓના રાજકીય સિદ્ધાંતો ઇટાલિયન ફાસિસ્ટો જેવા જ છે. આ લોકોએ ગયા સ્પૅનિશ આંતરવિગ્રહમાં જનરલ ફ્રાંકોને મદદ આપી હતી. સ્પેનમાં આ એક માત્ર એવો રાજકીય પક્ષ છે જેનો વર્તમાન સ્પેનની સરકારે સ્વીકાર કર્યો છે.

Familistere De Guise—ગોડીન નામના સમાજવાદીએ ઈ. સ. ૧૮૫૯માં સ્થાપેલી એક જાતની સહકારી સંસ્થા. આ સંસ્થામાં જે નફો થતો તેમાં મજૂરોનો ભાગ પણ રાખવામાં આવ્યો હતો. નફાના ૫૦ ટકા મજૂરો તથા મૂડી રોકનારાઓને, ૪ ટકા ડાયરેક્ટરોને, ૧૬ ટકા વ્યવસ્થાપકમંડળને અને ૫ ટકા દેખરેખ રાખનારા લોકોને આપવામાં આવતા હતા. ૨૫ ટકા રિઝર્વ ફંડમાં

રાખવામાં આવતા હતા. આ સંસ્થાની અંતર્ગત ૨૫૦ જેટલાં કુટુંબોને રહેવાને લાયક મકાનો હતાં. આ ઉપરાંત આ સંસ્થાએ પુસ્તકાલય, વાચનાલય તથા નાટ્યગૃહ વગેરે ખોલ્યાં હતાં. આ સંસ્થાના સભ્યો અને બીજા લોકો તેનો ઠીક ઠીક લાભ લેતા હતા.

Family—કુટુંબ. હિંદુ શાસ્ત્રકારોએ સમાજની ઉન્નતિ માટે કુટુંબપ્રથાને જરૂરી માની છે. બીજા કેટલાયે પાશ્ચાત્ય દાર્શનિકોએ પણ આ પ્રથા સ્વાભાવિક, સમાજહિતકારી તથા દૈવી સંસ્થા છે એમ કબૂલ્યું છે. આધુનિક પાશ્ચાત્ય કુટુંબવાદની પણ એવી માન્યતા છે કે સ્ત્રી પુરુષની આજ્ઞાધિકારિણી થઈને રહે અને તેના બદલામાં પુરુષ સ્ત્રીનું રક્ષણ કરે. પણ સમાજવાદી તથા બીજા એવા ઉગ્ર-મતવાદી વર્ગો સ્ત્રીની આ હીન દશાનો સ્વીકાર કરવા હરગિજ તૈયાર નથી. તેઓ કહે છે કે, માનવસમાનતાના આ યુગમાં સ્ત્રી-જાતિની આ હીન અવસ્થા હૃદયને માટે સાવ અરુચિકર છે. સમાજવાદીઓમાં સ્ત્રી–પુરુષના નૈતિક સંબંધો કેવા હોવા જોઈએ એમાં ઘણો મતભેદ છે, પણ સ્ત્રીઓના આર્થિક હક્કોનો તો બધા એકમતે સ્વીકાર કરે છે. ઉગ્ર સમાજવાદી તથા સામ્યવાદીઓ કુટુંબ-પ્રથાનો અસ્વીકાર કરે છે. સમષ્ટિવાદી (Collectivists) કુટુંબ-સંસ્થા સ્વીકારે છે. અરાજકવાદીઓ સ્ત્રી–પુરુષના મુક્ત સહચાર-(Free Union)નું સમર્થન કરે છે. ખ્રિસ્તી સમાજવાદી (Christian Socialist) કુટુંબસંસ્થાને જરૂરી ગણે છે. ફાસિસ્ટો પણ કુટુંબ-સંસ્થાની પ્રથાનું સમર્થન કરે છે, અને તેઓએ તો સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ઘરની અંદર જ મર્યાદિત કર્યું છે. ફાસિસ્ટ સિવાય બાકીનું સારુંયે ઉન્નતિશીલ જગત એ સિદ્ધાંતનો સ્વીકાર કરે છે કે સમાજમાં સ્ત્રી–પુરુષોના અધિકારો સમાન છે અને બંનેનો દરજ્જો સરખો છે.

Fascism—ફાસીઝમ; ફાસીવાદ; એક જાતનો રાજકીય વાદ. વર્તમાન જગતના રાજકારણમાં ઇટલીના ફાસીઝમનું નામ ન સાંભળ્યું હોય એવો ભાગ્યે જ કોઈ માણસ હશે. આધુનિક રાજનીતિના આ

મતે જગતની વિચારસરણીમાં જબરજસ્ત પરિવર્તન કરી નાખ્યું છે. તેના શક્તિના પ્રતાપ આગળ જગત સીધી અથવા આડકતરી રીતે શિર ઝુકાવી રહ્યું છે. વર્તમાન રાજકારણના વિદ્યાર્થીએ ફાસીઝમ શું છે તે બરાબર જાણી લેવું જોઈએ. તેનો પ્રચાર કેવી રીતે થયો અને વર્તમાન રાજકીય પરિસ્થિતિમાં તે શું ભાગ ભજવે છે એ જોવું જોઈએ.

આંતરરાષ્ટ્રીય રાજકારણના અભ્યાસીઓ એટલું તો જાણતા હોવા જ જોઈએ કે ગયા મહાયુદ્ધમાં ઇટલીને પોતાના પક્ષમાં ખેંચવા માટે બ્રિટન અને જર્મની બંને જણ પ્રયત્ન કરી રહ્યાં હતાં. મુસોલિની જોરશોરથી મિત્રરાજ્યોના પક્ષનું સમર્થન કરી રહ્યો હતો. મિત્રરાજ્યોના પક્ષે રહેવાથી ઇટલીને શું શું ફાયદાઓ થશે એ પણ તેણે બતાવ્યું. તેણે કહ્યું કે, (૧) મિત્રરાજ્યોના પક્ષમાં રહીને લડવાથી ઑસ્ટ્રિયાના થોડાઘણા બાકી રહેલા પ્રભાવનો નાશ કરી આપણા પોતાના પ્રદેશને પાછા મેળવી શકીશું, જેનો પાયો ઇટલીના સુપ્રસિદ્ધ દેશભક્ત કાવૂરે નાખ્યો હતો. (૨) મિત્ર-રાજ્યોની તરફથી યુદ્ધમાં જોડાવાથી ભૂમધ્ય સમુદ્ર ઉપર ઇટલીને પોતાનું આધિપત્ય સ્થાપવાની તક મળશે. (૩) ઇટલીની વધતી જતી વસ્તીને લીધે તેને પણ એવાં સંસ્થાનોની જરૂર હતી, જ્યાં તેનો વ્યાપાર-વણજ ખીલવી શકાય, એવાં સંસ્થાનો પણ મળશે.

ઈ. સ. ૧૯૧૫માં લંડનમાં મિત્રરાષ્ટ્રો અને ઇટલીની વચ્ચે સંધિ થઈ અને ઘણા વિચાર પછી તેમની વચ્ચે લંડન-સંધિના નામે પાછળથી પ્રખ્યાત થયેલું કરારનામું લખવામાં આવ્યું. કરારનામા ઉપર સહીઓ કરી લીધા પછી ઇટલીએ લડાઈની ઘોષણા કરી દીધી. અહીં એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે ઇટલીના સમાજવાદીઓ તેમ જ પોપ યુદ્ધની વિરુદ્ધ હતા. તેઓ ખૂબ જોરશોરથી યુદ્ધની વિરુદ્ધ પ્રચાર કરવા લાગ્યા. બીજી બાજુ

યુદ્ધવાદી લોકો પણ સમાજવાદીઓની ચર્ચાઓનો જવાબ વર્તમાન-પત્રો, સભાઓ અને કેટલીક જગાએ સીધી લડાઈઓ દ્વારા દેવા લાગ્યા.

ઈ. સ. ૧૯૧૭માં જ્યારે રશિયન રાજ્યક્રાંતિના સમાચાર ઇટલી પહોંચ્યા ત્યારે તો પરિસ્થિતિ વધારે વિકટ થઈ ગઈ. ઇટાલિયન સમાજવાદીઓએ રશિયન રાજ્યક્રાંતિને આવકારી. તેઓ બમણા ઉત્સાહથી એવો પ્રયત્ન કરવા લાગ્યા જેથી કરીને ઇટલીમાં પણ ઇટાલિયન મજૂરો દ્વારા રશિયાના જેવી ક્રાંતિ પેદા થાય. તેઓ મજૂરો અને કિસાનોને રશિયન રાજ્યક્રાંતિને નામે ઉશ્કેરવા લાગ્યા. યુદ્ધના છેલ્લા તબક્કામાં સ્થિતિ કાબૂ બહાર ચાલી ગઈ હતી. ઇટલીની આંતરિક સ્થિતિ ખૂબ ડામાડોળ થઈ ગઈ હતી. મુસોલિનીએ એક સામાન્ય સિપાહી તરીકે યુદ્ધમાં ભાગ લીધો હતો. યુદ્ધમાંથી ઘાયલ થઈને તે પાછો ફર્યો હતો એ વખતે સમાજવાદી લોકોનું જોર ફરીને વધી ગયું. તેઓએ આખા દેશમાં પોતાના સંગઠનની જાળ પાથરી દીધી. બધાં શહેરો, પરાંઓ તથા પ્રાંતોમાં ઠેકઠેકાણે સભા–સમિતિઓ તેમણે સ્થાપી દીધી. બધામાં એ જાતની ભાવના ઠાંસી ઠાંસીને ભરવામાં આવી કે હવે થોડા જ વખતમાં ઇટલીમાં જબરજસ્ત ક્રાંતિ થવાની છે. ધીરે ધીરે સમાજવાદીઓની સત્તા વધતી ગઈ. મૂડીદારો, કારખાનાંદારો, લશ્કરી સિપાહીઓ તથા રાષ્ટ્રવાદીઓ, જેમણે ગયા મહાયુદ્ધમાં કોઈ પણ પ્રકારની સીધી કે આડકતરી મદદ આપી હોય, તેઓનો બહિષ્કાર થવા લાગ્યો.

સમાજવાદીઓએ ખેડૂતોને આંબલા–આંબલી બતાવવાનું શરૂ કર્યું અને તેમને વિશ્વાસ આપ્યો કે ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ તથા સ્થાનિક સરકારી સંસ્થાઓમાં ઘૂસી ગયા પછી તેઓ જમીનદારોની જમીન છીનવી લેશે અને ખેડૂતોની વચ્ચે વહેંચી દેશે. પણ આ કાર્યમાં તેમને સફળતા મળી નહિ. એથી ખેડૂતો ખૂબ નિરાશ થઈ ગયા. તેમનો સમાજવાદીઓમાંથી વિશ્વાસ ઊઠવા લાગ્યો. મજૂરોની પણ એવી જ સ્થિતિ થઈ. યંત્રો અને કારખાનાંઓનો

કબજો તો સમાજવાદીઓએ લઈ લીધો, પણ પૈસાની તંગી અને વ્યાપારિક બુદ્ધિ અને અનુભવજ્ઞાન ન હોવાને કારણે તેનું સંચાલન સફળતાથી તેઓ કરી શક્યા નહિ. કારખાનાંઓ બંધ થવાથી પહેલાં કરતાંયે બેકારી વધારે વધી ગઈ.

બીજી બાજુ સ્થાનિક સંસ્થાઓની ચૂંટણીમાં ઊભા રહેતી વખતે સમાજવાદીઓએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, જો તેઓ બહુમતીમાં સ્થાનિક સંસ્થાઓમાં દાખલ થઈ શકશે તો તેઓ મકાનવેરો અને જમીન–મહેસૂલ ઓછું કરશે. પણ તેમાંયે તેઓ સફળ થઈ શક્યા નહિ. એ રીતે બીજાં પણ કેટલાંક એવાં કારણો બન્યાં જેથી લોકોનાં હૃદયમાં સમાજવાદીઓનું સ્થાન દિનપ્રતિદિન ઓછું થવા લાગ્યું અને તેમની સત્તા ધીરે ધીરે નબળી પડવા લાગી.

એક બાજુ ઇટલીમાં જ્યારે આવા રાજકીય પ્રવાહો ચાલતા હતા ત્યારે બીજી બાજુ વર્સૅલ્સની સંધિના સમાચાર ઇટલી પહોંચ્યા. સંધિપત્રની કલમો જોતાંવેંત રાષ્ટ્રવાદીઓની આંખો ફાટી ગઈ. લંડન–સંધિ દ્વારા ઇટલીને જે કંઈ આપવાનું વચન અપાયું હતું તેમાંનું કશું જ વર્સૅલ્સના આ કરારમાં નહોતું. ડાલમેશિયા અને ફ્યુમના પ્રશ્નને એમ ને એમ છોડી દેવામાં આવ્યો હતો. જર્મનીનાં જિતાયેલાં સંસ્થાનોમાંથી એક પણ ઇટલીને ન મળ્યું. એથી ઇટલીમાં ઘોર નિરાશાનું મોજું ફરી વળ્યું એ વખતે રાષ્ટ્રવાદી એનનજીઓએ નવજુવાનોની આગેવાની લીધી. તેણે ખુલ્લંખુલ્લા પોતાને ઇટલીની તત્કાલીન સરકારના વિરોધી તરીકે જાહેર કર્યો અને તેની સામે બળવો પોકાર્યો. તેણે એ વખતની ઇટલીની સરકારની ઇચ્છા વિરુદ્ધ ફ્યુમ ઉપર ઇટલીનો રાષ્ટ્રીય ઝંડો ફરકાવવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના સૈન્યને લઈને ફ્યુમ ઉપર આક્રમણ કર્યું. જુવાનનું આવું સાહસિક પગલું જોઈને મિત્રરાજ્યો સ્તબ્ધ બની ગયાં. ઇટલીની સરકાર પણ ખસિયાણી પડી ગઈ. મુસોલિનીએ પણ આ વખતે રાષ્ટ્રવાદીઓની સાથે

મેદાનમાં ઝંપલાવ્યું. એ વખતે તે 'પોપોલો ડી. ઇટાલિયા' નામનું વર્તમાનપત્ર પણ ચલાવતો હતો. એ અખબાર દ્વારા તેણે આખા દેશને અપીલ કરી કે તેઓ ડી. એનનજીઓને મદદ આપે.

ડી. એનનજીઓએ ફ્યુમનો કબજો લઈ તેને ઇટલીનો એક સ્વતંત્ર પ્રાંત બનાવી દીધો અને તેને માટે એક નવું બંધારણ પણ ઘડી કાઢ્યું. તેણે લોકોને પોતાના જ દૃષ્ટાંતથી બોધ આપ્યો કે વર્તમાન જગતમાં શક્તિની ઉપાસના દ્વારા જ વિજયશ્રી વરમાળ પહેરાવે છે. ફાસિસ્ટોએ તેને પોતાના નેતા તરીકે જાહેર કર્યો, પણ ડી. એનનજીઓ પ્રતિષ્ઠા, નામ તથા પદવીની લાલસાથી ઘણો દૂર હતો. તે તો પોતાનું કર્તવ્ય બજાવી જાહેર કામમાંથી ખસી ગયો. એ વખતે ઇટલીને એક નેતાની જરૂર હતી. ફાસિસ્ટ-પક્ષે મુસોલિનીને યોગ્ય સમજીને તેને જ પોતાના નેતા તરીકે ચૂંટ્યો. મુસોલિની ઘણો જ વીર, ઉત્સાહી તેમ જ દૃઢ પ્રતિજ્ઞાવાળો માણસ હતો. તેણે પોતાના પક્ષની મદદથી સારા ઇટલીનું ગામડાંઓથી માંડીને પ્રાંતો સુધીનું એક મજબૂત સંગઠન ઊભું કર્યું. જે દોષ-અસંગઠન-ના કારણે સમાજવાદીઓની પડતી થઈ હતી એ દોષ ફાસિસ્ટોએ શરૂઆતથી જ દૂર કરી નાખ્યો. તેઓએ નિશ્ચય કર્યો હતો કે મજબૂત સંગઠન અને કઠોર અનુશાસન દ્વારા જ તેઓ નૂતન સમાજની રચના કરી શકશે. તેઓએ પોતાના સંગઠનનો ચમત્કાર દેખાડવા માંડ્યો. આ પક્ષમાં મૂડીદાર, લશ્કરી સિપાહી, મધ્યમવર્ગના લોકો, રાષ્ટ્રવાદી, ભવિષ્યવાદી તથા જેનો સમાજ-વાદીઓએ બહિષ્કાર કર્યો હતો એવા બધા જ યુદ્ધવાદીઓ વગેરે તમામ પ્રકારના ઇટાલિયનો આ નવા દળમાં જોડાયા. થોડા જ વખતમાં મુસોલિનીની આગેવાની નીચે ફાસિસ્ટોએ ઇટલીને એક મહાન શક્તિશાળી રાષ્ટ્ર બનાવી દીધું અને જગત સમક્ષ એક નવી વિચારસરણી વહેતી કરી.

આ થઈ ફાસીઝમની જન્મકથા. જે પરિસ્થિતિએ ફાસીઝમને

જન્મ આપ્યો તેનો ઉલ્લેખ ઉપર ટૂંકામાં ટૂંકી રીતે કરવામાં આવ્યો છે. હવે અહીં ફાસીઝમના કાર્યક્રમ તેમ જ આદર્શો ઉપર થોડો પ્રકાશ ફેંકવો જરૂરી છે.

ફાસિસ્ટોનો સિદ્ધાંત શક્તિવાદ ઉપર નિર્ભર છે. તેઓની એવી દૃઢ માન્યતા છે કે જગતમાં શક્તિનો જ વિજય છે. જેના હાથમાં શક્તિ હોય તેને ચરણે આખું જગત શિર ઝુકાવે છે. રાજ્યની દૃઢતાનો આધાર શક્તિ છે.

ફાસિસ્ટોની 'રાજ્ય'ની કલ્પના કેવી હોય છે એ સંબંધી મુસોલિની લખે છે કે, "રાજ્ય માત્ર જેનું કામ વ્યક્તિગત રક્ષણ (Individual Safety) કરવાનું છે એવો રાતનો સંત્રી (Night Guard) નથી, કે નથી તેનો ઉદ્દેશ માત્ર માનવસમાજનું ભૌતિક કલ્યાણ. તેમ જ રાજ્ય કેવળ રાજનીતિની જ ઉત્પન્ન કરેલી કોઈ સંસ્થા પણ નથી. રાજ્ય તો આ બધી બાબતોથી વધારે ઊંચું છે. તે તો આધ્યાત્મિક તેમ જ નૈતિક સંગઠન છે, જેનો ઉદ્દેશ માનવસમાજની અનંત, આત્મિક, માનસિક તથા ભૌતિક શક્તિઓનો આવિષ્કાર કરવાનો છે. 'રાજ્ય' રાષ્ટ્રના રાજકીય, આર્થિક તથા આધ્યાત્મિક આત્માનું દિગ્દર્શન કરાવે છે. 'રાજ્ય'નું કામ તેના નાગરિકોમાં નાગરિક જીવનના મહાન આદર્શો અંકિત કરવાનું છે. એ ઉપરાંત રાજ્યનું જ એ કર્તવ્ય છે કે તે લોકોને તેના જીવનના ઉદ્દેશનું ભાન અને જ્ઞાન કરાવે, તેઓની એકતાની સાધના કરે, તેમના સ્વાર્થ એક કરે તથા તેમનું જ્ઞાન-વિજ્ઞાન, કળાકૌશલ્ય વગેરેને આગળ વધારે. ટૂંકામાં, રાજ્યનો ઉદ્દેશ એ છે કે તે માનવ-સમાજના અવિકસિત જીવનને માનવી-શક્તિના સર્વોપરી સ્વરૂપમાં ફેરવી નાખે—એટલે કે સામ્રાજ્યના રૂપમાં વિકસિત કરે."

મુસોલિનીના 'રાજ્ય' સંબંધી વિચારો અને સિદ્ધાંતો કેવા છે તેના ઉપર પ્રકાશ પાડતા તેના જ શબ્દોમાં એ બતાવવામાં

આવ્યું છે કે તે રાજ્યનો મુખ્ય ઉદ્દેશ માનવી-શક્તિના સર્વોપરીરૂપ સામ્રાજ્યનો વિકાસ કરવામાં છે એમ માને છે. ઈ. સ. ૧૯૨૩ના જૂન મહિનાની ૪થી તારીખે વેનિસમાં ભાષણ કરતી વખતે તેણે કહ્યું હતું કે, "મારા દેશના તમામ ઇટાલિયન પ્રજાજનો પોતાના દેશની થોડી જમીનને લઈને સંકડાશ અનુભવી રહ્યા છે. અમે લોકો અમારા સામ્રાજયના વિસ્તારનાં સ્વપ્નો જોઈએ છીએ. એ એક ઐતિહાસિક સત્ય છે કે ઉન્નતિશીલ તેમ જ આગળ વધતા રાષ્ટ્રનો પતન અને નિર્બળતા તરફ પગલાં માંડતા નિસ્તેજ અને બળહીન રાષ્ટ્ર ઉપર કબજો કરવાનો સ્વાભાવિક અને કુદરતી અધિકાર છે. આપણા રાષ્ટ્રના ભાગ્યનાં પાનાંઓ ઉપર એ અધિકાર અગ્નિના અક્ષરોમાં અંકિત થયેલો છે.

"આપણી આ મહાન ભૂમિ, જેને રોમન કવિઓએ દેવભૂમિ કહી છે, માનવી-આત્મા તેમ જ માનવી-ઇતિહાસની અલૌકિક અને અસાધારણ પેદાશ છે. જે વખતે અત્યારનાં અનેક રાષ્ટ્રો સુસંસ્કૃત અને સભ્ય નહોતાં ત્યારે પણ આપણે તો મહાન હતા. જે વખતે બીજાં રાષ્ટ્રો નર્યા અંધકારમાં આથડતાં હતાં એ વખતે આપણે માનવી-સંસ્કૃતિનો અલૌકિક પ્રકાશ ફેલાવ્યો હતો."

**जीवनकलह अने उन्नति**—મુસોલિની જીવનકલહને ઉન્નતિનું મૂળ (origin) માને છે. તેના મત પ્રમાણે જીવન પરસ્પરવિરોધી ભાવોનું કેન્દ્ર છે. જ્યાં સુધી આ વિરોધી ભાવોનો સમન્વય નહિ થાય ત્યાં સુધી જીવનકલહ ચાલ્યા જ કરવાનો. જીવનકલહ માનવી-પ્રકૃતિના મૂળમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રાખશે. જે દિવસે જીવન-કલહ નહિ હોય તે દિવસ મહાન નિષ્ક્રિયતા, અકર્મણ્યતા અને ઉદાસીનતાનો દિવસ હશે, એ દિવસ વિનાશનો હશે—જ્યારે બધી વસ્તુઓનો અંત આવી જશે.

**आंतरराष्ट्रीय शांति**—મુસોલિની આંતરરાષ્ટ્રીય શાંતિમાં જરાય માનતો નથી. તે કહે છે કે,

"જે લોકો આંતરરાષ્ટ્રીય શાંતિ માટે પોકાર કરે છે તે પોતાના ખરા જિગરથી બોલતા નથી. એ એમના સાચા અંતરાત્માનો અવાજ હોતો નથી. આંતરરાષ્ટ્રીયતાની નકામી અને પોલી વાતો કરવાથી રાષ્ટ્રનો આત્મા નિર્બળ અને નામર્દ બને છે. ફાસિસ્ટ લોકો પણ સિદ્ધાંતની દૃષ્ટિએ કાયમી આંતરરાષ્ટ્રીય શાંતિના વિરોધી નથી, પણ જ્યાં સુધી માણુસ માણુસ રહેશે ત્યાં સુધી સ્થાયી શાંતિનું સ્વપ્ન માત્ર સ્વપ્ન જ રહેશે. હું કબૂલ કરું છું કે મને આંતરરાષ્ટ્રીય સ્થાયી શાંતિમાં બિલકુલ શ્રદ્ધા નથી. સ્થાયી શાંતિ તો કબરો અને સ્મશાનોમાં જ જોવામાં આવે છે."

वीरपूजा—મુસોલિની વીરપૂજાનો જબરજસ્ત હિમાયતી છે. તે કહે છે: "વીર પુરુષોની કીર્તિ આપણા માટે દેશવિસ્તાર કરતાંયે વધારે મહત્ત્વપૂર્ણ અને સ્ફૂર્તિદાયક છે. જેમ ખાણો અને કારખાનાં રાષ્ટ્રને માટે આવશ્યક વસ્તુઓ છે તેવી જ રીતે વીર પુરુષ આપણા દેશના જીવનને માટે આવશ્યક છે. તેઓ આપણા સામ્રાજ્યના સાચા નિર્માતાઓ છે."

जीवन अने भाग्य—ઈ. સ. ૧૯૨૬ના માર્ચની ૨૭ તારીખે રોમમાં ભાષણ કરતી વખતે મુસોલિનીએ કહ્યું હતું:

"નસીબ ઉપર ભરોસો રાખવાની વૃત્તિ આત્મઘાતક છે. દરેક રાષ્ટ્ર-દરેક વ્યક્તિ પોતાના ભાગ્યનો વિધાતા છે. નિર્બળ માણુસ નસીબ આગળ માથું નમાવે છે પણ વીર પુરુષ ભાગ્ય ઉપર વિજય મેળવે છે. મહાન આત્માઓ ભાગ્યની ઠોકરોથી ઊલટું નવું જીવન અને નવો માર્ગ ઉત્પન્ન કરે છે."

शिस्त-अनुशासन—મુસોલિનીએ ફાસીઝમમાં શિસ્તને ઘણું જ મહત્ત્વનું સ્થાન આપ્યું છે. તે કહે છે કે, "આપણે પોતાની જાત ઉપર બહુ જ કઠોર અને દૃઢ નિયંત્રણ રાખવું જોઈએ, કારણ કે

એમ કર્યા વગર આપણે બીજા પાસે શિસ્ત પળાવી શકતા નથી. શિસ્તથી રાષ્ટ્રની શક્તિ વધે છે તેમ જ તે સુસંગઠિત થાય છે. માત્ર શિસ્ત જ એવી ચીજ છે જેના બળ ઉપર ઇટલી બીજા દેશોની સામે પોતાની ગૌરવમય હસ્તી ટકાવી શકે તેમ છે." કેટલાયે લોકો એમ માને છે કે વર્તમાન ઇટલીની અસાધારણ શક્તિનું રહસ્ય મુસોલિનીએ પ્રવર્તાવેલી કઠોર અને મજબૂત શિસ્તમાં રહેલું છે.

આ ઉપરાંત બીજી એવી કેટલીક બાબતો છે જે ફાસીઝમ અથવા મુસોલિનીની રાજકીય સફળતાની ચાવી ગણાય છે.

[ મુસોલિનીએ 'ફાસીઝમ'ના સિદ્ધાંતની જે રચના કરી છે તેનો દાવો ઉપર મુજબ છે. પણ જો ફાસીઝમના ઊગમનો ઇતિહાસ જોઈએ તો સમજાય છે કે તે તૂટતા મૂડીવાદનું છેલ્લું સ્વરૂપ છે. તેમાં લોકસત્તાનો હ્રાસ થાય છે. ઔદ્યોગિક ક્રાંતિ પછીથી નવો ઊભો થયેલો કામદાર-વર્ગ જ્યારે તેનું ઐતિહાસિક કાર્ય કરવાનું ચૂકે છે ત્યારે મૂડીદાર-વર્ગ જે સરમુખત્યારી-સત્તાની સ્થાપના કરે છે તે ફાસીઝમનું સ્વરૂપ લે છે. ફાસીઝમનું સચોટ પૃથક્કરણ કરનાર શ્રી. રજની પામદત્ત કહે છે કે, ફાસીઝમ તો કામદાર-વર્ગને તેની ભૂલ માટે થયેલી સજા છે. ફાસીઝમ મૂડીવાદીનું સ્વરૂપ છે એટલે તે વિશ્વશાંતિ સ્થાપી ન જ શકે, તેને બદલે તે તો યુદ્ધને જ જન્મ આપે. ફાસીઝમ એટલે યુદ્ધ એમ સામાન્ય રીતે કહી શકાય. આ પૃથક્કરણને છેલ્લાં છ વર્ષના ઇતિહાસે યથાર્થ ઠરાવ્યું છે.]

Fatalism, Economic—સમાજવાદીઓનો એક સિદ્ધાંત, જેમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે સમાજનો આર્થિક વિકાસ પોતાની મેળે જ સમાજની પરિસ્થિતિમાં ફેરફાર કરી દેશે અને તેની અંતિમ પરિણતિ સમષ્ટિવાદ( Collectivism )ના સ્વરૂપમાં થઈ જશે.

Federalism—સામાજિક પદ્ધતિ. આ પદ્ધતિનું સમર્થન પ્રખ્યાત સમાજવાદી પ્રાઉધાને કર્યું હતું અને તેનો ક્રાંતિવાદી સિંડિકેલિસ્ટોએ સ્વીકાર પણ કર્યો છે. સિંડિકેલિસ્ટ માર્કસે પ્રતિપાદન કરેલા સમાજવાદનું ખંડન કરે છે અને કહે છે કે એથી શ્રમજીવીઓ અનુશાસિત અને વિનીત સેના જેવા બની જાય છે. [શાસન સંબંધી.

Federal—સમવાયતંત્ર સંબંધી; સંઘશાસન સંબંધી; સંયુક્ત સામ્રાજ્ય-

Federal Centre—સંઘાત્મક કેન્દ્રીય શાસન.

Federal Constitution—સંઘીય વિધાન; સંઘશાસન સંબંધી વિધાન; સંઘશાસનનું બંધારણ; સમવાયતંત્રનું બંધારણ.

Federal Court—સમવાયતંત્રની સૌથી મોટી અદાલત; સંઘશાસનનું સૌથી મોટું ન્યાયાલય, જેનું કામ સંઘશાસનના કાયદાઓ અથવા નિયમોનો સાચો અર્થ કરી બતાવવો અને સમવાયતંત્રનાં જુદાં જુદાં અંગો – પ્રાંતો–અથવા રાજ્યોના પરસ્પર ઝઘડાઓનો નિર્ણય કરવાનો છે. આ અદાલતમાં હિંદુસ્તાનનો એક મુખ્ય જજ ( Chief Justice) અને બીજા છ જજ રહેશે. જો સમવાયતંત્રની ધારાસભા ઇચ્છે તો શ્રીમાન સમ્રાટ જજની સંખ્યા વધારી આપશે. ફેડરલ કોર્ટના દરેક જજની નિમણૂક ખાસ શ્રીમાન સમ્રાટ દ્વારા જ થશે અને તે (જજ) પોતાની ૬૫ વર્ષની ઉંમર થાય ત્યાં સુધી કામ કરી શકશે. સમ્રાટ જ ફેડરલ કોર્ટના જજને તેના પદેથી રજા આપી શકશે, સિવાય કે પ્રિવી કાઉન્સિલ તેના સંબંધમાં એવો અહેવાલ રજૂ કરે કે તેની વર્તણૂક બરાબર નથી રહી અથવા તેનું મગજ કે શરીર ખરાબ થઈ ગયું છે. બ્રિટિશ હિંદુસ્તાનની હાઈકોર્ટોના જજ, ઈંગ્લંડ અને ઉત્તરીય આયર્લૅંડના બૅરિસ્ટર, સ્કૉટલૅંડના ઍડવોકેટ, બ્રિટિશ હિંદુસ્તાન અથવા સમવાયતંત્રમાં જોડાયેલાં દેશીરાજ્યો, સંઘીય રિયાસતો( Federated States )ની હાઈકોર્ટોના દસ વરસ

સુધી વકીલાત કરેલી હોય એવા વકીલો-તેઓ જ માત્ર સંઘીય ન્યાયાલયના જજની પદવી માટે ઉમેદવારી કરી શકશે. મુખ્ય જજ (Chief Justice) થવા માટે તે પોતાની નિમણૂકની તારીખે બૅરિસ્ટર હોવો જોઈએ અથવા સ્કૉટલૅંડનો ઍડવોકેટ અથવા હાઈકોર્ટ પ્લીડર હોવો જોઈએ. કામચલાઉ મુખ્ય જજ( Chief Justice)ની નિમણૂક વાઈસરૉય પોતાની પસંદગી મુજબ ફેડરલ કોર્ટના જજોમાંથી કરશે. ફેડરલ જજના પગાર કાઉન્સિલની સાથે વાતચીત કર્યા પછી સમ્રાટ નક્કી કરશે.

ફેડરલ કોર્ટની બેઠક દિલ્લી કે એવા જ બીજા અનુકૂળ સ્થળે થશે અને તે મુખ્ય જજ (Chief Justice) જરૂર મુજબ જુદે જુદે સમયે ગવર્નર-જનરલની પસંદગીથી નક્કી કરશે.

ભારતવર્ષની ફેડરલ કોર્ટના અધિકારક્ષેત્ર(Jurisdiction)નો ખુલાસો 'Joint Committee of Indian Constitutional Reform' નામની પુસ્તિકામાં વિસ્તૃત રૂપથી કરવામાં આવ્યો છે. વધારે હકીકતો માટે વાંચનાર એ પુસ્તિકા જોઈ લે. અહીં તેનું સંક્ષિપ્ત દિગ્દર્શન કરવાનું બસ થઈ પડશે.

જ્યારે સંઘશાસન (Federation) અને સંઘશાસનમાં જોડાયેલ પ્રાંતો કે દેશીરાજ્યોની વચ્ચે કાનૂની અધિકાર સંબંધી કંઈ ઝઘડો ઊભો થાય તો તેનો નિર્ણય કરવાનું કામ કોર્ટના અધિકારક્ષેત્ર( Jurisdiction )માં આવશે. એ ઉપરાંત ફેડરલ કોર્ટ બ્રિટિશ હિંદની હાઈકોર્ટ ઉપર, જેમાં શાસન-વિધાન-( Federal constitution )ની વ્યાખ્યા સાથે સંબંધ ધરાવતો કોઈ મહત્ત્વનો કાયદાનો પ્રશ્ન ઊભો થયો હોય એવા મામલામાં અપીલ સ્વીકારવાનો હક્ક ધરાવશે.

જો ગવર્નર-જનરલ કોઈ જાહેર મહત્ત્વના કાયદાના પ્રશ્ન

ઉપર સંઘન્યાયાલય( ફેડરલ કોર્ટ )ની સંમતિ લેવા માગે તો તે એ પ્રશ્ન કોર્ટની સમક્ષ વિચાર કરવા માટે રજૂ કરી શકે છે અને તે કોર્ટ એ પ્રશ્ન ઉપર વિચાર કરીને પોતાનો અહેવાલ રજૂ કરશે.

આ સંઘન્યાયાલય( ફેડરલ કોર્ટ )નું બધું જ કામકાજ અંગ્રેજીમાં ચાલશે. તેનું બધું જ ખર્ચ સમવાયતંત્ર( Federation )ની આવકમાંથી થશે અને તેની ફી વગેરેની આવક સમવાયતંત્રની આવકમાં જ ભેળવી દેવામાં આવશે.

Federal Executive—સમવાયતંત્રની કાર્યવાહી સમિતિ; સંઘીય કાર્યવાહી સમિતિ; સંઘીય પ્રબંધકારિણી સમિતિ; સમવાયતંત્રનું શાસકમંડળ, જેના હાથમાં રાજ્યકારભારની સત્તા હોય-રાજ્ય-સંચાલનનું કાર્ય હોય.

Federal Finance—સમવાયતંત્રની આવક-જાવક; સમવાયતંત્રનું નાણાખાતું; સંઘીય આવક-જાવક.

Federal House of Assembly—સમવાયતંત્રનું ધારાસભાગૃહ; સંઘીય પરિષદ્ગૃહ.

Federal Jurisdiction—સમવાયતંત્રનું અધિકારક્ષેત્ર; સંઘીય અધિકારક્ષેત્ર; સંઘીય રાજ્યનું અધિકારક્ષેત્ર. આ અધિકારક્ષેત્રમાં બ્રિટિશ ગવર્નરો દ્વારા શાસિત પ્રાંતો ( જેવા કે બલુચિસ્તાન, દિલ્લી, અજમેર-મેરવાડા, કૂર્ગ, આંદામાન-નિકોબાર, એડન વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે) વગેરે તમામ બ્રિટિશ હિંદનો સમાવેશ થાય છે. જે જે દેશીરાજ્યોએ સમવાયતંત્રમાં જોડાવાનું સ્વીકાર્યું છે તેમાં એવા જ વિષયો સંઘશાસનના અધિકારક્ષેત્રમાં આવી શકશે જેને તે તે રાજ્યના રાજાઓએ ઉક્ત અધિકારક્ષેત્રમાં રાખવાનું સ્વીકાર્યું હોય.

Federal Laws—સમવાયતંત્ર દ્વારા ઘડાયેલા કાયદા; સંઘશાસન દ્વારા ઘડવામાં આવેલા કાયદા.

Federal Legislatures—સમવાયતંત્રની ધારાસભાઓ; સંઘ-શાસનની ધારાસભાઓ. શ્વેતપત્ર (White Paper) પ્રમાણે સમવાયતંત્રની ધારાસભાઓમાં હિંદના સમ્રાટના પ્રતિનિધિ વાઈસરૉય, રાજસભા (Council of State) તથા વડી ધારાસભા (Legislative Assembly)નો સમાવેશ થશે. પણ કાઉન્સિલ ઑફ સ્ટેટને બદલે ફેડરલ કાઉન્સિલ અને લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની જગાએ ફેડરલ ઍસેમ્બ્લી થશે. રાજ્યપરિષદમાં ૨૬૦ સભ્યોથી વધારે સભ્યો થશે નહિ. તેમાં ૧૫૦ જેટલા બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ હશે. તેમાં સમવાયતંત્રમાં જોડાવાનું કબૂલ્યું હોય એવાં દેશીરાજ્યોના પ્રતિનિધિઓ પણ રહેશે અને તેની સંખ્યા ૧૦૦થી વધારે રાખવામાં આવશે નહિ. તેમાં હિંદના ગવર્નર-જનરલ પણ કેટલાક સભ્યોની નિમણૂક કરશે, તેની સંખ્યા દસથી વધારે નહિ હોય. એ ઉપરાંત આ ધારાસભામાં ગવર્નર-જનરલના કાઉન્સિલર્સ ઍક્સ-ઑફિશ્યો મેમ્બરોના રૂપમાં બંને ચેમ્બર્સમાં રહેશે, પણ તેમને મત આપવાનો અધિકાર નહિ હોય. જે સભ્યોની નિમણૂક ગવર્નર-જનરલ દ્વારા થશે તે સરકારી અમલદારો નહિ હોય. આ તો થઈ રાજસભાની વાત. હવે આમસભા (House of Assembly)ની વાત કરીએ. તેમાં વધારેમાં વધારે ૩૭૫ સભ્યો રાખવામાં આવશે. તેમાં બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ ૨૫૦ તથા જેમણે સમવાયતંત્રમાં જોડાવાનો સ્વીકાર કર્યો છે એવાં દેશી-રાજ્યોના વધારેમાં વધારે ૧૨૫ સભ્યો રહેશે. (આ બાબત વધારે હકીકતો જોઈતી હોય તો હિંદી સરકારે બહાર પાડેલ Indian Constitutional Reform Vol I. જુઓ.)

Federal Polity—સમવાયતંત્રનું રાજકારણ; સંઘશાસન સંબંધી રાજકારણ.

Federal Subjects—સમવાયતંત્રના વિષયો; જે વિષયોનો સંબંધ સીધો સમવાયતંત્ર સાથે હોય તે; સંઘશાસનના ક્ષેત્રમાં જેનો સમાવેશ થતો હોય એવા વિષયો.

Federation—સમવાયતંત્ર; સંઘશાસન; રાજ્યસંઘ; સંયુક્ત રાજ્યતંત્ર; જુદાં જુદાં પ્રાંતો અથવા રાજ્યોનું એક એવું રાજકીય અને બંધારણીય સંગઠન, જેમાં તેનાં અવયવભૂત રાજ્યો અથવા પ્રાંતો સ્વેચ્છાપૂર્વક જોડાઈને તેના મધ્યસ્થ તંત્રને માટે પોતાની કેટલીક સત્તાઓ છોડી દે છે અને બીજી કેટલીક સત્તાઓ પોતાના માટે અનામત રાખે છે. મધ્યસ્થ તંત્ર એ સત્તાનું કેન્દ્ર બને છે અને તેનાં જુદાં જુદાં અંગભૂત રાજ્યો અથવા પ્રાંતો એકમ ( Unit ) બની પોતપોતાનું શાસન સ્વતંત્ર રીતે ચલાવે છે. જ્યાં સુધી પ્રાંતને લાગેવળગે ત્યાં સુધી તેઓ લગભગ સ્વતંત્ર હોય છે, પણ બધા પ્રાંતોના હિતનો સવાલ ઊભો થાય ત્યારે નિર્ણય કરવાની સત્તા મધ્યસ્થ તંત્રને હોય છે, જેમાં દરેક એકમ( Unit )નો પ્રમાણસર અવાજ હોય છે. આંતરરાષ્ટ્રીય બાબતોમાં તથા સારાયે સમૂહતંત્રનાં હિત અને નીતિ સાથે સંબંધ ધરાવનારી બાબતોમાં છેલ્લી સત્તા મધ્યસ્થ સરકારના જ હાથમાં હોય છે, પણ બીજી આંતરિક બાબતોમાં તેનાં અવયવભૂત રાજ્યો ( Federal units ) પોતપોતાના ક્ષેત્રમાં સ્વતંત્રતા ભોગવે છે. રાજકારણનો સુપ્રસિદ્ધ લેખક લુઇસ પોતાના ‘ On the use and abuse of some political terms ’ નામના પુસ્તકમાં લખે છે: ‘ સમવાયતંત્ર અથવા રાજ્યસંઘ ( Federation ) તેને કહેવાય, જેમાં મધ્યસ્થ સરકાર બાહ્ય રાજ્યસત્તા( External Sovereignty )ના સંપૂર્ણ અધિકારો અને હક્કો ભોગવે છે, જેનું સમવાયતંત્ર જ એક એવું સંગઠન છે, જે આંતરરાષ્ટ્રીય વ્યક્તિત્વ ધરાવે છે અને જે આંતરરાષ્ટ્રીય વિધાનમાં પોતાનાં અંગભૂત બની ગયેલાં તમામ રાજ્યો કે પ્રાંતોનું સાચું પ્રતિનિધિત્વ ધરાવતું હોવાનો યોગ્ય દાવો

કરી શકે છે. દા. ત. અમેરિકાનાં સંયુક્ત રાજ્ય. તેમાં આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં સમવાયતંત્ર જ છેવટનો નિર્ણય કરવાની સંપૂર્ણ સત્તા ધરાવે છે. આંતરરાષ્ટ્રીય બાબતોમાં તેનાં અંગભૂત બની ગયેલાં એકમ રાજ્ય કે પ્રાંતનું પૃથક્ વ્યક્તિત્વ નથી કે નથી એવી બાબતોમાં તેને કોઈ અલગ અધિકાર.

આ સમવાયતંત્રમાં જોડાનાર રાજ્યો જેમ સ્વેચ્છાથી જોડાય છે તેમ જ તેમની દરેકની રાજ્ય કરવાની પ્રણાલી પણ એક જાતની હોય એ ઇષ્ટ છે, કેમકે હિંદમાં રાજ્યોમાં આપખુદી શાસન ચાલતું હોય અને પ્રાંતોમાં સ્વરાજ્ય ચાલતું હોય તો આ બે પ્રકારનાં રાજ્યોનું એક સંઘમાં ભળવું એ વિચિત્ર વસ્તુ બને છે—એ સંઘનું અપમાન છે.

ટૂંકામાં, સમવાયતંત્ર અથવા સંઘશાસન જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યોનું એક એવું સંગઠન છે જેમાં કેટલાંયે સ્વતંત્ર રાજ્ય અથવા પ્રાંતો મળીને એક સંયુક્ત રાજ્યની યોજના કરે છે. તેમાં પોતાના રાજ્યના આંતરિક વહીવટપૂરતા અધિકારો તો પોતપોતાની પાસે રાખે છે અને બાકીના અધિકારો તે ઉપર જણાવેલા નવનિર્મિત રાજ્યને સોંપી દે છે. સર્વદેશીય હિત તથા આંતરરાષ્ટ્રીય બાબતોમાં બધો કારભાર રાજ્યસંઘ અથવા સમવાયતંત્ર કરે છે અને આંતરિક પ્રશ્નોનો વહીવટ અવયવભૂત રાજ્ય સ્વતંત્ર રીતે કરે છે.

અત્યારે અમેરિકાનાં સંયુક્ત રાજ્ય, મૅક્સિકોનાં સંયુક્ત રાજ્ય, વેનેઝુઈલા, આર્જેન્ટાઈન, બ્રાઝિલ, જર્મની, સ્વિટ્ઝર્લૅન્ડ, સોવિયેટ રિપબ્લિક, કૅનેડા વગેરે દેશોમાં એક યા બીજા રૂપે સમવાયતંત્ર છે; એટલે કે સંઘશાસનની પ્રણાલી ત્યાં અસ્તિત્વ ધરાવે છે. હિંદુસ્તાનમાં પણ ગવર્નમેંટ ઑફ ઇંડિયા ઍક્ટ ૧૯૩૫ દ્વારા ભાવિ સંઘશાસનની યોજના આપવામાં આવી છે. એમાં ભારતવર્ષનાં જે દેશીરાજ્યોના રાજાઓએ જોડાવાની કબૂલાત આપી હોય

એવાં દેશીરાજ્યોને પણ જોડી દેવામાં આવશે અને તેમના એ જ વિષયો ( Subjects ) સંઘશાસનના અધિકારક્ષેત્રમાં આવી શકશે, જેટલાની રાજાઓ પોતે મંજૂરી આપશે.

પણ ભારતનું 'સમવાયતંત્ર' સાચું સમવાયતંત્ર નથી. સાચા સમવાયતંત્રમાંના સ્વતંત્ર ઘટકો સ્વેચ્છાએ જોડાણ સાધે. અહીં ઘટકો સ્વતંત્ર નથી કે તે સ્વેચ્છાએ જોડાતા નથી. વળી સમવાયતંત્રમાં મધ્યસ્થ તંત્રમાં જનતાનો અવાજ પહોંચે છે એવી સ્થિતિ નથી, અને એ તંત્રમાં પણ જવાબદારીનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું નથી. સાચી સત્તા તો ભારતમંત્રીના હાથમાં જ રહે છે. ભારતીય સ્વાતંત્ર્ય તો આટલેથી નથી જ મળતું પણ કોઈ પણ વર્ગનાં હિતોનો સંપૂર્ણ વિકાસ થાય એવી એમાં યોજના પણ નથી. એટલે જનતાએ તો તેનો વિરોધ કર્યો જ છે; ઉપરાંત મૂડીદારો, જમીનદારો, રાજાઓ વગેરેએ પણ તેનો વિરોધ કર્યો છે. ખાસ જવાબદારીઓ, વ્યક્તિગત અભિપ્રાય, સમવાયતંત્રની સુલેહ–શાંતિ વગેરેને નામે ગવર્નર–જનરલને જે સત્તાઓ આપવામાં આવી છે તેને પરિણામે જવાબદાર તંત્ર તો કયાંયે ખોવાઈ ગયું છે. અર્થતંત્ર, રેલવે અને રક્ષણના વિભાગો તો ગવર્નર–જનરલના કાબૂમાં જ મૂકવામાં આવ્યા છે. આવી 'સમવાયતંત્ર'ની મશ્કરી કોણ સ્વીકારે ?

Federation of Labour—શ્રમિકસંઘ; મજૂરસંઘ.

Federal Union—મહાસંઘ; જેમાં જગતનાં તમામ લોકતંત્રીય રાજ્યો જોડાય એવો મહાસંઘ સ્થાપવાની યોજના. આ મહાસંઘ વિકાસ પામતાં પામતાં છેવટે દુનિયાનાં તમામ રાજ્યોમાં પ્રજાતંત્રનું ધોરણ દાખલ કરાવી તેમને પોતાની પાંખમાં લઈ લ્યે અને છેવટે એ વિશ્વસંઘમાં પરિણમે.

Female Suffrage—સ્ત્રીઓનો મતાધિકાર. જેટલા જેટલા

પ્રગતિશીલ રાજનીતિજ્ઞ લેખકો થઈ ગયા છે તેમાંના લગભગ બધાએ સ્ત્રીઓના મતાધિકારની હિમાયત કરી છે. તેઓની એવી માન્યતા છે કે રાજકીય કાર્યોમાં સ્ત્રીઓ ભાગ લેશે તો એથી એ કાર્યોમાં વધારે પવિત્રતા અને ઉદાર ભાવો દાખલ થશે. એથી જાહેરજીવન ઊંચું આવશે. સમાજને એથી મોટો લાભ થશે. કેટલાયે આધુનિક વિચારકો એવો મત ધરાવે છે કે બુદ્ધિ, પ્રતિભા તથા નૈતિક ચારિત્ર્યમાં પુરુષ કરતાં સ્ત્રી આગળ વધેલી છે. દેશના રાજકારણમાં તેમનો સહકાર મેળવવાથી રાજકારણનો વિકાસ થશે, તે અધિક ઉન્નતિશીલ અને અધિક શુદ્ધ થશે અને માનવજાતનું વધારે કલ્યાણ અને હિત સાધી શકશે. જે જે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો છે ત્યાં તેણે કેટલાયે માનવ-હિતકારી કાયદાઓ પસાર કરાવીને મોટાં પરોપકારનાં કામો કર્યાં છે. સુપ્રસિદ્ધ તત્ત્વ-વેત્તા મિલ કહે છે કે, "કોઈ એમ કહેવાની ધૃષ્ટતા તો નહિ જ કરે કે સ્ત્રીઓ પોતાના મતાધિકારનો દુરુપયોગ કરશે. આ સંબંધી જે સૌથી ખરાબ વાત કહી શકાય તે એ છે કે સ્ત્રીઓ પોતાના પતિની સૂચના મુજબ મત આપશે. જો એમ જ હોય તો ભલે તેઓ એ રીતે મત આપે, કંઈ વાંધો નથી. એટલું ખરું કે જો તેઓ પોતે જ વિચાર કરીને પોતાના મતાધિકારનો ઉપયોગ કરશે તો રાષ્ટ્રનું વધારે હિત સાધી શકશે." બીજા લેખકોએ સ્ત્રીઓની પ્રતિભા-શક્તિના દિગ્દર્શનનો ઉલ્લેખ કરીને સ્ત્રીઓના મતાધિકારનું જોરદાર સમર્થન કર્યું છે. તેમણે ઈંગ્લંડની સામ્રાજ્ઞીઓ એલિઝાબેથ અને વિક્ટોરિયા, ઑસ્ટ્રિયાની મેરિયા થૅરેસા અને રશિયાની સામ્રાજ્ઞી કૅથેરાઈનનાં દૃષ્ટાંતો આપીને એવું બતાવવાનો પ્રયાસ કર્યો છે કે જ્યાં જ્યાં સ્ત્રીઓને રાજ્ય ચલાવવાની તક આપવામાં આવી છે ત્યાં ત્યાં તેઓએ એ તકનો ઘણો જ દિવ્ય ઉપયોગ કર્યો છે, અને સાથે સાથે પોતાની અસાધારણ રાજકીય પ્રતિભાનો પરિચય પણ કરાવી આપ્યો છે. એ સિવાય સ્ત્રીઓના મતાધિકારના સમર્થકોએ તેની

તરફેણમાં કેટલીયે સુદૃઢ દલીલો આપીને એ પક્ષનું સમર્થન કર્યું છે.

સ્ત્રીઓને મતાધિકાર નહિ આપવા જોઈએ એવી માન્યતા ધરાવનારા પણ રાજનીતિજ્ઞ લેખકો છે. સુપ્રસિદ્ધ રાજનૈતિક ગ્રંથકાર ડાયસી પહેલાં સ્ત્રીઓના મતાધિકારનો ભારે હિમાયતી હતો, પણ પાછળથી તેની માન્યતામાં જબરજસ્ત ફેરફાર થઈ ગયો અને તે તેનો વિરોધી બની ગયો. તેણે પોતાની " Letters to a friend on votes for women " નામની પુસ્તિકામાં સ્ત્રીઓના મતાધિકારનો જોરદાર શબ્દોમાં વિરોધ કર્યો છે. બીજા પણ થોડાક લેખકો તેના વિરોધી છે. તેઓ એમ કહે છે કે રાજકારણમાં સ્ત્રીઓના ભાગ લેવાથી તેમનામાં રહેલા કેટલાયે સુંદર સ્ત્રી-ઉચિત ગુણો નાશ પામશે. સ્ત્રીઓનું મુખ્ય કાર્યક્ષેત્ર માતૃત્વનો વિકાસ કરવાનું છે, અને રાજકીય મેદાનને બદલે ઘર એ જ તેમને માટે યોગ્ય સ્થાન છે. જ્યાં જ્યાં સ્ત્રીઓએ રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે ત્યાં ત્યાં ગૃહસ્થ-જીવનને મોટો ધક્કો લાગ્યો છે.

એ ગમે તેમ હોય તોયે ઈટલી અને જર્મનીને બાદ કરતાં બાકીના સારાયે સભ્ય અને સુધરેલા જગતમાં સ્ત્રીઓના મતાધિકારનું સમર્થન કરવામાં આવ્યું છે. ભારતવર્ષનો પ્રગતિશીલ પક્ષ આ હકીકતનું સમર્થન કરે છે. અહીં સુશિક્ષિત અને કેળવાયેલી સ્ત્રીઓ વધારે ને વધારે રાજકીય અધિકારો પ્રાપ્ત કરવા માટે આગેકૂચ કરી રહી છે હિંદુસ્તાનની સૌથી મોટી રાજકીય સંસ્થા રાષ્ટ્રીય મહાસભા મહાત્મા ગાંધીજીની સરદારી નીચે ૨૦–૨૧, ૩૦–૩૨માં જે મુક્તિસંગ્રામ ખેલી છે અને નાગરિક સ્વતંત્રતા તથા જગતનાં પ્રજાતંત્રોમાં ભારતનું સ્થાન નક્કી કરવાના પ્રાણપ્રશ્ન માટે બ્રિટન સાથે આજે પણ લડી રહી છે તે બધાંમાં સ્ત્રીઓએ જબરજસ્ત ફાળો આપ્યો છે અને પોતાની અસાધારણ ત્યાગશક્તિ, હિંમત, બહાદુરી અને બુદ્ધિપ્રતિભા બતાવી આપી છે. શ્રીમતી સરોજિની નાયડુ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય, વિજયાલક્ષ્મી પંડિત, કુમારી મૃદુલા સારાભાઈ,

સ્વ. કમલા નેહરુ, રાજકુમારી અમૃતકુંવર, મીરાંબહેન, કસ્તુરબા ગાંધી અને બીજી અસંખ્ય બહેનોએ રાજકીય ક્ષેત્રમાં પોતાનું પાણી દેખાડી આપ્યું છે.

Feudalism—સામંતપ્રથા; લશ્કરી મદદની શરતે જમીન-જાગીર [આપવાની પ્રથા; સરંજામશાહી.

Feudal Lord—સામંત.

Fianna Fail—આયર્લૅંડનો ઉગ્ર રાષ્ટ્રીય પક્ષ; ડી વૅલેરાએ [સ્થાપેલું ઉગ્ર રાષ્ટ્રીય દળ.

Fifth Column—પાંચમી કતાર; ગુપ્ત દ્રોહી. આ શબ્દપ્રયોગ સ્પેનના આંતરવિગ્રહના વખતથી થવા લાગ્યો છે. સ્પેનના રાષ્ટ્રીય પક્ષ (Nationalist Party)ના લોકોએ જનરલ ફ્રાંકોની સરદારી નીચે પ્રજાતંત્રીય સેના (Republican Army) ઉપર ચાર કતારમાં હુમલો કર્યો હતો અને પાંચમી કતારના માણસોએ ગુપ્ત રીતે રિપબ્લિકના સૈન્યમાં ભળી જઈ ગુપ્ત દ્રોહની આગ સળગાવી હતી. એથી રિપબ્લિકન સેનાના થોડાક ભાગમાં બળવો થવા લાગ્યો હતો. એ વખતથી આ ગુપ્ત કાવતરાંખોરોને માટે પાંચમી કતારનો શબ્દપ્રયોગ થવા લાગ્યો છે.

Filibustering—નિરંતર વિરોધી ભાષણો કરીને કોઈ પણ બિલને પસાર કરવામાં વિઘ્નો નાખવાં. અમેરિકાની સૅનેટમાં જ્યારે ત્યાંના અમુક સભ્યો કોઈ બિલ પસાર કરવા ન માગતા હોય ત્યારે તેઓ વિરોધી ભાષણો કરીને એ બિલ પસાર થવામાં વિઘ્નો ઊભાં કરે છે. આ પ્રકારના વિઘ્નને માટે ઉપરનો શબ્દ વપરાય છે.

Finance—નાણાખાતું; અર્થપ્રબંધ.

Financial—આર્થિક; નાણાં સંબંધી.

Financial Credit—આર્થિક શાખ.

Financial Enquiry—આર્થિક તપાસ.

Financial Stability—આર્થિક દૃઢતા; આર્થિક સ્થિરતા.

**Financier**—મૂડીદાર; પૂંજીપતિ; મૂડી રોકનાર; અર્થવિદ્યાવિશારદ; અર્થવિદ્યાકુશળ. [સ્થાપ્યું હતું.

**Fine Gael**—ઉત્તર આયર્લૅંડનું નરમ દળ, જેને મરહૂમ કૉસગ્રેવે

**First Lord of Admiralty**—નૌકાસૈન્યનો મુખ્ય મંત્રી.

**Fiscal**—રાજ્યકરવિષયક; નાણાંવિષયક.

**Fiscal Autonomy**—આર્થિક સ્વતંત્રતા; આર્થિક સ્વરાજ્ય.

**Fiscal Policy**—રાજ્યકરવિષયક નીતિ; આર્થિક નીતિ.

**Five-Year Plans**—(રશિયાની) પંચવર્ષીય યોજના; રશિયાના આર્થિક સંગઠન માટે ત્યાંની સોવિયેટ સરકારે ઘડેલી સુંદર યોજના.

આ યોજના સૌથી પહેલાં ઈ. સ. ૧૯૨૭થી ૧૯૩૨ સુધીની ઘડી હતી. તેનો મુખ્ય ઉદ્દેશ દેશના ચાવીરૂપ ઉદ્યોગોની સ્થાપના કરવાનો હતો. ત્યારપછીની બીજી પંચવર્ષીય યોજના (જે માત્ર ત્રણ વર્ષમાં જ પૂરી થઈ ગઈ હતી: ૧૯૩૨-૩૫) તથા ત્રીજી પંચવર્ષીય યોજના(૧૯૩૭-૪૨)એ processing industries જેવા કે ઍરોપ્લેન, લશ્કરી સરંજામ, મોટરો વગેરે તથા હમેશના વપરાશની ચીજો બનાવવાના ઉદ્યોગો ખીલવવા ઉપર વધારે ધ્યાન આપ્યું હતું. મધ્યસ્થ યોજક સમિતિ ('Gosplan') દ્વારા અમલમાં મુકાયેલી આ યોજના સામાન્ય રીતે સફળ થઈ હતી. જો કે કેટલીક નાની નાની બાબતોમાં (Details) કેટલીક ખામીઓ રહી ગઈ હતી, ખાસ કરીને પહેલી પંચવર્ષીય યોજનાનો અમલ જરા સખ્તાઈથી થયો હતો. પ્રજાની જરૂરિયાતની વસ્તુઓ ઉપર પણ અંકુશ મૂકીને અને તેમને મુશ્કેલીમાં મૂકીને તેને સફળ બનાવવાના પ્રયત્નો થયા હતા. આ પંચવર્ષીય યોજનાને લઈને સોવિયેટ રશિયામાં અગત્યના માલનું વાર્ષિક ઉત્પાદન ૧૯૨૭થી ૧૯૩૮ સુધીમાં નીચે પ્રમાણે વધી ગયું:

| | ૧૯૨૭ | ૧૯૩૮ |
|---|---|---|
| કોલસો | ૩૫૦૦૮૦૦૦ ટનથી | ૧૪૦૦૦૦૦૦૦ ટન |
| લોખંડ (Pig iron ) | ૩૦૦૦૦૦૦ ટનથી | ૧૫૦૦૦૦૦૦ ટન |
| પોલાદ (Steel) | ૩૦૦૦૦૦૦ ટનથી | ૧૮૦૦૦૦૦૦ ટન |
| તેલ | ૧૧૦૦૮૦૦૦ | ૩૦૦૦૦૦૦૦ |
| સિમેંટ | ૧૧૦૦૦૦૦૦ | ૬૬૦૦૦૦૦૦ |
| મોટર-વાહનો | ૦ યુનિટ | ૧૭૦૦૦૦ યુનિટ સુધી |

આ ઉપરાંત ખેતીને સામૂહિક બનાવી દીધી અને યંત્રો દ્વારા તેમાં કામ લેવામાં આવ્યું. પરિણામે ગ્રામ્ય પ્રદેશોમાંથી કેટલાયે માણસો નવા ઉદ્યોગ માટે છૂટા થઈ શક્યા. ૧૯૩૮માં ઔદ્યોગિક ઉત્પાદન ૧૯૧૩ના કરતાં વધીને ૯ ગણું થઈ ગયું. અનાજ ૧૯૧૩ના ઉત્પાદનના ૧૬૮ ટકા, પશુઓની સંખ્યા ૧૯૧૬ની સંખ્યાના ૧૦૪ ટકા થઈ. પંચવર્ષીય યોજના થોડાક અપવાદ સિવાય સ્વ-જરૂરિયાત પૂરતું જ ઉત્પન્ન કરવાના સિદ્ધાંત ઉપર રચાયેલી છે. તે પરદેશ સાથેના વ્યાપારની બહુ જ મર્યાદિત રકમ સુધી છૂટ આપે છે.

Force Theory—પશુબળનો સિદ્ધાંત; શક્તિ-સિદ્ધાંત; રાજનીતિશાસ્ત્રનો એક સિદ્ધાંત, જેમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે રાજ્યની ઉત્પત્તિ શક્તિમાંથી થઈ છે.

Foreign—વિદેશી; પરદેશી.

Foreign Affairs—વિદેશી મામલાઓ; પરદેશી બાબતો, બનાવો, [ પ્રસંગો.

Foreign Office—વૈદેશિક વિભાગ; પરદેશી ખાતાની ઑફિસ; વિદેશ-કચેરી.

Forest Department—જંગલખાતું.

Forest Production—જંગલની ઊપજ.

Fortification—કિલ્લેબંદી.

Four Eights—ચાર આઠ. આ વાક્યાંશ મજૂરોની થોડી માગણીઓને માટે વપરાય છે. એ માગણીઓ નીચે મુજબ છે: (૧) આઠ કલાક કામ કરવું, (૨) આઠ કલાક રમતગમત, (૩) આઠ કલાક સૂવાનું અને (૪) આઠ શિલિંગ રોજ મજૂરી મેળવવી.

Fourteen Points—ચૌદ મુદ્દાઓ. (૧) ગયા મહાયુદ્ધમાં અમેરિકાના એ વખતના પ્રમુખ પ્રેસિડન્ટ વિલ્સને સુલેહ અને જગતની ભાવિ શાંતિ માટે યુરોપના યુદ્ધમાં સંડોવાયેલાં રાષ્ટ્રો તથા જગત સમક્ષ ચૌદ મુદ્દાઓ રજૂ કર્યા હતા. એ મુદ્દાઓ ઉપર વિશ્વાસ રાખીને જર્મનીએ યુદ્ધમાં હથિયાર હેઠાં મૂકી દીધાં હતાં અને સુલેહની માગણી કરી હતી. પણ આગળ જતાં પ્રેસિડન્ટ વિલ્સન યુરોપના રાજનીતિજ્ઞોની માયાજાળમાં એવો ફસાઈ ગયો કે તે પોતાના મુદ્દાઓને અમલમાં લાવી શક્યો નહિ, એથી ઊલટું યુરોપના ધૂર્ત રાજપુરુષો આ ચૌદ મુદ્દાઓથી એવી ઊલટી રીતે જ વર્ત્યા, જેથી જગતશાંતિ જોખમમાં આવી પડી. પ્રેસિડન્ટ વિલ્સનને એથી ઘણો આઘાત થયો હતો.

રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે ગુપ્ત સંધિની મનાઈ, સમુદ્રનું સ્વાતંત્ર્ય, આર્થિક નાકાબંધી અને રુકાવટોને દૂર કરવી, નિઃશસ્ત્રીકરણ વગેરે મુદ્દાઓ એ ચૌદ મુદ્દાઓમાં મુખ્ય હતા.

(૨) ૧૯૩૪માં હિંદના રાજ્યબંધારણમાં ફેરફાર કરવાના ઉદ્દેશથી બ્રિટિશ પાર્લમેંટ તરફથી એક ગોળમેજી પરિષદ ભરવામાં આવી હતી. તેમાં હિંદુસ્તાનમાં મુસ્લિમ લઘુમતીના હક્કોનું રક્ષણ કરવા માટે મુસ્લિમો તરફથી મિ. મહમદઅલી ઝીણાએ પણ ચૌદ મુદ્દાઓ રજૂ કર્યા હતા. એ મુદ્દાઓ નીચે મુજબ હતા:

૧. હિંદનું ભાવિ બંધારણ સમવાયતંત્રનું હોવું જોઈએ અને તેમાં પ્રાંતોને બાકીની (Residuary) સત્તા મળવી જોઈએ.

૨. બધા પ્રાંતોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ.

૩. બધી ધારાસભાઓમાં લઘુમતીઓના પ્રતિનિધિઓ પૂરતી સંખ્યામાં લેવા જોઈએ અને તેથી બહુમતીને કે યોગ્યતાને ધક્કો ન પહોંચવો જોઈએ.

૪. વડી ધારાસભામાં મુસ્લિમોના પ્રતિનિધિઓ ૧/૩ થી ઓછા ન હોવા જોઈએ.

૫. કોમી પ્રતિનિધિત્વ માટે સ્વતંત્ર મતદારમંડળો જ ચાલુ રાખવાં જોઈએ.

૬. પ્રાંતોની વહેંચણી ફરી કરવામાં આવે તો તેમાં પંજાબ, બંગાળ ને સરહદપ્રાંતની મુસ્લિમ બહુમતીને ધક્કો ન પહોંચવો જોઈએ.

૭. બધી કોમોને સંપૂર્ણ ધર્મસ્વાતંત્ર્ય મળવું જોઈએ.

૮. કોઈ પણ કોમના ૩/૪ પ્રતિનિધિઓ તે કોમને લગતા ઠરાવનો વિરોધ કરે તો તે ઠરાવ મંજૂર ન કરવો જોઈએ.

૯. મુંબઈ પ્રાંતથી સિંધને છૂટું પાડી દેવું જોઈએ.

૧૦. સરહદપ્રાંત અને બલુચિસ્તાનમાં બીજા પ્રાંતોની જેમ સુધારાઓનો અમલ થવો જોઈએ.

૧૧. મુસ્લિમોને નોકરીઓમાં અને સ્થાનિક સંસ્થાઓમાં પૂરતો હિસ્સો મળે એવી જોગવાઈ બંધારણમાં કરવી જોઈએ.

૧૨. મુસ્લિમ સંસ્કૃતિ, કેળવણી, ભાષા અને ધર્મ વગેરેના સંરક્ષણ માટે બંધારણમાં પૂરતી જોગવાઈ કરવી જોઈએ.

૧૩. વડી કે પ્રાંતીય કારોબારીમાં ઓછામાં ઓછા ૧/૩ મુસ્લિમ પ્રધાનો લેવા જોઈએ.

૧૪. હિંદી સમવાયતંત્રમાં આવતાં સંસ્થાનોની સંમતિ વગર વડી ધારાસભા બંધારણમાં ફેરફાર ન કરી શકે.

આ મુદ્દાઓ આગળ જતાં વધતા જ ગયા. ચૌદમાંથી ચાલીસ થયા અને આખરે એમાંથી પાકિસ્તાનની માગણી ઉદ્‌ભવી.

**Fourth Estate**—સમાજવાદી લેખોમાં 'મજૂર-વર્ગ' માટે આ શબ્દ વપરાય છે.

**Franchise**—મતાધિકાર.

અઢારમી સદીના ફ્રેંચ-રાજનીતિદર્શન( Political Philosophy )નો એ સિદ્ધાંત હતો કે દરેક નાગરિકને પોતાના પ્રતિનિધિ ચૂંટવાનો સ્વભાવિક અને વંશપરંપરાગત અધિકાર છે. એ વખતે મોટા મોટા ફ્રેંચ રાજનીતિજ્ઞ તત્ત્વવેત્તાઓનો એવો મત હતો કે સર્વસાધારણની ઇચ્છા એ જ સર્વોપરી સત્તા છે ( General will is sovereignty )અને જ્યાં સુધી બધા નાગરિકો પોતાના પ્રતિનિધિઓની ચૂંટણી દ્વારા એ ઇચ્છાના આવિષ્કારમાં ભાગ ન લે ત્યાં સુધી તે બરાબર પ્રગટ થઈ શકે નહિ. સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ આચાર્ય મોન્ટેસ્ક્યુ કહે છે કે જેઓને પોતાની ઇચ્છા જેવી વસ્તુ જ નથી એવી નીચી કક્ષાના માણસોને બાદ કરી બાકીના બધા જ માણસોને લોકોના પ્રતિનિધિઓ ચૂંટવાનો હક્ક હોવો જોઈએ. સુપ્રસિદ્ધ ફ્રેંચ વિદ્વાન તત્ત્વજ્ઞ રૂસોનો પણ એ જ મત હતો. ફ્રાંસની રાજ્યક્રાંતિના વખતના બીજા કેટલાયે વિદ્વાનોએ આ જ મતને ટેકો આપ્યો હતો. એ વખતનો રોબેસ્પિયર નામનો એક વિદ્વાન કહે છે કે, સર્વોપરી સત્તા (Sovereignty) લોકોમાં વાસ કરીને રહેલી છે અને દરેક નાગરિક, પછી તે ગમે તે હોય તોયે, તેને પ્રતિનિધિત્વમાં ભાગ લેવાનો અધિકાર છે. તેને અધિકાર છે કે જે કાયદાઓનું પાલન કરવાની તેના ઉપર ફરજ આવી પડે છે તેની રચનામાં તેનો યોગ્ય અવાજ હોય અને હિસ્સો હોય. એ જ વખતનો બીજો એક ફ્રેંચ વિદ્વાન કહે છે કે મતાધિકાર એ કુદરતની બક્ષિસ છે. દરેક નાગરિકને કુદરતની આ બક્ષિસનો ઉપભોગ કરવાનો નૈસર્ગિક અધિકાર છે, જો કે ફ્રાંસ દેશના વિદ્વાનોએ ઉપરના સિદ્ધાંતોનું ખૂબ ભારપૂર્વક મંડન કર્યું હતું, પણ દુઃખદાયક બીના એ હતી કે એ વખતના ખાસ ફ્રાંસના રાજ્યતંત્રમાં તેનો સ્વીકાર કે અમલ કરવામાં આવતો નહોતો. આજના પ્રગતિયુગમાં

પણ એક સ્વિટ્ઝર્લૅન્ડ સિવાય બીજા કોઈ દેશમાં જનસાધારણ-મતાધિકાર અમલમાં આવ્યો નથી. એક–બે સાધારણ અપવાદ સિવાય યુરોપ–અમેરિકાના ભિન્ન ભિન્ન દેશોની શાસનપદ્ધતિમાં મતાધિકાર થોડાં વિશિષ્ટ નિયમો અને શરતોને આધારે રાખવામાં આવ્યા છે. તેના ખુલાસા માટે અહીં જુદા જુદા દેશના મતાધિકારનો સંક્ષિપ્ત ઇતિહાસ આપવાનો પ્રયત્ન કર્યો છે.

ઇંગ્લંડમાં ઈ. સ. ૧૮૩૨ સુધી પાર્લમેંટના સભ્યને ચૂંટવાનો અધિકાર માત્ર ૪૦ શિલિંગની કે એથી વધારે સ્થાવર સંપત્તિ ધરાવનાર માણસને જ હતો. અહીં એ યાદ રાખવાની જરૂર છે કે એ વખતના ૪૦ શિલિંગનું મૂલ્ય અત્યારના ૪૦ શિલિંગ કરતાં ઘણું જ વધારે હતું. એ પછી જેમ જેમ રાજકીય વિચારોનો વિકાસ થતો ગયો તેમ તેમ બીજા દેશોની પેઠે ઇંગ્લંડની મતાધિકારની પદ્ધતિમાં પણ ફેરફાર થતો ગયો. આજે ઇંગ્લંડમાં મોટા ભાગના પ્રજાજનોને મત આપવાનો અધિકાર છે. માત્ર ઘરના નોકર, બ્રહ્મચારી ( જેઓ માતાપિતાને આશરે રહે છે અને જેને રહેવાનું બીજું કોઈ ઠેકાણું નથી ), હમેશાં ગમે ત્યાં આથડનારા રખડુ, ગાંડા, સજા પામેલા, અત્યંત ગરીબ વગેરે માણસો સિવાય બાકીના લગભગ તમામ પ્રજાજનોને ઇંગ્લંડમાં મતાધિકાર છે.

ફ્રાંસમાં પણ સજા પામેલા, ગુનેગારો, દેવાળિયા, સગીર વયનાં બાળકો તથા યુદ્ધમાં ગયેલા લશ્કરી સિપાહીઓ સિવાય બાકીના બધા પુરુષોને મતાધિકાર છે.

જર્મનીમાં પણ લગભગ બધા પુરુષોને મતાધિકાર છે; એટલું ખરું કે ત્યાં ઇંગ્લંડ અને ફ્રાંસ કરતાં મતદાતાઓની ઉંમર વધારે રાખવામાં આવી છે. ૨૫ વર્ષની ઉંમરે પહોંચ્યા સિવાય ત્યાં કોઈને મતાધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી. બીજા કેટલાયે દેશોની પેઠે અહીં પણ ગાંડા, દેવાળિયા, અત્યંત ગરીબ અને યુદ્ધમાં ગયેલા સિપાહીઓને મતાધિકાર હોતો નથી. ચૂંટણીના ખાસ વખત પહેલાં

મતદાતાઓનાં નામ ચૂંટણીના સૂચિપત્ર (Electoral List)માં લખવામાં આવે છે.

બેલ્જિયમમાં ઈ. સ. ૧૮૯૩માં બહુમતાધિકાર( Plural voting)ની પદ્ધતિ શરૂ થઈ હતી. બહુમતાધિકાર એટલે કોઈ ખાસ માણસને કોઈ ખાસ સ્થિતિ કે ગુણને કારણે એકથી વધારે મત આપવાનો અધિકાર પ્રાપ્ત થવો. આ ખાસ મતને વજનદાર મત ( Weighted vote) કહેવાય છે. એમ કહેવામાં આવે છે કે આ વજનદાર મતની પદ્ધતિ આમમતાધિકાર (Universal suffrage) ની પદ્ધતિમાંથી ઊભા થતા દોષો દૂર કરવા માટે શરૂ કરવામાં આવી હતી. વજનદાર મતાધિકારના હિમાયતીઓ કહે છે કે જગતમાં હમેશાં વિદ્વાન અને બુદ્ધિમાન માણસો કરતાં અજ્ઞાની અને મૂર્ખ લોકોની સંખ્યા વધારે જ હોય છે અને તેનું પરિણામ એ આવે છે કે ચૂંટણી કરવામાં વિદ્વાનો અને બુદ્ધિમાનો કરતાં અજ્ઞાની અને મૂર્ખ લોકોનું બળ વધી જાય છે. એથી કેટલાંયે અનિષ્ટો ઊભાં થાય છે. તેને અટકાવવા માટે કોઈ વિશિષ્ટ ગુણ ધરાવતા કે સ્થિતિસંપન્ન માણસને સાધારણ જનતાની સરખામણીમાં એકથી વધારે મત આપવા જોઈએ. એથી ઓછી સંખ્યાવાળા વિશિષ્ટ સ્થિતિ-ગુણ-સંપન્ન માણસો વધારે સંખ્યાવાળા અજ્ઞાની અને મૂર્ખ માણસોની સામે ઊભા રહીને સર્વમતાધિકારને લઈને અજ્ઞાનની મોટી સંખ્યાને કારણે જે અનિષ્ટો ઊભાં થાય છે તેને અંકુશમાં રાખી શકશે.

વજનદાર મતાધિકારની પદ્ધતિ પણ સાવ દોષરહિત છે એવું નથી. વજનદાર મતાધિકાર આપવાને માટે જે ખાસ ગુણો કે સ્થાનની આવશ્યકતા હોય છે તેની બરાબર તપાસ કરવા માટે કસોટી કઈ? એ ઉપરાંત પણ તેમાં જાતજાતની મુશ્કેલીઓ ઊભી થાય છે. જો કે અમુક દૃષ્ટિથી ત્યાં વજનદાર મતાધિકારની પદ્ધતિ ઠીક ચાલે છે પણ આજના પ્રગતિશીલ જગતની દાંડી એ બાજુ

નમતી નથી. આધુનિક જગતની ગતિ ખાસ કરીને આમમતાધિકાર ( Universal suffrage ) તરફ જ વધારે જાય છે.

ઘણીવાર એમ કહેવામાં આવે છે કે પ્રતિનિધિઓની ચૂંટણીમાં ભાગ લેવાનો દરેક નાગરિકનો વંશપરંપરાગત નૈસર્ગિક અધિકાર છે. પ્રજા જ સરકારની બધી શક્તિઓનો–તેના અસ્તિત્વનો–આધાર-સ્તંભ છે એ સ્થિતિમાં કેટલાયે રાજનીતિજ્ઞોના મત મુજબ કોઈ પણ સમજદાર માણસને મતાધિકારથી વંચિત નહિ રાખવો જોઈએ. અઢારમી સદીના ફ્રેંચ રાજનીતિજ્ઞોની પણ એવી જ માન્યતા હતી.

સુપ્રસિદ્ધ રાજનીતિવિશારદ જજ સ્ટોરી કહે છે કે, બધા જ પ્રજાજનો મતાધિકાર પ્રાપ્ત કરી શકે એ સંભવિત નથી લાગતું. આદર્શમાં આદર્શ પ્રજાતંત્રમાં પણ જેને મતાધિકાર પ્રાપ્ત થતો ન હોય એવા થોડાક માણસો તો રહી જ જાય છે. શું ગાંડાઓ, બાળકો, ગુનેગારો વગેરે અનેક પ્રકારના માણસોને પણ આદર્શ પ્રજાતંત્રમાં મતાધિકાર વિનાના નથી રાખવામાં આવતા ? એમના મત મુજબ તો કોઈ પણ પ્રકારનો ભેદ રાખ્યા વિના નિરપવાદરૂપે જો બધાને જ મતાધિકાર આપવામાં આવે તો રાજ્યનો અમલ એક રીતે સાવ અશક્ય જ બની જાય એથી મતાધિકાર જનતાની યોગ્યતા અને બુદ્ધિમત્તા ઉપર જ નિર્ભર રાખવામાં આવે એ જ યોગ્ય છે. એટલું ખરું કે મતાધિકારના શિક્ષણની ઉપાધિ (Degree), મોટી પદવી કે ધનનો પ્રતિબંધ રાખવામાં નહિ આવવો જોઈએ. દરેક સુધરેલા દેશમાંથી આવા અયોગ્ય અને અન્યાયી પ્રતિબંધો દૂર થતા જાય છે એ ખુશી થવા જેવું છે. જ્હોન સ્ટુઅર્ટ મિલ વગેરે બીજા કેટલાક સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞો જો કે મતાધિકાર માટે શિક્ષણની અમુક અમુક ડિગ્રીઓ જરૂરી છે એમ નથી માનતા, પણ એક વસ્તુ ઉપર તો તેઓ ખૂબ ભાર મૂકે છે અને તે એ કે મત-

દાતાઓ માત્ર લખી-વાંચી જાણે એટલું જ બસ નથી પણ તેમને બીજું વ્યવહારિક જ્ઞાન પણ હોવું જોઈએ. મિલ મહાશય કહે છે:

"જે લોકોને લખવા-વાંચવાનું અને સામાન્ય હિસાબ-કિતાબનું પણ જ્ઞાન ન હોય એવા માણસોને મતાધિકાર આપવો હું અયોગ્ય સમજું છું. મતાધિકાર માટે લોકોને માત્ર લખતાં-વાચતાં આવડવાની અને સામાન્ય હિસાબ-કિતાબના જ્ઞાનની જ જરૂર નહિ પણ એ ઉપરાંત તેને સાધારણ ઇતિહાસનું અને જગતની રાજકીય પરિસ્થિતિનું પણ થોડુંઘણું જ્ઞાન હોવું જોઈએ." આગળ ચાલતાં એ કહે છે કે, "જે લોકો કર આપે છે તેઓને ચૂંટણીમાં કર ન ભરનારાઓ કરતાં કંઈ વિશેષ અધિકારો મળવા જોઈએ."

સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક લેકી મહાશયે 'Democracy and Liberty' નામના ગ્રંથમાં અજ્ઞાનીઓના હાથમાં શાસનની સત્તા ચાલી જવાથી ઉત્પન્ન થતાં અનિષ્ટો દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. તેણે આમમતાધિકારને બુદ્ધિમત્તાપૂર્ણ અને ઉપયોગી નથી બતાવ્યો. તે કહે છે કે, શાસનની છેલ્લી સત્તા સૌથી વધારે દરિદ્ર, અજ્ઞાની અને અયોગ્ય માણસો (અને એવા જ માણસો-ની સંખ્યા સૌથી વધારે છે)ના હાથમાં ચાલી જશે તો મનુષ્ય-જાતિનું એથી ભારે મોટું નુકસાન થશે. જગતનું યોગ્યતાપૂર્વક સંચાલન કરવામાં બુદ્ધિ જેટલી સફળ થઈ શકે છે તેટલી સફળ માત્ર સંખ્યા થઈ શકતી નથી. એ જ રીતે હેન્રી મૅન વગેરે કેટલાયે પ્રખ્યાત વિદ્વાનોએ આમમતાધિકારનો વિરોધ કર્યો છે. તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, મતાધિકાર માટે કોઈ ને કોઈ જાતની મર્યાદા તો આંકવી જ જોઈએ.

આમ હોવા છતાં આમમતાધિકારને જગતના આગળ પડતા દેશો બહુ ઝડપથી અપનાવી રહ્યા છે. એ બધામાં યુરોપ સૌથી મોખરે છે. કેટલાયે વિદ્વાનોનું એમ કહેવું છે કે, જગતમાં કેળવણીનો

પ્રચાર દિવસે દિવસે ખૂબ ખૂબ વધતો જાય છે. યુરોપ–અમેરિકામાં લગભગ બધે જ ઠેકાણે ફરજિયાત શિક્ષણનો પ્રચાર છે. માણસજાતની માનસિક તેમ જ બૌદ્ધિક સ્થિતિનો વિકાસ થઈ રહ્યો છે. ચારેબાજુ જ્ઞાનનાં અજવાળાં પથરાવા લાગ્યાં છે. એ પરિસ્થિતિમાં એટલું ચોક્કસ કહી શકાય કે આમમતાધિકારમાં ભૂતકાળમાં જેટલાં અનિષ્ટ તત્ત્વો હતાં તેટલાં વર્તમાનકાળમાં નથી રહ્યાં અને ભવિષ્યમાં તો તે પણ સાવ નાબૂદ થઈ જશે. ‘મતાધિકાર પહેલાં સામાન્ય જ્ઞાન મેળવવું જરૂરી છે’ એ મિલ મહાશયના કથન સાથે તો દરેક બુદ્ધિશાળી માણસ સહમત જ હોય એમાં શંકા નથી.

Free—સ્વતંત્ર; આઝાદ; સ્વાધીન.

Free City—સ્વતંત્ર નગર. ઈ. સ. ૧૯૧૯થી ડેન્ઝિગ સ્વતંત્ર નગર ગણાતું હતું. મધ્યયુગમાં જર્મની અને ઇટલીમાં આવાં સ્વતંત્ર નગર ઘણાં હતાં.

Free Church—બિનસરકારી પ્રોટેસ્ટંટ દેવળ.

Free Hold—માફી-જમીન. [ રાજનીતિજ્ઞ.

Free Lance—જે કોઈ પણ પક્ષમાં જોડાયેલો ન હોય એવો

Free Man—સ્વતંત્ર નાગરિક.

Free Port—મુક્તદ્વાર બંદર; નિઃશુલ્ક બંદર; જ્યાં માલની આયાત-નિકાસ પર કોઈ પણ જાતની જકાત લેવામાં ન આવે એવું બંદર, જે એક સ્ટેટે બીજા સ્ટેટને આપ્યું હોય. ચીનમાં શાંગહાઈ, હોંગકોંગ વગેરે આ પ્રકારનાં બંદર છે.

Free Thinker—સ્વતંત્ર વિચારક. [ વિચારપ્રણાલી.

Free Thought—સ્વતંત્ર વિચારસરણી; સ્વતંત્ર વિચારધારા; સ્વતંત્ર

Free Trade—અબાધિત વ્યાપાર; નિઃશુલ્ક વ્યાપાર; જેમાં આયાત-નિકાસ ઉપર જકાત નાખવામાં ન આવી હોય એવો વેપાર. મૂડીવાદના ઊગમકાળે આ સિદ્ધાંતનું સમર્થન થયું હતું, પણ

ઔદ્યોગિક વિકાસ જેમ જેમ થતો ગયો તેમ તેમ આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં ઊભા રહેવા માટે આ નીતિનો ત્યાગ થવા લાગ્યો અને છેવટે તો બધા જ દેશોમાં મોટી જકાતી દીવાલો ઊભી થઈ ગઈ.

Free Will—સ્વતંત્ર ઇચ્છાશક્તિ.

Free Breakfast Table—ખાદ્ય પદાર્થો ઉપર નાખવામાં આવનાર કરની વિરુદ્ધ ચલાવવામાં આવેલું આંદોલન.

Freedom—સ્વતંત્રતા; સ્વાધીનતા; આઝાદી.

Freedom of Action—કાર્યસ્વાતંત્ર્ય.

Freedom of Speech—વાણીસ્વાતંત્ર્ય.

Freedom of Thought—વિચારસ્વાતંત્ર્ય.

Free Towns—સ્વતંત્ર નગર, જે નગરમાં પોતાનું જ શાસન હોય. ગ્રેટબ્રિટનમાં હૅમ્બર્ગ, લ્યુબેક વગેરે એ જાતનાં સ્વતંત્ર નગરો છે.

Free Love—મુક્તપ્રેમ; સ્વચ્છંદી પ્રેમ; અબાધિત પ્રેમ. પ્લેટો, ફૌરિયર, શેલી, વિલિયમ મોરિસ, બેલ્ફોર્ટ બૅક્સ વગેરે પશ્ચિમના રાજનીતિજ્ઞ દાર્શનિકો-કવિઓ મુકતપ્રેમના હિમાયતીઓ હતા. કેટલાયે સમાજવાદીઓ પણ આની હિમાયત કરે છે. કેટલાયે તત્ત્વવેત્તાઓ કુટુંબપ્રથાની ઉપયોગિતા સ્વીકાર્યા પછી પણ એવો વિચાર ધરાવે છે કે ફરજિયાત પ્રેમની પ્રથાને સમાજમાંથી જલદી નાબૂદ કરી દેવી જોઈએ અને લગ્નપ્રથાને સામાજિક તેમ જ રાજકીય બંધનોથી મુકત કરી દેવી જોઈએ. [જર્મન શબ્દ.

Fuhrer—હેર હિટલરે ગ્રહણ કરેલો ખિતાબ; 'નેતા' માટેનો

Function—કાર્ય; વ્યાપાર.

Function, State—રાજ્યકાર્ય.

Fundamental Rights—મૂળભૂત અધિકારો; મૌલિક અધિકારો.

Futurism—ભવિષ્યવાદ.

# G

Gandhism—ગાંધીવાદ; મહાત્મા ગાંધીજી દ્વારા પ્રચારેલો વાદ અથવા મત. સમસ્ત વિશ્વમાં વિશ્વબંધુત્વ તથા વિશ્વપ્રેમની ભાવનાનો પ્રચાર કરવો તથા અત્યાચારોનો અહિંસાની શુદ્ધ ભાવના દ્વારા વિરોધ કરી અત્યાચારીનું દિલ જીતી લઈ તેનો હૃદયપલટો કરવો એ ગાંધીવાદનું મુખ્ય ધ્યેય છે. જો કે ગાંધીજી પોતે જ અનેક વાદો અને મતોથી ભરેલા આ જગતમાં એક નવા વાદનો ઉમેરો કરી વિતંડાવાદનું કારણ ઊભું કરવા માગતા નથી. તેમણે ઘણીવાર કહ્યું છે કે મારે જગતને નવું આપવાનું કંઈ છે નહિ. સત્ય અને અહિંસા જુગજૂનાં છે. અહિંસા દ્વારા સત્યનો સાક્ષાત્કાર કરવો એ મારા જીવનનું ધ્યેય છે અને દરેકનું જીવનધ્યેય એ જ હોઈ શકે. આ વસ્તુ સનાતનકાળથી ચાલી આવી છે. તે પ્રમાણે જીવનમાં અમલ કરવાનો ગાંધીજીએ પ્રમાણિક પ્રયત્ન કર્યો છે અને બીજાઓ એમ કરે એ જ એમની ઇચ્છા છે.

Gaol—જેલ; કારાવાસ; કારાગાર; કેદખાનું.

Gaoler—જેલર; કેદખાનાનો દરોગો.

Garden Cities—ઉદ્યાનનગર; મજૂરોને આરોગ્યપ્રદ વાતાવરણમાં વસાવવાના ઉદ્દેશથી રચવામાં આવેલાં નગર.

Garden Party—ઉદ્યાનમાં આપવામાં આવેલો અલ્પાહાર; ઉજાણી.

Garrison—નગરરક્ષક સેના-દળ.

Garrisoning—કિલ્લામાં દારૂગોળો તથા ફોજ એકઠી કરવી.

Garrotte—જે યંત્ર વડે સ્પેનમાં ગળું દાબીને ફાંસીની સજા અપાય છે તે યંત્ર.

[ અધ્યક્ષ.

Garter King of Arms—લશ્કરી કોલેજનો કાર્યકર પ્રમુખ–

Garter, The most noble order of the—નાઈટહૂડની સૌથી ઊંચી ઉપાધિ, જેની સ્થાપના ઈંગ્લંડના સમ્રાટ જ્યૉર્જ ત્રીજાએ કરી હતી.

General—સેનાપતિ; લશ્કરી અમલદાર.

General Assembly—સામાન્ય પરિષદ.

Generalissimo—અનેક સેનાઓનો સંયુક્ત સેનાપતિ.

General Staff—લશ્કરી અમલદારો; લશ્કરી અમલદારોની સમિતિ.

General Strike—આમ-હડતાળ; પૂર્ણ હડતાળ. ઈ. સ. ૧૮૩૪ના એપ્રિલની ૫મી તારીખે સૌથી પહેલાં 'Herald Rights of Industry' આ શબ્દનો ઉપયોગ થયો હતો. હિંદુસ્તાનમાં પહેલી મોટી આમ-હડતાળ ૧૯૨૮માં મુંબઈના મિલ-મજૂરોએ પાડી હતી.

Geneva, The Congress of—ઈ. સ. ૧૮૬૭ના સપ્ટેંબર મહિનામાં આ મહાસભાનું પ્રથમ અધિવેશન મળ્યું હતું અને તેમાં જુદા જુદા દેશના ૧૦૦ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો.

Geneva Convention—જીનિવાની સંધિ. ઈ. સ. ૧૮૬૪માં આ સંધિ થઈ હતી. તેના ઉપર યુરોપનાં મોટાં મોટાં રાજ્યોએ સહી કરી હતી. તેમાં યુદ્ધમાં ઘાયલ થયેલાનું રક્ષણ અને યુદ્ધમાં ક્રૂર સાધનો ન વાપરવાના નિયમો બનાવવામાં આવ્યા હતા.

Gentleman-at-Arms—બ્રિટિશ સમ્રાટના અંગરક્ષકો.

Geographical Unity—ભૌગોલિક એકતા.

Geopolitics—ભૌગોલિક રાજનીતિ; ભૌગોલિક રાજકારણ.

Georgian—ઈંગ્લંડના પાંચ જ્યૉર્જ નામના રાજાઓના રાજ્ય સંબંધી.

Gerrymander—ચૂંટણીના પ્રદેશનું પરિવર્તન; કોઈ પક્ષના લાભમાં ચૂંટણીના પ્રદેશની અદલાબદલી કરવી.

Gestapo—જર્મનીની છૂપી પોલીસ. ઈ. સ. ૧૯૩૩માં હિટલર સત્તા ઉપર આવ્યો ત્યારે આ ખાતાનું સંગઠન કરવામાં આવ્યું હતું. તેનો ઉદ્દેશ નાઝી-વિરોધી પક્ષોને કચડી નાખવાનો હતો.

Gold Reserve—સુવર્ણસંચય; સોનાનો સંચય કરી તેને અનામત રાખવું તે. સારી દુનિયામાં જેટલું સોનું છે તેમાં સૌથી વધારે સોનું અમેરિકાનાં સંયુક્ત રાષ્ટ્ર, ગ્રેટબ્રિટન તથા ફ્રાન્સ પાસે છે. સ્વિટ્ઝર્લૅંડ તથા હોલેંડની પાસે પણ ઘણું સોનું હતું. ઈ. સ. ૧૯૩૯માં બૅંક ઑફ ઇંગ્લંડની પાસે ૬૦૦૦,૦૦૦,૦૦ પાઉંડ તથા અમેરિકાની ફેડરલ રિઝર્વ બૅંકની પાસે ૧૨૭૦૦૦૦,૦૦૦ ડૉલર કિંમતનું સોનું હતું. [ સોનાનું હોય તે.

Gold Standard—સુવર્ણનું ધોરણ; દેશનું ચલણ કાયદેસર રીતે

Govern—શાસન કરવું; રાજ્ય કરવું; અમલ ચલાવવો; હકૂમત કરવી.

Government—સરકાર; અમલ; હકૂમત; શાસન. સરકાર રાજ્યનું એવું અંગ છે જેની દ્વારા રાજ્યની સત્તા અથવા ઇચ્છા પ્રકટ થાય છે અને જે રાજ્યની શક્તિઓનું સંચાલન કરે છે. પ્રોફેસર સીલીના શબ્દોમાં સરકાર અથવા શાસન રાજ્યની એ વ્યવસ્થા છે જે દ્વારા તેની શક્તિઓ પ્રકટ થાય છે. [ શાસન.

Government, Central—મધ્યસ્થ સરકાર; કેંદ્રવર્તી સરકાર-

Government, Federal—સંઘસરકાર; સંઘશાસન; સમવાયી સરકાર. [ સ્વરાજ્ય.

Government, Local-self—સ્થાનીય સ્વાયત્ત શાસન; સ્થાનિક

Government of India—હિંદી સરકાર; ભારતીય સરકાર.

Government Pleader—સરકારી વકીલ.

Government, Provincial—પ્રાંતીય સરકાર; પ્રાંતિક સરકાર

Government, Responsible—જવાબદાર સરકાર; ઉત્તરદાયી રાજશાસન; જવાબદાર રાજ્યતંત્ર.

Government Services—સરકારી નોકરીઓ.

Governor—શાસક; પ્રાંતનો મુખ્ય શાસક; હાકેમ. [વાઈસરૉય.

Governor-General—વડો હાકેમ; હિંદુસ્તાનનો મુખ્ય શાસક;

Governor-General-in Council—સમિતિ સહિતનો ગવર્નર-જનરલ. ગવર્નર-જનરલ જ્યારે પોતાની સલાહકારક સમિતિ—પ્રધાનોની સમિતિ-થી કાર્ય કરે ત્યારે તેને માટે વાપરવામાં આવતો શબ્દ.

Governor, Special Powers and Responsibilities of—ગવર્નરનાં વિશિષ્ટ અધિકારો અને જવાબદારીઓ.

Governor's Provinces—ગવર્નરો દ્વારા શાસિત પ્રાંત.

Guild Socialism—મહાજનીય સમાજવાદ; સમિતિ-સમાજવાદ. રાજકારણનો સુપ્રસિદ્ધ આધુનિક વિદ્વાન લેખક જી. ડી. એચ. કોલ ગિલ્ડ સોશિયેલિઝમની નીચે પ્રમાણે વ્યાખ્યા કરે છે: એક ખાસ પ્રકારનો સમાજવાદ, જેમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય કે ઉદ્યોગધંધાનું નિયંત્રણ રાજ્ય અને મજૂરો(state)ના સહકારથી થવું જોઈએ. આ સમાજવાદ રાજ્યની જરૂરિયાતનો તો સ્વીકાર કરે છે, એમ છતાં પણ તે એમ માને છે કે સમાજમાં સુખદાયી પરિવર્તન કરવા માટે ઔદ્યોગિક શક્તિ મુખ્યત્વે કરીને મજૂરોના હાથમાં હોવી જરૂરી છે. આ સિદ્ધાંત તમામ સત્તા સરકારના હાથમાં દેવાની વિરુદ્ધ છે. આ વાદ સ્વતંત્રતાનો ઉપાસક છે. ઉપર જણાવ્યા મુજબ મુખ્ય સત્તા મજૂરોના હાથમાં હોવી જોઈએ એ માગણી તે જોરશોરથી કરે છે.

સમાજવાદનું આ રૂપ ઈ. સ. ૧૯૦૦માં હોબ્સન, એ. જે. પેંટી વગેરે મહાપુરુષો દ્વારા ઈંગ્લંડમાં અસ્તિત્વમાં આવ્યું હતું. કોલ મહાશયે તેને વધારે લોકપ્રિય બનાવ્યું.

G. P. W.—સોવિયેટ રશિયાની છૂપી પોલીસ.

# H

**Habeas Corpus**—ઈંગ્લંડનો વ્યક્તિસ્વાતંત્ર્યનું રક્ષણ કરનાર એક ખાસ કાયદો, જે ઈ. સ. ૧૬૭૯માં ઘડવામાં આવ્યો હતો. એ કાયદા મુજબ કોઈ પણ માણસ ઉપર કાયદેસર કામ ચલાવ્યા વિના એને જેલમાં પૂરવામાં આવતો નહિ.

**Hague Conference**—હેગ-પરિષદ. રશિયાના ભૂતપૂર્વ ઝારના નિમંત્રણથી ઈ. સ. ૧૮૯૯માં હેગ-પરિષદની બેઠક બોલાવવામાં આવી હતી. તેમાં કેટલાયે આંતરરાષ્ટ્રીય કજિયાઓનો નિકાલ અને યુદ્ધને લગતા નિયમોનો નિર્ણય કરવામાં આવ્યો હતો. શસ્ત્રાસ્ત્રોને મર્યાદિત કરી યુદ્ધની શક્યતા જેમ બને તેમ કેમ ઓછી થાય તેની અહીં વિચારણા ચાલી હતી.

**Hansard**--પાર્લમેંટની કાર્યવાહીનો સરકારી અહેવાલ.

**Hare's Scheme of Representation**—હેર નામના માણસની ચૂંટણીની યોજના અથવા પદ્ધતિ. આ પદ્ધતિનો હેતુ એ છે કે મતદારો ભલે ને ગમે ત્યાં વિખરાયેલા હોય તોપણ બધા એક થઈ પોતાની સંખ્યાની બહુમતીથી એવા ઉમેદવારની ચૂંટણી કરે, જે બ્રિટિશ પાર્લમેંટમાં તેમનું પ્રતિનિધિત્વ રજૂ કરે.

**Hellene**—આધુનિક યુનાનની પ્રજા; યુનાની પ્રજા.

**Hellenism**—યુનાની સભ્યતા; યુનાની વાક્પદ્ધતિ.

**Hellenist**—યુનાની ન હોવા છતાં તેની ભાષા વગેરેનો પ્રયોગ કરનાર વ્યક્તિ.

**Hereditary Monarchy**—વંશાનુગત રાજ્યપદ્ધતિ; પરંપરાગત રાજ્યપદ્ધતિ; જેમાં વારસાગત રાજ્યગાદી આપવાનો રિવાજ હોય એવી રાજ્યપદ્ધતિ; જેમાં રાજાના મરી ગયા પછી તેના દીકરાને રાજ્ય મળતું હોય તેવી પદ્ધતિ.

**History, Materialistic Interpretation of**—ઇતિહાસનું

ભૌતિક સ્પષ્ટીકરણ; ભૌતિક તથ્યો ઉપર થનારા ઐતિહાસિક વિકાસનું સ્પષ્ટીકરણ. માર્ક્સ વગેરે સમાજવાદીઓનો એવો મત છે કે ઇતિહાસનો વિકાસ અને માનવસમાજની ઉન્નતિનો આધાર મુખ્યત્વે ભૌતિક બાબતોને આધારે જ થાય છે.

Hitlerism—હિટલરવાદ; હિટલરે ચાલુ કરેલો રાજકીય સિદ્ધાંત. આ સિદ્ધાંત ફાસીઝમને ઘણો મળતો આવે છે.

Hitler Youth—હિટલરનું યુવકસંગઠન. આ નાઝીદળની એક શાખા છે. ૧૪થી માંડીને ૨૧ વર્ષ સુધીના દરેક જુવાનને આ દળમાં ફરજિયાત રીતે જોડાવું જ જોઈએ એવો નિયમ છે. તેના સભ્યોને ફરજિયાત લશ્કરી તાલીમ લેવી પડે છે. આ યુવકોમાં નાઝીવાદની જુસ્સાત્મક ભાવના ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે.

Holy-Alliance—પવિત્ર મિત્રસંઘ.

Home Office—ગૃહવિભાગ; ઇંગ્લંડનું એક સરકારી ખાતું, જેનું કામ શાંતિ સ્થાપવાનું તથા ગુનાઓ નાબૂદ કરવાનું છે.

Home Charges—ગૃહ-કર; હિંદી સરકારે ઇંગ્લંડને આપવી પડતી કરની રકમ. આ રકમ વ્યાજ, લશ્કરી ખર્ચ, રેલવેની આવક, છૂટક સિવિલ કરો તથા દીવાની રાજકારભારના ખર્ચ માટે આપવાની હોય છે. હિંદુસ્તાનને લગભગ ૩૦૦,૦૦,૦૦૦ પાઉંડ દર વર્ષે આપવાના હોય છે. ભારતવર્ષની તમામ આવકનો લગભગ ¼ એમાં જાય છે. કેટલાયે લેખકોએ આ પદ્ધતિની સામે સખત ઝુંબેશ ઉઠાવી છે અને તેની સખત સમાલોચના કરી છે.

Home Rule—સ્વરાજ્ય.

Home Rule Movement:—આ નામ પહેલાં તો આયર્લેંડની સ્વાતંત્ર્યની લડતને આપવામાં આવતું હતું. ૧૮૦૦માં ગ્રેટબ્રિટન અને

આયર્લૅંડની પાર્લમેંટનું જોડાણ થયા પછી આ લડત જોસભેર ચાલતી હતી. ત્યાગ અને બલિદાનથી એ કથાનો ઇતિહાસ ભર્યો છે. અંતે મહાયુદ્ધ પછી આયર્લૅંડને સ્વતંત્ર પાર્લમેંટ મળી છે અને 'આયરિશ ફ્રી સ્ટેટ'ની રચના થઈ છે.

હિંદુસ્તાનમાં પણ એનીબિસેન્ટે હોમરૂલ–ચળવળનો આરંભ કર્યો હતો. પછી મહાસભાનો આમસંપર્ક વધ્યો ત્યારથી એ ચળવળ બંધ પડી. હિંદુસ્તાનને સંસ્થાનિક સ્વરાજ્ય અપાવવાનું એ ચળવળનું ધ્યેય હતું.

Home-Estimates—ઇંગ્લંડનો કોશ; વિલાયતનો ખજાનો.

House of Commons—આમસભા; ઇંગ્લંડની આમ–સભા; ગ્રેટબ્રિટનની સૌથી મોટામાં મોટી કાયદા ઘડનારી સંસ્થા પાર્લમેંટ છે. આધુનિક કાળની બીજા દેશોની પ્રતિનિધિ–સંસ્થાઓમાં આ સૌથી જૂની છે અને કેટલાયે દેશોએ તેના નમૂના પ્રમાણે પોતાની પ્રતિનિધિ–સંસ્થાઓ રચી છે. તેથી એને પાર્લમેંટોની માતા ( Mother of Parliaments ) પણ કહેવામાં આવે છે. તેમાં બે વિભાગ છે–આમની સભા ( House of Commons ) અને બીજી ઉમરાવોની સભા ( House of Lords ). આમની સભાના બધા સભ્યો ચૂંટાયેલા હોય છે. તેની સંખ્યા ૬૧૫ની છે. આ સભ્યો નીચે જણાવેલા પ્રદેશોના પ્રતિનિધિ તરીકે ચૂંટાયલા હોય છે.

૪૯૩ ઇંગ્લંડ અને વેલ્સના.
૭૪ સ્કૉટલૅન્ડના
૪૮ ઉત્તર આયર્લૅંડના

આ સભ્યોની ચૂંટણી દર પાંચ વરસે કરવામાં આવે છે. આ વખતની મુદ્દત પાર્લમેંટની આજ્ઞાથી વધારી શકાય છે. વડાપ્રધાનની સિફારસથી સમ્રાટ પાંચ વર્ષની પહેલાં પણ નવી ચૂંટણી કરી શકે છે.

દરેક સભાસદને વાણીસ્વાતંત્ર્યનો અધિકાર છે, એટલે કે

તેના ઉપર પોતાના ભાષણને માટે રાજદ્રોહ અથવા માનહાનિનો મુકદ્દમો માંડવામાં આવતો નથી. વળી દીવાની મામલામાં તેને ગિરફતાર કરવામાં આવતો નથી. ઈ. સ. ૧૯૧૧થી દરેક સભાસદને દર વરસે ૪૦૦ પાઉંડ વેતન તરીકે આપવામાં આવે છે.

House of Lords—ઈંગ્લંડની ઉમરાવ-સભા. આ સભામાં અમીર-ઉમરાવો કે મોટા જાગીરદારો જ હોય છે. તેના સભાસદોની સંખ્યા લગભગ ૭૦૦ છે. બધા સભાસદોનું વિવરણ આ પ્રમાણે છે :

૩ શાહીવંશના ઉમરાવો, ૨ મુખ્ય વડા પાદરી (Arch-bishop), ૨૪ વડા પાદરી (Bishop), ૬૧૩ સંયુક્ત રાજ્યના ઉમરાવો (એમાં ૧૮ ડ્યુક, ૨૯ માર્ક્વિસ, ૧૨૪ અર્લ, ૬૪ વાઇ-કાઉંટ, ૩૭૮ બૅરન) ૬ સ્કૉટલૅંડના ઉમરાવ, જે દરેક પાર્લમેંટની શરૂઆતમાં ચૂંટાય છે), ૨૮ આયર્લૅંડના ઉમરાવોના પ્રતિનિધિ (જે આજન્મ ચૂંટાય છે), ૬ ન્યાયાધીશ ઉમરાવ (જે આજન્મ ચૂંટાય છે).

ઉમરાવ-સભાનું કામ સાડા ચાર વાગે શરૂ થાય છે અને આઠ વાગ્યા સુધીમાં પૂરું થાય છે. દરેક કાચો ખરડો (Bill) સમ્રાટ પાસે મંજૂરી મેળવવા માટે મોકલ્યા પહેલાં ઉમરાવ-સભામાં જુદી જુદી મંજિલ પસાર કરે છે. અર્થ-નાણાં-સંબંધી કાચા ખરડાઓ (Bills) પહેલાં ઉમરાવ-સભામાં રજૂ કરવામાં આવતા નથી. એ સિવાય બીજા બધા ખરડાઓ પહેલાં આમની સભામાં રજૂ કરવામાં આવે છે અને પછી ઉમરાવ-સભામાં.

ઉમરાવ-સભાને નાણાંવિષયક ખરડાઓ (Bills) ઉપર કંઈ અધિકાર ન હોવાથી તેનો પ્રધાનમંડળ ઉપર પણ કોઈ જાતનો નિયંત્રિત અંકુશ હોતો નથી. પ્રધાનમંડળ પોતાના રાજકારભાર માટે આમની સભાને જવાબદાર છે, ઉમરાવ-સભાને નહિ. જો

કોઈ વાર પ્રધાનમંડળ કોઈ ઠરાવ સંબંધી ઉમરાવ–સભામાં હારી જાય તો તેને રાજીનામું આપવાની જરૂર નથી.

ન્યાયકાર્યસંબંધી ઉમરાવ–સભાને કેટલાક એવા અધિકારો મળેલા છે જે આમસભાને નથી મળ્યા. કોઈ પણ ઉમરાવની રાજદ્રોહી અથવા બીજા ઘોર અપરાધ સંબંધી તપાસ ઉમરાવ-સભામાં જ થાય છે. ઉમરાવોના જાગીર સાથે સંબંધ ધરાવનાર મુકદ્દમાઓનો ફેંસલો પણ ઉમરાવ-સભામાં જ થાય છે. જો આમની સભા કોઈ ઉપર મુકદ્દમો ચલાવવા માગતી હોય તો તે ઉમરાવ-સભામાં જ ચાલી શકે છે. બ્રિટિશ સંયુક્ત રાજ્યની સૌથી મોટી અપીલ આ સભામાં સાંભળવામાં આવે છે. ઉપરના ન્યાયકાર્ય માટે ૭ ઉમરાવોની નિમણૂક કરવામાં આવે છે. તેને અપીલ સાંભળનાર ઉમરાવ ( Lords of Appeal ) કહેવાય છે. કોઈ પણ ન્યાયકાર્ય વખતે તેમાંથી ઓછામાં ઓછા ત્રણ જણાની હાજરી અવશ્ય જોઈએ જ.

Housing Policy—ગૃહનિર્માણનીતિ; સ્વચ્છ, સુઘડ અને હવા-પ્રકાશવાળાં મકાનો બાંધવાની નીતિ. ઈ. સ. ૧૯૧૯ થી આજ સુધીમાં ઈંગ્લંડમાં ગરીબોને માટે ૩૫૦૦૦૦૦ સ્વચ્છ, સુંદર તથા આરોગ્યવર્ધક ઘર બનાવવામાં આવ્યાં હતાં, તેમાં અર્ધાં ઘરો સરકારી મદદથી બનાવ્યાં હતાં. દરેક સુધરેલી અને પ્રજાહિતેચ્છુ સરકારનું એ કર્તવ્ય ગણાય છે કે તેઓ ગંદાં અને અનારોગ્યવર્ધક ઘરને બદલે સ્વચ્છ, સુઘડ અને આરોગ્યવર્ધક ઘરો બનાવવાની નીતિ ગ્રહણ કરે.

House Tax—ઘરવેરો; દરેક ઘર ઉપર નાખવામાં આવતો કર.

Humanism—માનવતા; માનવતાનો ધર્મ; માનવહિતવાદ.

Humanitarianism—માનવહિતવાદ; મનુષ્યપ્રેમ એ જ માનવ-જીવનમાં આદર્શ હોવો જોઈએ તથા મનુષ્યે મનુષ્ય પ્રત્યે પ્રેમથી વર્તવું જોઈએ એવું પ્રતિપાદન કરતો તાત્ત્વિક, સામાજિક અને નૈતિક સિદ્ધાંત.

## I

Ideal—આદર્શ; ભાવનાત્મક.

Ideal Government—આદર્શ રાજતંત્ર.

Idealism—આદર્શવાદ; ધ્યેયવાદ; ભાવનાવાદ.

Idealist—આદર્શવાદી; ભાવનાવાદી.

Ideology—ભાવનાશાસ્ત્ર; ભાવનાવિજ્ઞાન.

Identical Proposition—અભિન્ન વિધાન; એકસરખું વિધાન.

Impasse—ગતિ-અવરોધ; રુકાવટ.

Impeachment—દોષારોપણ; અભિયોગ. રાજ્યની વિરુદ્ધ કોઈ પણ પ્રકારનો ગુનો કરવા માટે પાર્લમેંટ અથવા કોઈ એવી ઊંચી અદાલત આગળ જે કેસ ચલાવવામાં આવે છે તેને માટે આ શબ્દ વપરાય છે. હિંદુસ્તાનના ભૂતપૂર્વ ગવર્નર-જનરલ વૉરન હેસ્ટિંગ્ઝ, બેકન તથા લૉર્ડ મેલવિલ ઉપર આ પ્રકારના મુકદ્દમાઓ બ્રિટિશ પાર્લમેંટ આગળ ચલાવવામાં આવ્યા હતા.

Imperial—સામ્રાજ્યસંબંધી.

Imperial Conference—સામ્રાજ્યપરિષદ; શાહી પરિષદ.

Imperial Court—શાહી કચેરી.

Imperial City—શાહી નગર.

Imperial Federation—સામ્રાજ્યસંઘ.

Imperial Interest—શાહી હિતો; શાહી સ્વાર્થ.

Imperial Preference—સામ્રાજ્યની અંદર બનાવવામાં આવેલા માલને વધારે સગવડો આપવાની નીતિ; સામ્રાજ્ય-સરકારની નીતિ, જેમાં તે પોતાના સામ્રાજ્યમાં બનેલા માલનો વધારે પ્રચાર થાય એ હેતુથી જકાત વગેરેમાં વધારે સગવડો આપે છે.

૧૯૩૨માં ઓટાવામાં સામ્રાજ્યનાં રાષ્ટ્રોની પરિષદ મળી હતી અને તેણે આ નીતિનો સ્વીકાર કર્યો હતો. હિંદી ધારાસભાના

વિરોધ છતાંયે એ નીતિ હિંદ ઉપર ઠોકી બેસાડવામાં આવી હતી, પરિણામે આજે બ્રિટનના માલ ઉપર બીજા દેશોના માલ કરતાં ઓછી જકાત પડે છે.

Imperialism—સામ્રાજ્યવાદ; શાહીવાદ. વર્તમાન સામ્રાજ્યવાદનો જન્મ અઢારમા શતકમાં થયો ગણાય. ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે જે મોટા પ્રમાણનું ઉત્પાદન થવા લાગ્યું તેને માટે બજાર શોધવાની જરૂરમાંથી આ સામ્રાજ્યવાદનો જન્મ થયો છે અને એ બજારો માટેની હરીફાઈમાંથી જ સામ્રાજ્યવાદી યુદ્ધો થાય છે.

Imperialist—સામ્રાજ્યવાદી; શાહીવાદી.

Impositions—જબરજસ્તીથી નાખવામાં આવેલા કર; પ્રજાની ઇચ્છા વિરુદ્ધ જોરજુલમથી નાખવામાં આવેલા કર.

I. M. R. O.—મેસિડોનિયાનું ક્રાંતિકારી સંગઠન.

Incendiary Bombs—સળગી ઊઠે તેવા બૉંબ; જ્વાલોત્પાદક બૉંબ; [ દાહક બૉંબ.

Income Tax—આવકવેરો; આયકર; આયપતવેરો.

Incremental Time Scales—વેતનવૃદ્ધિનો સમય.

Indenture—એકરારનામું; પ્રતિજ્ઞાપત્ર.

Indentured Labour—કરારિત કૂલીપ્રથા.

Indemnity—ક્ષતિપૂર્તિ; નુકસાન-ભરપાઈ.

Independence—સ્વતંત્રતા; સ્વાધીનતા; આઝાદી.

Independent Labour Party—સ્વતંત્ર મજૂરપક્ષ.

Indian Head—હિંદી ભેજું.

Indianisation—ભારતીયકરણ; હિંદીકરણ.

Indianisation of Army—હિંદી સેનાનું રાષ્ટ્રીયકરણ.

Indianisation of Public Services—હિંદની સરકારી નોકરીઓનું હિંદીકરણ-ભારતીયકરણ.

**India Office**—ભારતમંત્રીની ઑફિસ; ઇંગ્લંડમાંનું ભારતમંત્રીનું [ કાર્યાલય.

**Indifferentism**—તટસ્થતાવાદ.

**Individualism**—વ્યક્તિવાદ; વ્યક્તિસ્વાતંત્ર્યવાદ.

પાશ્ચાત્ય લેખકોના મત મુજબ વ્યક્તિવાદની ઉત્પત્તિ અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થઈ હતી. એ વખતે યુરોપમાં સરકારી શાસન બહુ કડક રીતે ચાલતું હતું. વ્યક્તિસ્વાતંત્ર્યનું નામ-નિશાન નહોતું. પરિણામે ત્યાં પ્રતિક્રિયા શરૂ થઈ. એ વખતે ફિઝિયોક્રેટના અનુયાયી અર્થશાસ્ત્રવિશારદોએ એવી જાતનો વિચાર પ્રગટ કર્યો કે રાજ્યના ઉદ્યોગધંધાને માટે કોઈ પણ જાતની શરતો કરીને લોકોના આર્થિક વ્યાપારમાં કોઈ પણ જાતના અંતરાયો નાખવા નહિ જોઈએ. તેનું કામ તો જેથી કરીને દેશનું ઉત્પાદન વધે એવા કુદરતના નિયમોનું રક્ષણ કરવાનું હોવું જોઈએ. ફિઝિયોક્રેટના મતના અનુયાયીઓએ રાજ્યની ઉચ્ચ સત્તા ઉપર પણ પ્રહારો કર્યા હતા. તેઓએ ઉદ્યોગ અને વ્યાપારમાં સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ એવો દાવો રજૂ કર્યો હતો. સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રી ઍડમ સ્મિથે પોતાના પ્રખ્યાત ગ્રંથ 'Wealth of the Nations'માં એ મતનું જોરપૂર્વક સમર્થન કરીને લખ્યું હતું કે રાજ્યે લોકોની આર્થિક બાબતમાં માથું મારવું નહિ જોઈએ. એ પછી રિકાર્ડો તથા માલ્થસ નામના અંગ્રેજ ગ્રંથકારોએ તેમ જ બૉસ્ટિયેટ, ડી. ટાન્કવેવીલે ( De. Tanqueville ), ડૂનાયર, લિયાન્સે વગેરે ફ્રેંચ લેખકોએ તથા કાન્ટ ( Kant ), ફિચ ( Fichte ), વિલિયમ હૅમ્બોલ્ટ ( Wilihelm Humboltdt ) વગેરે જર્મન તત્ત્વજ્ઞોએ પણ આ જ મતનું સમર્થન કર્યું હતું. આ મહાશયો પછી પણ લેબોલે ( Laboulaye ), માઇકેલ, હર્બર્ટ સ્પૅન્સર, જૉન સ્ટુઅર્ટ મિલ, સ્મિથ વડ્‌ઝવર્થ વગેરે કેટલાયે વિખ્યાત મહાપુરુષો આ જ મતના સમર્થકો હતા.

સૌથી પહેલાં ઈ. સ. ૧૭૯૧માં વિલિયમ હૅમ્બોલ્ટે એક ગ્રંથ

લખ્યો હતો. તેમાં તેણે ખૂબ જોરશોરથી એવું પ્રતિપાદન કર્યું હતું કે, " જ્યાં સુધી બને ત્યાં સુધી સરકારે ઓછામાં ઓછું શાસન ચલાવવું જોઈએ. જે સૌથી ઓછામાં ઓછા રાજકીય અંકુશો મૂકે તે સરકાર સૌથી વધારે સારી. ( That Government is best which governs the least. ) સરકારનું સૌથી પહેલું કર્તવ્ય એ છે કે તે રાજ્યની વ્યક્તિઓના વ્યક્તિત્વનો સૌથી પહેલાં વિકાસ કરે. "

ઈંગ્લંડના મહાન દાર્શનિક હર્બર્ટ સ્પૅન્સરે વ્યક્તિવાદનું ખૂબ ભારપૂર્વક સમર્થન કર્યું છે. તે કહે છે કે, " રાજ્યનું અસ્તિત્વ મનુષ્યના પરંપરાગત અહંભાવ ( Egoism ) તથા વિકૃતિ-(Perversity)નું પરિણામ છે. એથી રાજ્ય રક્ષક છે તેના કરતાં ક્યાંયે વધારે ભક્ષક છે. " આગળ ચાલતાં તે કહે છેઃ " મનુષ્યને અધર્મના ચોકઠામાં ગોઠવી દેવામાં આવ્યો છે એ વાત સાચી હોય કે ખોટી, પણ એક વાત ચોક્કસ છે કે રાજ્યની ઉત્પત્તિ આક્રમણમાંથી થઈ છે. રાજ્યની સ્થાપના મનુષ્યના દુષ્પ્રકૃતિ-જનિત કાર્યની આડે યોગ્ય અવરોધ ઊભો કરવા તથા એક મનુષ્યને બીજા મનુષ્યના અત્યાચારોથી બચાવી લેવા માટે થઈ છે. એથી જ્યારે સમાજ તેની સંપૂર્ણ નૈતિક સ્થિતિએ પહોંચી જશે ત્યારે રાજ્યતંત્રની કાંઈ જરૂર રહેશે નહિ.........તાત્ત્વિક દૃષ્ટિએ સરકાર દુરાચારી (Immoral) છે. અપરાધનું અસ્તિત્વ છે એટલા જ માટે તેનું અસ્તિત્વ છે ? શું અપરાધો દૂર થતાં જ સરકારે પણ દૂર થઈ જવાની જરૂર નથી ?......સરકારનું અસ્તિત્વ કાયમને માટે ટકી રહેવું જોઈએ એમ વિચાર કરવો એ ભૂલ છે. "

આગળ ચાલતાં સ્પૅન્સરે એમ બતાવ્યું છે કે વેપાર અને વાણિજ્ય માટે સરકારને કાયદાઓ બનાવવાનો કોઈ અધિકાર નથી. સાથે સાથે કવૉરૅન્ટીન, રજિસ્ટ્રેશનનો કાયદો, ફરજિયાત શિક્ષણ વગેરે કામ પણ સ્પૅન્સરના મત પ્રમાણે સરકારનાં નથી,

આ કામ લોકોએ જાતે જ કરવાનાં છે. સ્પેન્સરના મત પ્રમાણે રાજ્યને માત્ર ત્યાં જ હસ્તક્ષેપ કરવાનો અધિકાર છે જ્યાં કોઈનાં હિતો ઉપર હુમલો થતો હોય.

સ્પેન્સરની પેઠે જ બીજા કેટલાયે વિદ્વાનોએ વ્યક્તિવાદનું સમર્થન કર્યું છે. તેઓ કહે છે કે, રાજ્યે વ્યક્તિની સ્વતંત્રતામાં વિઘ્ન નહિ નાખવું જોઈએ. તેને એવી રીતે સ્વતંત્ર છોડી દેવો જોઈએ કે તે પોતાના જીવન અથવા અસ્તિત્વના ઉદ્દેશો બરાબર સમજી શકે. જ્યાં સુધી કોઈ વ્યક્તિની સ્વતંત્રતાથી બીજાની સ્વતંત્રતા લોપાય નહિ ત્યાં સુધી રાજ્યને તે વ્યક્તિની સ્વતંત્રતામાં અંતરાય નાખવાનો અધિકાર નથી. કાન્ટ, ફિચ, હમ્બોલ્ટ, જ્હોન સ્ટુઅર્ટ મિલ વગેરે રાજનીતિવિશારદોએ ભારપૂર્વક એવું પ્રતિપાદન કર્યું છે કે, વ્યક્તિમાં રહેલી બધી શક્તિઓનો એક સાથે વિકાસ કરવા માટે તેની સ્વતંત્રતામાં ઓછામાં ઓછા અંતરાયો નાખવાની જરૂર છે, કારણ કે તેની સ્વાધીનતામાં જેટલા અંતરાયો નાખવામાં આવશે તેટલી જ તેની ઉન્નતિ તથા સ્વાવલંબનની શક્તિઓ ઓછી થશે અને તેની જવાબદારી નિર્બળ બનશે તથા તેની શક્તિઓનો હ્રાસ થશે, અને પરિણામે તેનું ચરિત્ર ખોટું થશે. જ્હોન સ્ટુઅર્ટ મિલે પણ કહ્યું છે કે સરકારી જુલ્મ( Excess of Government )થી વ્યક્તિની માનસિક શક્તિના વિકાસમાં હાનિ પહોંચે છે અને તેથી માણસને પોતાની નિર્ણયશક્તિ પ્રમાણે કામ કરવામાં અંતરાય ઊભા થાય છે. ખુલ્લી હરીફાઈ મનુષ્યની સર્વોત્તમ શક્યતાઓ( possibilities )નો વિકાસ કરે છે, તેની સર્જનશક્તિને વિકસિત કરે છે અને તેનામાં સ્વાશ્રયી વૃત્તિ દૃઢ કરે છે. આ જ દલીલો કરીને વ્યક્તિવાદીઓ કહે છે કે, સર્વોત્તમ સંસ્કૃતિનો વિકાસ વ્યક્તિવાદને પ્રાધાન્ય આપવાથી જ થઈ શકે છે. જે લોકોનાં કાર્યોમાં રાજ્ય માથું મારે છે અથવા જે લોકો વાતવાતમાં સહાય માટે રાજ્યની સામે હાથ લંબાવે છે તેઓ કદી ઉન્નતિ સાધી શકતા નથી.

એ ઉપરાંત પણ વ્યક્તિવાદીઓ એમ કહે છે કે, અમારો સિદ્ધાંત શાસ્ત્ર( Science )નાં ઊંડાંમાં ઊંડાં તત્ત્વો ઉપર જ આધાર રાખે છે. તે વિકાસવાદનાં તત્ત્વો સાથે મેળ ખાય છે. આ જ એક એવો સિદ્ધાંત છે જે જગતમાં ચાલતા આર્થિક યુદ્ધમાં યોગ્યતાની જીત કરાવે છે. વ્યક્તિવાદનો મત છે કે સ્વાર્થ ( Self-interest ) મનુષ્યની પ્રવૃત્તિનું સર્વવ્યાપી તત્ત્વ છે. દરેક માણસ જેટલી સારી રીતે પોતાના લાભોને સમજે છે તેટલી સારી રીતે બીજી કોઈ સરકાર પણ નથી સમજતી. વ્યક્તિવાદ સાફ સાફ જાહેર કરે છે કે, દરેક માણસને પોતાના પગ ઉપર ઊભો રહેવા દેવો જોઈએ, પછી જોઈએ તો તે ઊભો રહી શકે કે પડી જાય, તેને પોતાનું ભાગ્ય ઘડવામાં રાજ્યે મદદ આપવાની જરૂર નથી. કોઈ પણ માણસને અસહાય દશામાં છોડી દઈએ તો તે જીવનસંગ્રામમાં જીવતો રહેવા માટે લાયક છે કે નહિ તેની પરીક્ષા થઈ જશે. જો તે જીવતો રહેવા માટે લાયક હશે તો પોતાનો રસ્તો પોતે જ શોધી કાઢશે, નહિ તો તેનું અસ્તિત્વ મટી જશે. એ રીતે જગતમાં યોગ્ય અને સમર્થ માણસોનું અસ્તિત્વ જ ટકી અયોગ્ય અને અસમર્થ માણસો પોતાની મેળે જ ખલાસ થઈ જશે. એથી સમાજનું મોટું હિત સધાશે, કારણ કે પછી તો તે યોગ્ય અને સમર્થ મનુષ્યોના એકમાત્ર સમુદાય તરીકે જ રહેશે.

વ્યક્તિવાદના સમર્થકો એવું પ્રતિપાદન કરે છે કે, વ્યક્તિવાદના પાયાનું મંડાણ અત્યંત ગંભીર આર્થિક તત્ત્વો ઉપર થયેલું છે. એમ કહેવામાં આવે છે કે, ખાનગી વ્યક્તિના હાથમાં ઉદ્યોગધંધાઓ હોવાથી જેટલાં સારાં પરિણામો આવે છે તેટલાં રાજ્યના હાથમાં હોવાથી નથી આવતાં, કારણ કે એમાં વ્યક્તિનો પોતાનો સ્વાર્થ સમાયેલો હોવાથી તે પોતાની તમામ શક્તિઓ અને યોગ્યતા એ ઉદ્યોગની ઉન્નતિને માટે ખરચી નાખશે. પોતાનો ઉદ્યોગ કેમ આગળ વધે તેના નવા નવા ઉપાયો તેને સૂઝે છે. એથી ઉત્પન્ન

પણ વધે છે અને વ્યક્તિની શક્તિઓને માર્ગ મળવાથી તે ખૂબ ખીલી ઊઠે છે.

વ્યક્તિવાદીઓ રાજ્યની સર્વજ્ઞતા ( Omnicience ) સ્વીકારતા નથી. તેઓ એમ નથી માનતા કે વ્યક્તિઓની જરૂરિયાતોને જેટલી સારી રીતે ખુદ વ્યક્તિ સમજી શકે છે એથી વધારે સારી રીતે રાજ્ય સમજી શકે છે. તેમના મત પ્રમાણે રાજ્યમાં વ્યક્તિઓથી વધારે શોધકબુદ્ધિ નથી હોતી, કારણ કે રાજ્ય પણ વ્યક્તિઓથી જ બન્યું છે ને !

Individualist—વ્યક્તિવાદી; વ્યક્તિવાદનું સમર્થન કરનાર માણુસ.

Industrialism—ઔદ્યોગિકવાદ; ઉદ્યોગવાદ.

Industrial Reserve Army—અનામત ઔદ્યોગિક સેના; અનામત મજૂરસેના. માકર્સે આ શબ્દો એવા લોકોને માટે વાપર્યા છે, જે વધારેપડતી વસ્તીને લીધે નહિ પરંતુ મૂડીવાદી ઉત્પાદનપ્રથાને લીધે બેકાર થઈ ગયા છે. ઔદ્યોગિક ઉત્પાદનપદ્ધતિમાં યંત્રોના ઉપયોગને કારણે બેકારોની સંખ્યા વધતી જાય છે. માકર્સના મત મુજબ મૂડીવાદીઓ આ વધી ગયેલી બેકારીનો લાભ પોતાનો સ્વાર્થ સાધવામાં ઉઠાવે છે. તેઓ મજૂરોનો પગાર ઘટાડી વધારે નફો કરવાનો પ્રયત્ન કરે છે.

Industrial Revolution—ઔદ્યોગિક ક્રાન્તિ; અઢારમા સૈકામાં નવાં યંત્રોની શોધો થવાથી ઉત્પાદનની પદ્ધતિમાં જે મોટા ફેરફાર થયા તેને માટે આ શબ્દો વપરાય છે. [ મનોવૃત્તિ; લઘુતાગ્રંથિ.

Inferiority Complex—આત્મલઘુતાની મનોવૃત્તિ; નીચાપણાની

Initiative—સ્વિટ્ઝર્લૅન્ડના શાસનની એક ખાસ પદ્ધતિ, જે મુજબ કોઈ પણ ૫૦,૦૦૦ મતદારો કોઈ પણ કાયદામાં ફેરફાર કરવાની માગણી કરી શકે છે.

Instinct of Self-preservation—આત્મરક્ષણની સહજવૃત્તિ.

Integral Socialism—આદર્શવાદી સમાજવાદ. આ શબ્દોનો ઉપયોગ સૌથી પહેલાં બૅનોઇટ મેલન, ડે. પેપ અને લાવ્રેરાવ વગેરેએ કર્યો હતો. આ સમાજવાદનું બીજું નામ Idealist Socialism પણ છે. તેના સિદ્ધાંતો માર્ક્સ અને એન્જેલે પ્રચલિત કરેલા વૈજ્ઞાનિક સમાજવાદ(Scientific Socialism)ની વિરુદ્ધ છે. તેનો ઉદ્દેશ માત્ર મજૂરોનું જ નહિ, પણ સમસ્ત દુ:ખી માનવજાતિનું ભલું કરવાનો છે. વૈજ્ઞાનિક સમાજવાદ મનુષ્યજાતિના એક વિભાગ-મજૂરો—નું હિત સાધવા માટે કામ કરે છે, પણ આદર્શ-વાદી સમાજવાદનું ધ્યેય બધા દુ:ખી માણસોનું ભલું કરવાનું છે; પછી ભલે તે ગમે તે પક્ષના હોય. રાજ્યકર્તા કોમનો કોઈ માણસ અથવા મૂડીદારોમાંથી પણ કોઈ દુ:ખી હશે તો 'આદર્શ સમાજ-વાદ' તેમનું એ દુ:ખ દૂર કરવાનું પોતાનું પરમ કર્તવ્ય છે એમ માનશે, જ્યારે વૈજ્ઞાનિક સમાજવાદ એમ નહિ માને. વળી આદર્શ-વાદી સમાજવાદ 'વર્ગયુદ્ધ'ની સાવ વિરુદ્ધ છે. તે તો સમસ્ત માનવજાતિ-જેમાં બધા વર્ગોનો સમાવેશ થઈ જાય છે-વચ્ચે પ્રેમની અવિરત ધારા વહેવડાવવા માગે છે.

Integrity—પૂર્ણતા.

Intellectualism—બુદ્ધિવાદ. [સમાચાર-વિભાગ.

Intelligence Department—છૂપીપોલીસખાતું; છૂપીપોલીસનો

Internment—નજરકેદ.

International—આંતરરાષ્ટ્રીય.

International Government—આંતરરાષ્ટ્રીય સરકાર.

Internationalism—આંતરરાષ્ટ્રીયતા; આંતરરાષ્ટ્રીયતાની ભાવના સ્વદેશાભિમાનની ભાવનાથી ઊંચી છે. તેનો હેતુ એ છે કે માણસ

પોતાના દેશ પ્રત્યે પ્રેમ કરતો છતો વિશ્વના બધા દેશોના માણસો સાથે પણ પ્રેમ રાખે, એટલું જ નહિ પણ જ્યાં વિશ્વહિત અને દેશહિત અથડામણમાં આવે ત્યાં પોતે દેશહિતનો ભોગ આપે. મહાત્મા ગાંધીજી, કવિવર રવીન્દ્રનાથ ઠાકુર તેમ જ પશ્ચિમના કેટલાયે વિચારકો આ મતના સમર્થકો છે.

International Labour Organisation—આંતરરાષ્ટ્રીય મજૂર-સંગઠન; આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ.

International Law—આંતરરાષ્ટ્રીય કાયદો; આંતરરાષ્ટ્રીય વિધાન; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વ્યવહારોનું નિયમન કરનાર કાયદો.

International Movement—આંતરરાષ્ટ્રીય સમાજવાદી ખાસ આંદોલન, જેમાં કેટલાયે દેશોના સમાજવાદીઓ જોડાયેલા છે. આ જાતનું સૌથી પહેલું આંદોલન કાર્લમાર્ક્સે શરૂ કર્યું હતું અને તેમાં તેણે સૌથી પ્રથમ સમાજવાદી કાર્યક્રમ રજૂ કર્યો હતો. તેનું સૌથી છેલ્લું આંદોલન રશિયાના મૉસ્કો નગરમાં થયું હતું. તેનો ઉદ્દેશ મજૂરો અને ખેડૂતો દ્વારા વિશ્વવ્યાપી ક્રાંતિ કરવાનો હતો. [ રાજનીતિ.

International Politics—આંતરરાષ્ટ્રીય રાજકારણ; આંતરરાષ્ટ્રીય

Internationals—સમાજવાદીઓની આંતરરાષ્ટ્રીય સમિતિઓ.

International Workingmen's Association—આંતર-રાષ્ટ્રીય મજૂરસંઘ

Intervention—હસ્તક્ષેપ; દખલગીરી

Intransigeants—ગરમ રાજકીય દળ; ઉગ્ર રાજકીય દળ. દરેક દેશના શાસનની સામે તે દેશના ઉગ્ર મત ધરાવનારા માણસો જે વિરોધી મત ધરાવે છે તેને માટે આ શબ્દ વપરાય છે. [ આયર્લેંડ.

I. R. A.—આયર્લેંડનો પ્રજાકીય પક્ષ; રિપબ્લિકન આર્મિ ઑફ

Iron Guard—રૂમાનિયાનું ખાસ નાઝીદળ; રૂમાનિયાનું લોખંડી નાઝીદળ.

Isolationism—પૃથક્કૃતાવાદ; જુદા રહેવાની નીતિ. અમેરિકાની એક રાજકીય નીતિ, જેમાં એવો મત ધરાવવામાં આવે છે કે અમેરિકાએ યુરોપના ઝઘડાથી દૂર રહેવું જોઈએ.

## J

Jacobean—ઇંગ્લંડના રાજા જેમ્સ પહેલાના રાજ્યઅમલના વખતના.

Jacobin—પારિસના ઈ. સ. ૧૭૮૯ના ક્રાંતિકારી મંડળનો સભાસદ.

Jingoism—હુમલાખોર સામ્રાજ્યવાદ; સામ્રાજ્યવાદી દાદાગીરી.

John Bull—બ્રિટન; બ્રિટિશ સામ્રાજ્યવાદ.

Joint Committee—સંયુક્ત સમિતિ.

Journalism—પત્રકારિત્વ; પત્રકારકલા.

Judiciary—ન્યાયકર્તાસમૂહ; ન્યાયમૂર્તિઓનું મંડળ.

Juris-consult, Jurist —કાયદો જાણનાર; સ્મૃતિજ્ઞ.

Jurisdical—ન્યાયવિધાન સંબંધી; કાયદા સંબંધી; કાનૂની.

Jurisdiction—અધિકારક્ષેત્ર; હકૂમત.

Jurisprudence—સ્મૃતિશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર; ધારાશાસ્ત્ર; શાસનવિજ્ઞાન.

Jurisprudent—ન્યાયનિપુણ; ધારાશાસ્ત્રી.

Justice—ન્યાય; ન્યાયવિચાર; ન્યાયકર્તા; ન્યાયાધીશ.

Justify—ન્યાય્ય ઠરાવવું; પ્રમાણિત કરવું; સમર્થન કરવું; વાજબી છે—ન્યાયી છે એમ બતાવવું.

Juvenile Courts—બાળકો અથવા સગીર વયના છોકરાઓ માટેનાં [ન્યાયાલયો.

## K

**Karelia**—સ્વશાસિત સોવિયેટ રિપબ્લિક, જે સોવિયેટ રશિયા અને ફિન્લેંડની સરહદ પાસે આવેલું છે. તેમાં ફિનિશ લોકોની વસ્તી પણ છે. ફિન્લેંડે રશિયાને જે નવો પ્રદેશ આપ્યો તેનો આમાં સમાવેશ થઈ જાય છે. સોવિયેટ-સંઘના ઘણા મહત્ત્વના ઔદ્યોગિક મથક લેનીનગ્રેડથી તદ્દન નિકટનો આ ભાગ છે એટલે રક્ષણાત્મક દૃષ્ટિએ સોવિયેટ-સંઘને તેની ઘણી જરૂર હતી.

**Kellogg Pact**—કેલૉગ-કરાર. આ એક આંતરરાષ્ટ્રીય કરાર છે. ઈ. સ. ૧૯૨૮માં અમેરિકાના એ વખતના વિદેશમંત્રી ફ્રેંક બી. કેલૉગે એ ઘડયો હતો. આ કરાર ઉપર જગતનાં જુદાં જુદાં રાષ્ટ્રોના પ્રતિનિધિઓએ સહી કરી હતી. આ કરારમાં યુદ્ધ પ્રત્યે તિરસ્કારનો ભાવ પ્રગટ કરવામાં આવ્યો હતો અને એમ પણ કહેવામાં આવ્યું હતું કે આંતરરાષ્ટ્રીય કજિયાઓ પતાવવા માટે યુદ્ધ યોગ્ય સાધન લાગતું નથી. આ ઝઘડાઓનો આપસઆપસમાં સમજૂતી અને મેળ કરી લઈને નિકાલ લાવવો જોઈએ.

**King**—રાજા.

**King Craft**—રાજ્યશાસનની કળા-કુશળતા; રાજ્યઅમલનું કૌશલ્ય.

**Kingdom**—રાજ્ય.

**King Emperor**—બ્રિટિશ સમ્રાટ.

**King's Bench**—ઇંગ્લંડની વડી અદાલતનો એક વિભાગ.

**Kingship**—રાજત્વ; રાજપદ.

**Knight**—સરદાર; યોદ્ધો.

**Knightage**—સરદારવર્ગ.

**Knighthood**—નાઈટની પદવી.

**Kropotkin**—રશિયાનો એક જબરજસ્ત અરાજકવાદી મહાપુરુષ.

**Kuo Min Tang**—ચીનનું પ્રગતિશીલ રાષ્ટ્રીય દળ; આજે જે સત્તા રાજ્ય ચલાવે છે તે મંડળ. આ મંડળ, આપણી મહાસભાને મળતું છે.

# L

Labour—(૧) શ્રમ; મજૂરી; ઉદ્યોગ; પરિશ્રમ. (૨) શ્રમજીવી સમાજ; મજૂર.

અર્થશાસ્ત્રની પરિભાષામાં ઉત્પત્તિ, સંરક્ષણ અને વહેંચણીનાં કાર્યમાં ખરચવામાં આવેલી શક્તિને શ્રમ અથવા મહેનત કહે છે. સમૂહવાદી ( Collectivists ) એવું પ્રતિપાદન કરે છે કે કેવળ શ્રમ જ ઉત્પત્તિનું સાધન છે અને એ જ સંપત્તિ ઉત્પન્ન કરે છે. એથી કોઈ પણ વસ્તુનું મૂલ્ય તેને ઉત્પન્ન કરવામાં લાગેલા શ્રમના પ્રમાણ ઉપરથી જ ઠરાવવું જોઈએ. તેને 'શ્રમ-મૂલ્ય' (Labour-value) કહેવામાં આવે છે. માકર્સનો શ્રમ સંબંધી સિદ્ધાંત સ્મિથ અને રિકાર્ડોના સિદ્ધાંત ઉપર નિર્ભર છે. એડમ સ્મિથ કહે છે કે, "મૂલ્ય નક્કી કરવા માટે માત્ર શ્રમ જ એક માત્ર અંતિમ અને વાસ્તવિક માપ છે." સમાજવાદીઓ શ્રમને જ બધી સંપત્તિનું મૂળ ગણે છે.

Labour Cost-value—શ્રમમૂલક મૂલ્ય; વસ્તુ ઉત્પન્ન કરવા માટે જે શ્રમ કરવામાં આવે છે અને એ શ્રમના ધોરણથી વસ્તુનું જે મૂલ્ય કરવામાં આવે છે તેને માટે આ શબ્દપ્રયોગ થાય છે.

Labour Day--મજૂરદિન. યુરોપના કેટલાયે દેશોમાં-ખાસ કરીને સોવિયેટ રશિયામાં-મે મહિનાની પહેલી તારીખ મજૂરદિન તરીકે ઊજવાય છે. એ દિવસે શ્રમજીવીઓનાં સરઘસ, સભાઓ અને બીજી જાતનાં પ્રદર્શનો દ્વારા મજૂરોનું સંગઠન અને પ્રચાર કરવામાં આવે છે.

Labour, Division of--શ્રમવિભાગ; શ્રમવિભાજન.

Labour Exchange—શ્રમવિનિમય. શ્રમવિનિમયની કલ્પના સૌથી પહેલાં રોબર્ટ ઓવનના મગજમાંથી નીકળી. આ સંસ્થાઓ

વસ્તુઓ ઉત્પન્ન કરનાર મજૂરોની સગવડ માટે શરૂ કરવામાં આવી હતી. આ સંસ્થાઓ દ્વારા વસ્તુઓનો વિનિમય સરળતા અને સુગમતાથી થઈ શકે એ હેતુ હતો. આ જાતની સંસ્થાઓ ફ્રાન્સ ઇટલી વગેરે દેશોમાં છે અને ત્યાંની સરકારોએ તે સ્થાપી છે. સૌથી પ્રસિદ્ધ શ્રમ-વિનિમય-સંસ્થા પારિસની છે. તે ઈ. સ. ૧૮૮૭માં સ્થાપવામાં આવી હતી.

Labour, Knights of—શ્રમ-સરદાર-સમિતિ. આ સમિતિ અમેરિકાના મજૂરોએ સ્થાપી હતી. તેનો ઉદ્દેશ મજૂરોને ઔદ્યોગિક અને સામાજિક શિક્ષણ આપવાનો તથા મૂડીવાદીઓની વિરુદ્ધ મજૂરોનું સંગઠન કરવાનો છે. આ સંસ્થાના ઉત્પાદકોનો મત છે કે યંત્રકલાનો વિકાસ જેમ જેમ વધતો જશે તેમ તેમ કુશળ શ્રમ અને અકુશળ શ્રમ વચ્ચેનો ભેદ ટળી જશે. તેનો ઉદ્દેશ મજૂરોને તેની અવનત સ્થિતિમાંથી ઊંચે લાવવાનો તેમ જ મૂડીદારોથી તેમનું રક્ષણ કરવાનો છે. આ સંસ્થાના અનુયાયીઓ જો કે સામ્યવાદની ભાવનાઓ રાખે છે, પણ તેઓ વર્ગયુદ્ધની વિરુદ્ધ છે.

Labour, Ministry of—મજૂર-મંત્રી-મંડળ; એવી જાતનું પ્રધાન-મંડળ જેમાં મુખ્યત્વે મજૂરપક્ષના પ્રધાનો હોય.

Labour Monopoly—શ્રમનો અધિકાર; શ્રમનો ઇજારો.

Labour, Normal day of—શ્રમ-દિવસ. આધુનિક રાજનીતિજ્ઞોનો મત છે કે મજૂરોના શ્રમ-દિવસના નિયમિત કલાકો નક્કી કરવા જોઈએ, એટલે કે મજૂરોને કેટલા કલાક કામ કરવાનું એ નક્કી થઈ જવું જોઈએ. અત્યારે સામાન્ય રીતે સુધરેલા દેશોમાં મજૂરો માટે લગભગ આઠ કલાકનો કામ કરવાનો દિવસ ગણાય છે. પશ્ચિમના દેશોની સરકારોએ આ સંબંધી કાયદાઓ ઘડ્યા છે.

Labour Party—મજૂરપક્ષ; ઇંગ્લંડનો ખાસ રાજકીય પક્ષ, જેની

સ્થાપના ઈ. સ. ૧૮૯૩માં કરવામાં આવી હતી. તેનો ઉદ્દેશ મજૂર-પક્ષનાં હિતો અને સ્વાર્થોનું રક્ષણ કરવાનો હતો.

Labour Question—શ્રમ સંબંધી પ્રશ્ન; જેમાં શ્રમજીવીઓનાં હિતાહિતનો સંબંધ છે એવો પ્રશ્ન.

Labour, Stolen—ચોરાયેલો શ્રમ. કાર્લ માર્કસે આ શબ્દપ્રયોગ કર્યો હતો. તે કહે છે કે મજૂરોને એટલો ઓછો પગાર આપવામાં આવે છે કે જેથી કરીને તેનું ગુજરાન પણ માંડમાંડ ચાલે છે. એક જગાએ તેણે લખ્યું છે: "જો છ કલાક કામ કરીને મજૂર પોતે સારી રીતે જીવનનિર્વાહ કરી શકે એવું કમાતો હોય તો એથી વધારે કરવામાં આવેલા શ્રમનો બદલો તેને ન મળતાં મૂડીદારને મળે છે, એટલે કે તેનો આ વધારાનો શ્રમ તેની પાસેથી ચોરીથી છીનવી લેવામાં આવ્યો છે."

Labour Time—શ્રમ-સમય. સમાજવાદીઓનો એ સિદ્ધાંત છે કે મૂલ્યનો એકમ ( Unit of Value ) સિક્કો નહિ પણ શ્રમનું પ્રમાણ ( Quantity of Labour ) હોવો જોઈએ. આ મતના સમર્થકોમાં જ્હોન બેલર, રોબર્ટ ઓવેન તથા જ્હોન ગ્રેનાં નામો ઉલ્લેખનીય છે. આ પદ્ધતિ પ્રમાણે દરેક મજૂરને પોતે કરેલી મજૂરીના પ્રમાણની એક નોટ આપવામાં આવે છે. આ નોટ વટાવવાથી તેણે જેટલો પરિશ્રમ કર્યો હોય તેટલી વસ્તુઓ તેને મળી જાય છે.

Labour Time, Necessary—આવશ્યક શ્રમ-સમય; મજૂરીનો જરૂરી વખત; કામ કરવા માટે જોઈતો આવશ્યક વખત.

Labour Value—શ્રમમૂલ્ય. સમાજવાદનો એક ખાસ સિદ્ધાંત, જે એમ પ્રતિપાદન કરે છે કે વસ્તુઓનું મૂલ્ય તેની ઉત્પત્તિમાં ખરચેલા શ્રમના પ્રમાણમાં ગણાવું જોઈએ.

Lagthing—નોર્વેની ઉપલી ધારાસભા (Upper House); નોર્વેની ઉપલી પ્રતિનિધિસભા.

Laissez Faire—સ્વૈરતંત્ર; વ્યક્તિવાદનું સમર્થન કરનાર સિદ્ધાંત, જે કહે છે કે થોડી મર્યાદાઓ રાખ્યા પછી મનુષ્ય પોતાનું મનધાર્યું કામ કરવા માટે સ્વતંત્ર છે. તેનો સિદ્ધાંત વ્યક્તિવાદના સિદ્ધાંતોને મળતો આવે છે. [જનતાનો અધિકાર હોય.

Lammas Lands—ખુલ્લી જમીનો, જેના ઉપર સાર્વસાધારણ

Land Banks—ભૂમિ બેંક; કૃષિ બેંક. તેની સ્થાપના સૌથી પહેલાં જર્મનીમાં ઈ. સ. ૧૮૪૯માં થઇ હતી. તેનો ઉદ્દેશ અમીર-ઉમરાવોને જેવી આર્થિક સગવડો મળતી હોય છે એવી જ સગવડો ખેડૂતો અને બીજા ગરીબોને પૂરી પાડવાનો હતો. આ જાતની બેંકોને સારી સફળતા મળી. જર્મનીનો દાખલો લઈ ઑસ્ટ્રિયા, હંગેરી, ઇટલી, સ્વિટ્ઝર્લેંડ, રૂમાનિયા, ડેન્માર્ક, બલ્ગેરિયા, બેલ્જિયમ તથા હોલેંડ વગેરે દેશોમાં પણ તેની સ્થાપના થઈ હતી. હિંદુસ્તાન, ચીન, જાપાન, રશિયા, ફ્રાન્સ અને ગ્રેટબ્રિટનમાં પણ આવી બેંકો સ્થાપવામાં આવી હતી.

Land Legislation—જમીન સંબંધી કાયદો.

Land-lord—જમીનદાર; ભૂપતિ.

Land-lordism—જમીનદારી; ભૂસ્વામિત્વ.

Land Mark—સીમાચિહ્ન.

Land Nationalism—જમીનનું રાષ્ટ્રીયકરણ. એક ખાસ સિદ્ધાંત, જે એમ પ્રતિપાદન કરે છે કે જમીન ઉપર કોઈ પણ વ્યક્તિનો અધિકાર ન રહેતાં સમસ્ત રાષ્ટ્રનો અધિકાર હોવો જોઈએ, એટલે કે જમીન રાષ્ટ્રીય માલિકીની ગણાવી જોઈએ.

આ સિદ્ધાંતના સમર્થકો કહે છે કે જગતનાં તમામ અનિષ્ટોનું

મૂળ જમીન ઉપર વ્યક્તિગત અધિકાર રાખવો એ છે. એથી જમીન ઉપરથી વ્યક્તિગત માલિકી ઉઠાવી લઈ તેની જગાએ સમાજની માલિકી સ્થાપી દેવી જોઈએ. ફ્રાન્સના સમાજવાદીઓ મૉરલી અને મેબ્લી તથા ઇંગ્લંડના સ્પૅન્સ વગેરે રાજકીય તત્ત્વવેત્તાઓએ આ સિદ્ધાંતનું સૌથી પહેલાં સમર્થન કર્યું હતું. હેન્રી જ્યૉર્જે પણ ભારપૂર્વક એ જ મતને ટેકો આપ્યો. જ્હોન સ્ટુઅર્ટ મિલ, થૉમસ સ્પૅન્સ વગેરેએ પણ આ સિદ્ધાંતનું સમર્થન કર્યું. રૂસો ક્રોડ, રસ્કિન, આલ્ફ્રડ, રસેલ વગેરે જગવિખ્યાત મહાપુરુષોએ પણ આ સિદ્ધાંતને ટેકો આપ્યો. હર્બર્ટ સ્પૅન્સરે પોતાના 'Social Statics' નામના ગ્રંથમાં જમીન સામુદાયિક માલિકીની હોવી જોઈએ એ સિદ્ધાંતનું સમર્થન જોરદાર શબ્દોમાં કર્યું હતું. અત્યારના સમાજવાદીઓ ને સામ્યવાદીઓ પણ આ જ મતના અનુયાયીઓ છે.

Land Revenue—જમીન-મહેસૂલ; માલગુજારી.

Land System of India—ભારતની જમીન-મહેસૂલની પદ્ધતિ. ભારતમાં બે જાતની જમીન-મહેસૂલની પદ્ધતિ છેઃ ૧. રૈયતવારી, ૨. જમીનદારી. જેમાં સરકાર સીધો ખેડૂતો પાસેથી કર વસૂલ કરતી હોય તે રૈયતવારી પદ્ધતિ અને જેમાં સરકાર પાસેથી જમીનદારો કર આપવાની શરતે જમીન લે છે તે જમીનદારી પદ્ધતિ. આ પદ્ધતિમાં જમીનદારો પોતાની જમીન ખેડૂતોને ભાડે ખેડવા આપે છે.

Landtag—ઑસ્ટ્રિયાની પ્રાન્તીય પાર્લમેંટ.

Latin Union—લૅટિન દેશોનો સંઘ. ઈ. સ. ૧૮૬૮માં ફ્રાન્સ, ઇટલી, બેલ્જિયમ, સ્વિટ્ઝર્લૅંડ વગેરે દેશો વચ્ચે સંધિ થઈ હતી. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે આ બધા દેશોમાં એક જ જાતનો સિક્કો ઢાળવામાં આવે અને તે ઉપરના બધા દેશોમાં કાયદેસરના ચલણ તરીકે સ્વીકારી શકાય.

Laureate Poet—કવિસમ્રાટ.

Law—કાનૂન; કાયદો.

Law Abiding—કાયદાનું પાલન કરનાર.

Law Court—અદાલત; ન્યાયાલય.

Law Giver—સ્મૃતિકાર; ધારાશાસ્ત્રી; કાયદો ઘડનાર.

Law Suit—મુકદ્દમો.

Lawful—કાયદેસર; શાસ્ત્રવિહિત.

Lawless—કાયદાની વિરુદ્ધ; ગેરકાયદેસર.

Law Lords—ઇંગ્લંડના અગ્રગણ્ય વકીલ, જેને પિયરેજની ડિગ્રી આપવામાં આવી હોય.

Lazar House—કુષ્ટાશ્રમ.

Lazaretto—કોઢિયાની ઇસ્પિતાલ.

Lead—પથપ્રદર્શન કરવું; નેતૃત્વ કરવું; સંચાલન કરવું; દોરવણી આપવી

Leader—(૧) નેતા; આગેવાન; સંચાલક. (૨) તંત્રીલેખ; અગ્રલેખ.

Leaderette—તંત્રીની નોંધ.

Leading Question—મુખ્ય પ્રશ્ન; ખાસ પ્રશ્ન; સૌથી આગળ પડતો અથવા મહત્ત્વનો સવાલ; જેનું પ્રકારાંતર કરવાથી જવાબ સમાઈ જતો હોય એવો પ્રશ્ન.

League—સંઘ.

League of Nations—રાષ્ટ્રસંઘ; આંતરરાષ્ટ્રીય શાંતિ જાળવવાના હેતુથી સ્થપાયેલો સંઘ. તેનું મુખ્ય કાર્યાલય સ્વિટ્ઝર્લૅંડમાં જિનીવામાં છે. અત્યારે તો તે મૃતઃપ્રાય સ્થિતિમાં છે. (જુઓ: International arbitration.)

Leaguer—સંઘમાં જોડાયેલો સભ્ય.

Lease—પટ્ટો; પટ્ટા ઉપર દેવું અથવા લેવું.

Lease Holder—પટ્ટાદાર; જેની પાસે પટ્ટો હોય તે.

Lebensraum—આ શબ્દ જર્મન ભાષાનો છે. તેનો અર્થ થાય છે-જીવવા માટે જોઈતી જગા ( Living space ). જર્મની એવો દાવો કરે છે કે જર્મન પ્રજાની વસ્તીના પ્રમાણમાં જર્મની નાનું છે એથી એટલી પ્રજાને વસવા માટે વધારે જગ્યા મળવી જ જોઈએ. મહત્તર જર્મનીનો ખ્યાલ આમાંથી જ ઊભો થયો છે.

Left or Left-wing—ગરમ દળ; ઉગ્રમતવાદી પક્ષ.

Legacy—વારસો; વસિયતનામા દ્વારા આપેલી રકમ, સંપત્તિ, ધન.

Legal—કાયદેસર; કાયદા સંબંધી.

Legalise—કાયદેસર કરવું; કાનૂન-સંગત કરવું.

Legalism—કાયદાનો સખ્ત અમલ કરવો; કાયદાનું બરાબર પાલન [ કરવું.

Legalist—ધારાશાસ્ત્રી; કાયદાનો જાણનાર; સ્મૃતિવિદ્યાવિશારદ.

Legality—કાયદેસરપણું; વૈધત્વ.

Legate—પોપનો દૂત.

Legatee—વસિયતદાર.

Legation—(૧) વિદેશ મોકલવામાં આવેલો રાજદૂત અથવા તેના સહચારીઓ; એલચીમંડળ. (૨) રાજદૂતનિવાસ; એલચીનિવાસ.

Legislate—કાયદા ઘડવા; કાયદા બનાવવા.

Legislation—કાયદો ઘડવો તે; કાનૂન-ઘડતર, કાનૂન-નિર્માણ; વ્યવસ્થા-નિર્મિત કાયદો.

Legislative—કાયદા ઘડવા સંબંધી; ધારા સંબંધી.

Legislative Assembly—ધારાસભા.

Legislature—ધારાસભા; વ્યવસ્થાપિકા-સભા.

Legitimacy—કાયદેસરપણું; વૈધતા; વાસ્તવિકતા.

Legitimate—કાયદેસર; કાનૂન-સંગત; વૈધ; વાસ્તવિક.

**Legitimate Agitation**—કાયદેસર આંદોલન; વૈધ આંદોલન.

**Legimatize**—કાયદેસર કરવું; વૈધ કરવું.

**Legitimist**—પરંપરાગત રાજસત્તાના સમર્થકો; રાજ્યતંત્રવાદી.

**Legitimist League**—રાજસત્તાના સમર્થકોનો સંઘ. ઈ. સ. ૧૮૯૧માં બ્રિટનમાં આ સંઘની સ્થાપના કરવામાં આવી હતી. તેનો ઉદ્દેશ પ્રજાતંત્રની સામે રાજસત્તાના તંત્રને ટેકો આપવાનો હતો.

**Leninism**—લેનીનનો મત. આનો ઉદ્દેશ જગતની પ્રચલિત અન્યાયી વ્યવસ્થામાં આમૂલાગ્ર ક્રાંતિ કરી તેની જગાએ મજૂરો અને ખેડૂતોનું રાજ્ય સ્થાપવાનો છે, જેથી કરીને જે લોકો સંપત્તિનું સાચું ઉત્પાદન કરે છે તેના હાથમાં સત્તાનાં સૂત્રો રહે અને જે લોકો ઉત્પાદનના કાર્યમાં ભાગ નહિ લેતાં પોતાની મૂડીના બળે જગતના શ્રમિકોના શ્રમનું શોષણ કરે છે તેમને તેમનું યોગ્ય સ્થાન મળે. આજે દુનિયામાં મૂડીવાદીઓનું વર્ચસ્વ છે તે નાબૂદ કરી તેની જગાએ શ્રમજીવીઓનું વર્ચસ્વ સ્થાપવાનો તેનો હેતુ છે.

**Lese-Majesty**—રાજા વિરુદ્ધ કરવામાં આવેલો અપરાધ; રાજદ્રોહ.

**Liberal**—ઉદારમતવાદી.

**Liberal Party**—ઉદારમતવાદી મંડળ; ઉદાર દળ. ઈંગ્લંડની પાર્લમેંટનો એક પક્ષ, જે રાષ્ટ્રની વર્તમાન સ્થિતિ સુધારવા માગે છે. આ પક્ષની સ્થાપના ઈ. સ. ૧૮૩૦માં થઈ હતી.

**Liberal Unionist**—ઈંગ્લંડના ઉદારમતવાદી મંડળમાંથી જુદો પડેલો એક રાજકીય પેટા-પક્ષ. ઈ. સ. ૧૮૮૬માં સ્વરાજ્ય(Home-Rule)ના પ્રશ્ન ઉપર મતભેદ થઈ જવાથી આ પક્ષ ઉદારમતવાદીઓના પક્ષથી અલગ પડી ગયો, જો કે આ પક્ષનું સંગઠન સ્વતંત્ર છે પણ હવે તે ઘણે અંશે અનુદાર પક્ષ(Conservative Party)માં મળી ગયો છે.

**Liberal, German**—જર્મનીના ઉદારમતવાદી; જર્મનીનો એક રાજકીય પક્ષ જે ઉન્નતિવાદી (Progressist) તથા લિબરલ યુનિયનિસ્ટના જોડાણથી બન્યો હતો. તેનો ઉદ્દેશ સૌમ્ય-ઉદાર-મતવાદ( Liberalism )નું સમર્થન તેમ જ પ્રિન્સ બિસ્માર્કની નીતિનો વિરોધ કરવાનો હતો.

**Liberals, National**—રાષ્ટ્રીય ઉદારમતવાદી; જર્મનીનો એક વિશિષ્ટ રાજકીય પક્ષ, જે ઈ. સ. ૧૮૭૧ પહેલાં જર્મનીની રાજકીય એકતા તથા રાજકીય સુધારાઓનું સમર્થન કરતો હતો.

**Liberty**—સ્વતંત્રતા; આઝાદી; સ્વાધીનતા; કુદરતી સ્વત્વોનો અબાધિત અધિકાર. ઈ. સ. ૧૭૮૯માં ફ્રાન્સમાં સ્વતંત્રતાની ઘોષણા કરતી વેળાએ ફ્રાન્સના રાજનીતિજ્ઞોએ સ્વતંત્રતાની વ્યાખ્યા આ પ્રમાણે કરી હતી: "બીજાને નુકસાન ન પહોંચે એ રીતે દરેક કામ કરવાની છૂટ એટલે સ્વતંત્રતા." હર્બર્ટ સ્પૅન્સરે લખ્યું છે: "દરેક માણસ કોઈ પણ કાર્ય કરવા માટે ત્યાં સુધી સ્વતંત્ર છે જ્યાં સુધી તે બીજાની સ્વતંત્રતાનો ઘાત ન કરે."

**Liberty, Civil**—નાગરિક સ્વતંત્રતા. સુપ્રસિદ્ધ રાજકીય લેખક મિ. આર. જી. ગેટલ પોતાના ગ્રંથમાં નાગરિક સ્વતંત્રતાની વ્યાખ્યા નીચે મુજબ કરે છે: "કાર્યસ્વાતંત્ર્ય ( Freedom of action ) તથા હસ્તક્ષેપમાંથી મુક્તિનો સમાવેશ નાગરિક સ્વતંત્રતામાં થાય છે. એ ઉપરાંત વ્યક્તિસ્વાતંત્ર્ય, કાયદાની સમાનતા, જાનમાલનું રક્ષણ, વાણી તથા વિવેકનું સ્વાતંત્ર્ય વગેરે મૂળભૂત તત્ત્વોના ઉપર નાગરિક સ્વતંત્રતાનો પાયો નખાયો છે."

**Liberty, Constitutional**—બંધારણીય સ્વતંત્રતા. વીસમી સદીમાં સ્વતંત્રતાનો અર્થ ઘણો જ વ્યાપક થઈ ગયો છે. ખાસ બંધારણ દ્વારા લોકોને આપવામાં આવતું જવાબદાર રાજ્યતંત્ર અથવા સ્વાતંત્ર્ય.

Liberty, Economic—આર્થિક સ્વતંત્રતા. આધુનિક રાજકીય લેખકો કહે છે કે, વ્યક્તિને ભલે બધી જ જાતની સ્વતંત્રતા મળે પણ જો આર્થિક સ્વતંત્રતા ન મળે તો તેની સ્થિતિમાં મોટો સુધારો થશે નહિ. જ્યાં સુધી તેના જીવન સાથે સંબંધ ધરાવતી આર્થિક પરિસ્થિતિ ઉપર તેનો કાબૂ ન હોય ત્યાં સુધી તે ગુલામ જ રહેશે. વ્યક્તિની પેઠે આ વાત રાષ્ટ્રને પણ લાગુ પડે છે. રાષ્ટ્રનો વિકાસ મોટે ભાગે તેની આર્થિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે, એટલે આધુનિક રાજકીય લેખકોનો સ્પષ્ટ અભિપ્રાય છે કે, રાષ્ટ્રના આર્થિક વિકાસ માટે આર્થિક સ્વતંત્રતાની સૌથી પહેલી જરૂર છે. દરેક રાષ્ટ્રને એ અધિકાર છે કે તે પોતાના આર્થિક વિકાસને માટે પોતાની અર્થનીતિનું સંચાલન કોઈ પણ જાતના અંતરાય વિના સ્વતંત્રતાથી કરે. આને જ સાચી આર્થિક સ્વતંત્રતા કહેવાય.

Liberty, Individual—વ્યક્તિગત સ્વતંત્રતા; વ્યક્તિસ્વાતંત્ર્ય. આધુનિક રાજનીતિશાસ્ત્રમાં વ્યક્તિસ્વાતંત્ર્યને ઘણું જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. વ્યક્તિસ્વાતંત્ર્યમાં મુખ્યત્વે કરીને નીચે જણાવેલા વિષયોનો સમાવેશ થાય છેઃ (૧) વ્યક્તિને ગુલામ ન બનાવી શકાય, (૨) રાજ્યના કાયદાઓની નજરમાં દરેક વ્યક્તિ સમાન છે એનો સ્વીકાર, (૩) વ્યક્તિના જાનમાલનું રક્ષણ, (૪) સંપૂર્ણ વિચાર અને વાણીસ્વાતંત્ર્ય, (૫) અંતરના અવાજને અનુસરીને જીવન ઘડવાની સ્વતંત્રતા એટલે કે આત્મિક શ્રદ્ધાને અનુસરીને ચાલવામાં દરેક વ્યક્તિને સ્વતંત્રતા મળવી વગેરે.

Liberty, Moral—નૈતિક સ્વતંત્રતા. સ્વતંત્રતાનું ક્ષેત્ર માત્ર રાજકીય તેમ જ સામાજિક વિષય સુધી જ મર્યાદિત નથી. ધર્મ, નીતિ તથા આત્માની શ્રદ્ધા સાથે પણ તેનો સંબંધ છે. બીજાની સ્વતંત્રતામાં અંતરાય ન નાખતાં પોતાના અંતરાત્માના અવાજને

અનુસરીને કામ કરવાની સ્વતંત્રતાને નૈતિક સ્વતંત્રતા કહેવામાં આવે છે. જે માણસને નૈતિક સ્વતંત્રતા પ્રાપ્ત થઈ નથી તેમાં માનવતાનો વિકાસ નથી થઈ શકતો. નૈતિક દૃષ્ટિએ એ માણસ ગુલામ છે, જેને પોતાના અંતરના અવાજ પ્રમાણે કામ કરવાની સ્વતંત્રતા નથી, અર્થાત્ તેના આત્માની વિરુદ્ધ તેને લાચારીથી કામ કરવું પડે છે. સુપ્રસિદ્ધ રાજકીય લેખક ગ્રીન તથા બોઝાંકેટે નૈતિક સ્વતંત્રતાને ખૂબ મહત્ત્વ આપ્યું છે. ગ્રીનના મત પ્રમાણે નૈતિક સ્વતંત્રતાનો ભાવાર્થ બુદ્ધિવાદ તથા સ્વતંત્ર ઇચ્છાશક્તિનો સુમેળ બેસારવાની પ્રવૃત્તિ સાથે છે.

Liberty, National—રાષ્ટ્રીય સ્વતંત્રતા.

Liberty, Natural—નૈસર્ગિક સ્વતંત્રતા; નૈસર્ગિક અધિકાર. કેટલાક આધુનિક રાજકીય લેખકોના મત મુજબ માણસ કુદરતી રીતે સ્વતંત્ર છે અને આધુનિક સંસ્કૃતિ જ તેની વધતી જતી પરતંત્રતા માટે જવાબદાર છે. આ મંતવ્યના સમર્થનમાં તેઓ રૂસોનું નીચેનું વાક્ય ટાંકે છે: "માણસ જન્મથી સ્વતંત્ર છે, પણ આજે તે ચારે બાજુએ જંજીરોથી જકડાઈ ગયેલો જણાય છે."

Liberty, Personal—વ્યક્તિગત સ્વતંત્રતા; વૈયક્તિક સ્વતંત્રતા. વ્યક્તિસ્વાતંત્ર્ય; વ્યક્તિગત જીવન સાથે સંબંધ ધરાવનારી બાબતોમાં સ્વતંત્રતા. જોન સ્ટુઅર્ટ મિલ, બર્ટ્રાન્ડ રસેલ વગેરે તત્ત્વવેત્તાઓએ વ્યક્તિગત સ્વતંત્રતાનું જોરદાર શબ્દોમાં સમર્થન કર્યું છે.

Liberty, Political—રાજકીય સ્વતંત્રતા; દરેક મનુષ્યને રાજ્યની વ્યવસ્થામાં ભાગ લેવાનો હક્ક છે એનો સ્વીકાર કરનાર સ્વતંત્રતા. સુપ્રસિદ્ધ રાજનીતિનો લેખક હેરોલ્ડ લાસ્કી કહે છે: "રાજકીય સ્વતંત્રતા દરેક મનુષ્યના એ અધિકારનો નિર્દેશ કરે છે, જે તેને પોતાના રાજ્યની વ્યવસ્થામાં ભાગ લેવાના અર્થમાં પ્રાપ્ત થયેલી છે." આ અધિકારોમાં મુખ્યત્વે મતાધિકાર તેમ જ પદાધિકારની

ગણના કરવામાં આવી છે. લાસ્કી મહાશય કહે છે કે, "રાજકીય સ્વતંત્રતાને વાસ્તવિકતાનું રૂપ આપવું હોય તો બે બાબતોની ખાસ જરૂર છેઃ (૧) સાર્વજનિક તેમ જ સાર્વત્રિક કેળવણી એટલે કે લોક-કેળવણી, (૨) સાચા અને પ્રમાણિક સમાચારો મળવાની સગવડ.

Liberty of Press—મુદ્રણસ્વાતંત્ર્ય.

Liberty of Speech—વાણીસ્વાતંત્ર્ય.

Liberty of Thought—વિચારસ્વાતંત્ર્ય.

પ્રાચીનકાળથી વિચારસ્વાતંત્ર્ય મનુષ્યની અત્યંત મૂલ્યવાન સંપત્તિ ગણાતી આવી છે. મહાત્મા સૉક્રેટિસે પોતાના વિચારોને દબાવવાને બદલે ઝેરનો કટોરો પીને મૃત્યુને ભેટવાનું વધારે પસંદ કર્યું. મિલ્ટન, સિડની, લોક તથા જૉન સ્ટુઅર્ટ મિલ વગેરે મહાન કવિઓ, લેખકો અને વિચારકોએ પોતાની લેખિની દ્વારા 'વિચાર-સ્વાતંત્ર્ય'નાં ગુણગાન ગાયાં છે. મહાકવિ મિલ્ટનના મત મુજબ વિચારસ્વાતંત્ર્ય જ બીજાં બધાં સ્વાતંત્ર્યોનું મૂળ છે. જૉન સ્ટુઅર્ટ મિલે વિચારસ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય તથા લેખનસ્વાતંત્ર્યનું ખૂબ જોરદાર શબ્દોમાં સમર્થન કર્યું છે.

Liquidation, Social—ખાનગી સંપત્તિને સાર્વજનિક રૂપમાં બદલાવી નાખવાની ક્રિયા.

Living-space—રહેવાને માટે જોઈતી જગા.

Living-wage—ન્યૂનતમ વેતન; મજૂર પોતાના કુટુંબનું તાણી-તૂશીને ભરણપોષણ કરી શકે એટલો પગાર; ઓછામાં ઓછો પગાર, જે મજૂર અને તેના કુટુંબને માંડ માંડ જીવતું રાખી શકે.

Local Government—સ્થાનિક સરકાર; સ્થાનિક શાસન.

Localism—પ્રાદેશિકતા.

Lock-out—કામ બંધ કરવું; માલિકોની હડતાળ. ઔદ્યોગિક ઝઘડાઓમાં માલિકે રજૂ કરેલી શરતો જ્યારે મજૂરો સ્વીકારતા નથી ત્યારે મોટે ભાગે મિલ-માલેક કારખાનાં બંધ કરી દે છે, તેને માટે આ શબ્દ વપરાય છે. જે રીતે મજૂરો માટે હડતાળ એક શસ્ત્ર ગણવામાં આવ્યું છે તે રીતે માલિકોને માટે મજૂરોને નમાવવાનું Lock-out એક શસ્ત્ર છે.

Lord Chancellor—ઉમરાવ-સભા અને બ્રિટિશ સંયુક્ત રાજ્યના ન્યાયખાતાનો પ્રધાન. એ ન્યાયાધીશોની નિમણૂક કરે છે. એ ઉપરાંત તે સરકારનો મુખ્ય કાયદાનો સલાહકાર હોય છે. રાજ્યની મહોર તેની પાસે રહે છે. આ પદ રોમન કેથલિક ખ્રિસ્તી હોય તેને મળતું નથી.

Lord President of the Council—પ્રિવી કાઉન્સિલનો પ્રમુખ, તેને બીજું ખાસ કાર્ય કરવું પડતું નથી.

Lord Privy Seal—ઈ. સ. ૧૮૮૪ પહેલાં આ પદવી ધારણ કરનાર અમલદાર શહેનશાહના હસ્તાક્ષરવાળાં મહત્ત્વપૂર્ણ આજ્ઞાપત્રો ઉપર છાપ મારતો હતો અને એટલા માટે ઉક્ત આજ્ઞાપત્રોને માટે તેને જવાબદાર ગણવામાં આવતો હતો. પણ ૧૮૮૪થી આ છાપ લગાવવાની જરૂર જ ન રહી એટલે એ કામ પણ ન રહ્યું. હવે આ પદ પ્રધાનમંડળના કોઈ એવા પ્રતિભાશાળી માણસને આપવામાં આવે છે, જે પોતાનો બધો વખત રાષ્ટ્રનો રાજકારભાર વધારે સારી રીતે કેમ ચલાવવો તેના વિચારોમાં આપી શકે. આ પદ ધરાવનાર માણસ મોટે ભાગે ઉમરાવ-સભાનો નેતા પણ હોય છે. પ્રધાનમંડળમાં તેના વિચારોનું ઘણું મહત્ત્વ છે.

Loud-Speaker—ધ્વનિવર્ધકયંત્ર.

Luftwaffe—જર્મન હવાઈ શક્તિ.

# M

**Machiavellian**--કૂટનીતિજ્ઞ.

**Machination**--ષડ્યંત્ર.

**Macrocosm**--બ્રહ્માંડ; વિશાળ વિશ્વ.

**Magistrate**--ન્યાયાધીશ; ન્યાયમૂર્તિ.

**Magna Charta**—હક્કનામું; અધિકારપત્ર. ઈ. સ. ૧૨૧૫ની જૂનની ૧૫મી તારીખે ઇંગ્લંડના રાજા જોને અંગ્રેજ પ્રજાની સ્વતંત્રતાના આ મહાન અધિકારપત્ર ઉપર પોતાની મંજૂરીની છાપ લગાવી. આ હક્કનામાની કેટલીક અગત્યની કલમ નીચે મુજબ છે: (૧) પ્રચલિત ત્રણ ફ્યુડલ કરો ઉપરાંત રાજા પાર્લમેંટની મંજૂરી વિના બીજા કોઈ કર નહિ નાખી શકે, (૨) કોઈ પણ કર નાખતાં પહેલાં રાજાને સમસ્ત રાષ્ટ્રની મંજૂરી લેવી અનિવાર્ય છે, (૩) કોઈ પણ નાગરિકને-તેના ઉપર કાયદેસર કામ ચલાવ્યા વિના-સજા કરવામાં આવશે નહિ કે તેની પોતાની બિનસાંથની જમીન ઉપરના અધિકારો તેમ જ કાયદાના રક્ષણથી વંચિત કરવામાં આવશે નહિ, તેમ જ ન તેને દેશમાંથી બહાર કાઢી મૂકવામાં આવશે, (૪) સરકારનો કોઈ નોકર, શેરીફ અથવા પોલીસ ' મેં રાજાના હુકમથી ફલાણું કામ કર્યું છે ' એમ કહીને શિક્ષામાંથી મુક્ત થઈ શકશે નહિ, (૫) અપરાધીના શરીર અથવા જીવની સ્થિતિ જાણવા માટે મફત સૂચનાપત્ર કાઢવામાં આવશે. એમ કરવાની ના પાડી શકાશે નહિ. (૬) દેશના બધા લોકો-પછી તે પાદરી હોય કે સાધારણ વ્યક્તિ હોય-બધાને દેશના કાયદા અને રીતરિવાજ માનવા જ પડશે. આ ઉપરાંત આ મહાન હક્કનામામાં બીજી નવ-દસ કલમો છે, પણ તેના મહત્ત્વના બધા જ સિદ્ધાંતો ઉપરની કલમોમાં આવી જાય છે. પહેલી કલમમાં એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે ઇંગ્લંડમાં દેશની ( પ્રજાની ) મંજૂરી વિના

રાજા કોઈ પણ પ્રકારનો કર નાખી શકશે નહિ. ત્રીજી અને ચોથી કલમમાં કાયદાના પ્રભુત્વનો સિદ્ધાંત સ્થાપિત કરવામાં આવ્યો છે. હેબિયસ કૉર્પસ તથા જ્યુરી દ્વારા ન્યાયની પદ્ધતિ પણ એમાં જ ગર્ભિત છે. આ કલમો દ્વારા નાગરિકોની શારીરિક તેમ જ સાંપત્તિક બંને પ્રકારની સ્વતંત્રતાનું–એટલે કે જાનમાલનું–રક્ષણ કરવામાં આવ્યું છે. એ રીતે બીજી કલમોમાં પણ પ્રજાની સ્વતંત્રતાનું રક્ષણ કરવાનું વિધાન છે.

Magna Graecia—આ શબ્દ ગ્રીક સંસ્થાનવાસીઓએ ઈ. સ. પૂર્વે ૧૦૩૪ થી ઈ. સ. પૂ. ૭૭૪માં દક્ષિણ ઇટલીમાં સ્થાપેલાં રાજ્યો માટે વપરાતો હતો. ઈ. સ. પૂ. ૨૧૬માં આ બધાં રાજ્યોનું અસ્તિત્વ નાબૂદ થઈ ગયું.

Magnates, Table of—હંગેરી દેશની ઉમરાવ-સભા. જે પ્રમાણે ઇંગ્લંડની પાર્લમેંટમાં ઉમરાવ-સભા છે તેવી જ રીતે આ સભા હંગેરીમાં છે.

Majesty—સમ્રાટ અથવા સામ્રાજ્ઞી વગેરેની ઉપાધિ.

Majority—બહુમતી; અધિક સંખ્યા.

Government by the Majority—બહુમતીનું શાસન.

Mal-adjustment—કુવ્યવસ્થા; દુમેળ.

Mal-administration—કુશાસન.

Mal-content—અસંતુષ્ટ વ્યક્તિ; બૂરો માણસ.

Male-factor—અપરાધી; ગુનેગાર.

Mammon—કુબેર; લક્ષ્મીપતિ; ધનદેવતા.

Mammonism—ધનલોલુપતા; લક્ષ્મીપૂજા.

Mammoth—અતિ વિશાળ; જબરજસ્ત.

Mammoth meeting—જબરજસ્ત સભા; જંગી સભા; વિશાળ સભા; પ્રચંડ સભા.

Man-at-arms—સૈનિક; સિપાહી.

Mandate—આદેશ; શાસન-આદેશ.

Mandatory—આદેશ-પ્રાપ્ત. યુરોપના ગયા મહાયુદ્ધ પછી એક જુદી જ જાતનાં રાજ્યોની સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં આવી હતી. રાષ્ટ્રસંઘે એવું નક્કી કર્યું હતું કે પૃથ્વીના કેટલાક પ્રદેશો એવા છે, જેની ઉન્નતિ માટે યુરોપની જુદી જુદી સરકારોને જવાબદાર બનાવવી જોઈએ. આ જવાબદાર સરકારોએ એ પ્રદેશની એવી રીતે ઉન્નતિ કરવી, જેથી થોડા જ વખતમાં ત્યાંના લોકો પૂર્ણ સ્વરાજ્યને યોગ્ય થઈ જાય. રાષ્ટ્રસંઘે આપેલા આ જાતના અધિકારને આદેશ ( Mandate ) તથા જે રાજ્યને આ જાતનો આદેશ આપવામાં આવેલો છે તેને આદેશ-પ્રાપ્ત (Mandatory) કહે છે. [ રાષ્ટ્રસંઘ અને તેમાં જોડાયેલા દેશો કોઈ મોટા હેતુ માટે કામ નહોતા કરતા એ સત્ય પુરવાર થઈ ચૂક્યું છે. તેની પોકળતા બહાર પડી ચૂકી છે. એ તો કેટલાક સામ્રાજ્યવાદી દેશોએ પોતાનું સામ્રાજ્ય ટકાવી રાખવા માટે જે અનેક પ્રકારની ચાલબાજીઓ ગોઠવી હતી એમાંની આ એક ચાલબાજી જ હતી. આવાં મેન્ડેટરી રાજ્યો ઊભાં કરીને એશિયામાં યુરોપની કોઈ બીજી સત્તા જામી ન પડે તેની ચોકી ખડી કરવાનો ઉદ્દેશ આની પાછળ હતો. બ્રિટિશ સામ્રાજ્ય એ મોટામાં મોટું સામ્રાજ્ય હોઈ તેનાં હિતની રક્ષાને માટે આ વ્યવસ્થા હતી. તેની સાથે સાથે ફ્રાન્સ વગેરે પોતાના ભાગીદારોને પણ થોડું થોડું આપી શાંત રાખવાની આ બાજી હતી.

Manifesto—(નીતિ અથવા સિદ્ધાંત સંબંધી) ઘોષણાપત્ર; જાહેરનામું.

Manual Labour—શારીરિક શ્રમ; જાતમહેનત.

Manual Labour Clause—શારીરિક શ્રમ સંબંધી નિયમ. ભારતવર્ષની રાષ્ટ્રીય મહાસભાએ તેના દરેક સભ્ય માટે અર્ધો કલાક

ફરજિયાત કાંતણ-પીંજણ કે બીજી જાતનું જાતમહેનતનું કામ કરવાનો ઘડેલો નિયમ.

Manualism—શ્રમપ્રાધાન્યવાદ; સમાજવાદી રાજનીતિનો એક સિદ્ધાંત. રાષ્ટ્રની ધારાસભામાં મજૂરોને પ્રાધાન્ય મળવું જોઈએ એવું તે પ્રતિપાદિત કરે છે.

Margrave—જર્મનીના અમીરોની ખાસ ઉપાધિ.

Martial Law—લશ્કરી કાયદો. જ્યારે કોઈ દેશમાં એવો ભયંકર બળવો ફાટી નીકળે કે તે ત્યાંના સામાન્ય શાસનથી દાબી શકાય નહિ ત્યારે એ બળવાને દાબી દઈ ફરી વ્યવસ્થા સ્થાપવા માટે લશ્કરી કાયદાનો અમલ જાહેર કરવામાં આવે છે. તેમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી લશ્કરી અમલદારોને સોંપી દેવામાં આવે છે. લશ્કરી કાયદાની વ્યાખ્યા કરતાં ડ્યુક ઑફ વેલિંગ્ટન કહે છે: "લશ્કરી કાયદાનો અર્થ એ છે કે કોઈ પણ પ્રકારનો કાયદો ન હોવો. લશ્કરી અમલદારની ઈચ્છા એ જ કાયદો." સર ડેવિડ કુન્ઝ લખે છે: "જ્યારે કોઈ બળવાને કારણે સાધારણ મુલ્કી શાસન (Civil administration) નિર્બળ (paralysed) બની જાય છે ત્યારે તેની જગાએ શાંતિ અને સુવ્યવસ્થાની સ્થાપનાને માટે લશ્કરી કાયદો જાહેર કરવામાં આવે છે. તેમાં થોડા વખત પૂરતા શાંતિ સ્થાપનારા બધા અમલદારો લશ્કરી અમલદારના હાથમાં ચાલ્યા જાય છે." હિંદુસ્તાનમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપવાને બહાને સરકારે કેટલીયે વખત આ કાયદાનો દુરુપયોગ કર્યો છે. પણ ૧૯૧૯માં પંજાબમાં એ કાયદો જાહેર કરીને તેણે જે કેર વર્તાવ્યો છે તે હિંદના ઇતિહાસમાં સદાયે કાળા અક્ષરે કોતરાઈ રહેશે. જલિયાંવાલાની કતલ, અમૃતસર અને ગુજરાનવાલાના અત્યાચારો એ બ્રિટિશ શાસનના ઇતિહાસનાં કેટલાંક કાળાંમાં કાળાં પૃષ્ઠોમાંનું એક પૃષ્ઠ છે.

**Martyrs**—શહીદ; વીર; કોઈ મહાન હેતુને ખાતર જે વીર પોતાની જાતનું બલિદાન આપી દે છે તે.

Martyrology—શહીદોનો જીવન-ઇતિહાસ.

Marxian—કાર્લમાર્ક્સના સિદ્ધાંત સંબંધી; કાર્લમાર્ક્સના અનુયાયી.

Marxian Socialism—વૈજ્ઞાનિક સમાજવાદ; માર્ક્સપ્રણિત સમાજવાદ.

Marxian Socialist—વૈજ્ઞાનિક સમાજવાદી.

Marxism—માર્ક્સવાદ; વૈજ્ઞાનિક સમાજવાદ.

Mass—આમજનતા: જનસમુદાય; લોકસમુદાય.

Mass Mentality—આમજનતાનું માનસ; આમજનતાની વૃત્તિ; લોકસમૂહનું માનસ અથવા વૃત્તિ.

Mass Movement—સામુદાયિક હિલચાલ; આમજનતાનું આંદોલન; આમ-હિલચાલ.

Mass Psychology—લોકસમૂહની મનોવૃત્તિ; સંઘમાનસ; જન- [મનોવૃત્તિ.

Master-piece—ઉત્કૃષ્ટ ગ્રંથ; ગ્રંથમણિ.

Materialism—ભૌતિકવાદ; જડવાદ; દેહવાદ; અનાત્મવાદ; પ્રપંચવાદ.

Materialist—ભૌતિકવાદી, જડવાદી, અનાત્મવાદી.

Materialist Conception of History—ઇતિહાસની ભૌતિક કલ્પના; કાર્લમાર્ક્સના સામાજિક વિકાસનું વિવેચન કરતો એક મૂળભૂત સિદ્ધાંત. સુપ્રસિદ્ધ સમાજવાદી લેખક એન્જેલ ઇતિહાસની ભૌતિક કલ્પનાની વ્યાખ્યા કરતાં લખે છે: " ઇતિહાસની ભૌતિક કલ્પનાનો સિદ્ધાંત એવાં તત્ત્વ ઉપર નિર્ભર છે કે જીવનનિર્વાહનાં બધાં જ સાધનોની ઉત્પત્તિ અને વસ્તુઓના વિનિમય વગેરે આર્થિક ઘટનાઓથી જ સમસ્ત સમાજ-શરીરની રચના થાય છે—સામાજિક સંબંધો બંધાય છે.

Matriarchate—માતૃસત્તાવાદ; પિતા નહિ પણ માતા જ બધા કૌટુંબિક અધિકારોનું મૂળ છે એવી માન્યતા રજૂ કરતો એક પ્રાચીન સિદ્ધાંત.

Mayor—નગરાધ્યક્ષ; નગરપતિ.

Mayoralty—નગરાધ્યક્ષની પદવી.

Mediation—હસ્તક્ષેપ; મધ્યસ્થી.

Mehrarbeit—અપુરસ્કૃત શ્રમ; બદલા વિનાની મજૂરી. આ શબ્દનો કાર્લમાર્ક્સે ઉપયોગ કર્યો છે. તેનો અર્થ એ છે કે મજૂરોને તેના શ્રમના બદલામાં જે મજૂરી આપવામાં આવે છે તે ખરેખર જેટલી આપવી જોઈએ તેના કરતાં ઓછી છે. આમ તેમનો કેટલોક શ્રમ તો મજૂરી ચૂકવાયા વિનાનો હોય છે, જેને માલેકો પોતાનો નફો ગણે છે પણ ખરી રીતે તે મજૂરોનું શોષણ જ છે.

Mein Kampf—મારું યુદ્ધ. હિટલરે આત્મકથાના રૂપમાં આ નામનું પુસ્તક લખ્યું છે. તેમાં તેણે પોતે પરિસ્થિતિઓ સામે લડતો લડતો જર્મનીમાં સત્તા ઉપર કેમ આવ્યો વગેરે પોતાના રાજકીય જીવનની લડતનું બયાન આપ્યું છે. જર્મનીમાં આ પુસ્તક નાઝી લોકોનું બાઈબલ બન્યું છે. નાનપણથી જ જર્મન કુમારોમાં નાઝીવાદના સંસ્કાર રેડવા માટે આ પુસ્તકનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે. જર્મનીમાં જ આ પુસ્તકની ત્રણ લાખ નકલ પ્રતિવર્ષ વહેંચાય છે. લગભગ બધી જ યુરોપીય ભાષાઓમાં તેના અનુવાદ થયા છે અને બીજી ભાષાઓમાં પણ હિટલરનાં જીવન-ચરિત્રો લખવામાં તેનો ઉપયોગ થયો છે.

Mennonites—એક રાજકીય પક્ષ. ઈ. સ. ૧૪૯૨માં સિમન મેનો નામના મહાશયે તેની સ્થાપના કરી હતી. આ પક્ષના સિદ્ધાંતો આજના સમાજવાદી પક્ષના સિદ્ધાંતો જોડે ઘણી રીતે મળતા આવતા હતા.

Mensheviks—રશિયાના નરમ પક્ષનાં સમાજવાદીઓ. તેઓએ લેનીનના બોલ્શેવિક-પક્ષનો વિરોધ કર્યો હતો, પણ લઘુમતી હોવાને કારણે તેમનું કાંઈ ચાલ્યું નહિ.

૧૯૦૩ સુધી રુસમાં એક જ સમાજવાદી પક્ષ હતો. તેનું નામ 'સોશિયેલ ડેમોક્રેટિક' પક્ષ હતું. ૧૯૦૩માં લેનીને કામદાર-વર્ગની આગેવાનીનો ખ્યાલ ઊભો કર્યો અને પરિણામે પક્ષમાં બે વિભાગ પડી ગયા. શ્રમજીવી ક્રાંતિનો ખ્યાલ મૅન્શેવિકો સ્વીકારતા ન હતા. આરંભમાં તો મૅન્શેવિકો જ બહુમતીમાં હતા. મૅન્શેવિકોનો આગેવાન ટ્રોટ્સ્કી હતો જ્યારે બોલ્શેવિકોનો આગેવાન લેનીન હતો. ૧૯૧૭ની ક્રાંતિમાં પણ પહેલાં મૅન્શેવિકોએ સત્તા કબજે કરી હતી પણ ઑક્ટોબરમાં બીજી ક્રાંતિ થઈ ત્યારે બોલ્શેવિકોએ સત્તા કબજે કરી.

Mercenary—ભાડૂતી.

Metropolis—રાજધાનીનું મુખ્ય સ્થળ; મુખ્ય નગર.

Mikado—જાપાનના રાજાની પદવી; જાપાનનો સમ્રાટ 'મિકાડો' કહેવાય છે.

Militant—લડાયક; લડાઈની ઉત્સુકતાવાળો; યુયુત્સુ.

Militant Programme—લડાયક કાર્યક્રમ. [શક્તિ.

Military—સૈનિક; લશ્કરી સિપાહી; સામરિક; લશ્કરી; સંપૂર્ણ લશ્કરી

Militarism—યુદ્ધપ્રિયતા; લશ્કરવાદ.

Militia—લશ્કરી સિપાહીઓનું દળ-જે માત્ર સ્વદેશસેવામાં કામ આવે.

Minimum—ઓછામાં ઓછું; ન્યૂનાતિન્યૂન.

Minimum Interference—ઓછામાં ઓછો હસ્તક્ષેપ.

Minimum Wages—ઓછામાં ઓછો પગાર.

Minister—પ્રધાન; મંત્રી; સચિવ.

Ministry—પ્રધાનમંડળ; મંત્રીમંડળ.

Minority—લઘુમતી; અલ્પ સંખ્યાવાળો સમાજ.

Minute—સૂક્ષ્મ; સંક્ષિપ્ત વિવરણ.

Mis-anthrope—માનવજાત સાથે ઘૃણા કરનાર વ્યક્તિ; મનુષ્યદ્વેષી.

Mis-anthrophy—માનવદ્વેષ.

Mis-appresion—ભૂલ; ભ્રમ.

Mis-feasance—ન્યાયસંગત અધિકારનો અયોગ્ય પ્રયોગ.

Mis-government—કુશાસન; આંધળો રાજકારભાર.

Mis-represent—ખોટી રીતે રજૂ કરવું; ખોટા રૂપમાં રજૂ કરવું.

Mis-rule—કુશાસન; આંધળો કારભાર ચલાવવો.

Mob—ટોળું; ઝુંડ; ભીડ; અનિયંત્રિત-અસંગઠિત જનસમૂહ.

Mob-Psychology—ટોળાશાહી મનોવૃત્તિ; સંઘ-મનોદશા.

Mob-rule—અસંયત લોકસમૂહનું શાસન; ટોળાશાહી; ધાડાશાહી.

Mobilization—સૈન્યભરતી.

Mobilize—યુદ્ધ માટે સૈન્ય જમા કરવું; સૈન્યભરતી કરવી.

Moderate—વિનીત પક્ષનો માણસ; નરમ પક્ષનો સભ્ય.

Moderate Party—નરમ પક્ષ; વિનીત પક્ષ; ભારતની રાજનીતિમાં જે પક્ષ સૌમ્ય રાજકીય મત ધરાવે છે તેને માટે આ શબ્દ વપરાય છે.

Monadnistic Theory—વ્યક્તિસ્વાતંત્ર્યવાદ; સમાજ માત્ર વ્યક્તિઓનો કે દળોનો સમૂહ છે અને આ વ્યક્તિઓ એવી રીતે એકબીજા સાથે જોડાયેલી છે કે તેમાં પરસ્પર ઐક્ય નથી. તેઓ એકબીજાથી સ્વતંત્ર છે અને એથી સમાજ પ્રત્યે તેમનું જરાય ઋણ નથી – કોઈ ફરજ નથી–એવું પ્રતિપાદન કરતો રાજનીતિશાસ્ત્રનો એક સિદ્ધાંત.

Monarchy—રાજાતંત્ર; એક રાજશાસન; રાજાશાહી; જ્યાં રાજ્યની લગામ રાજાના હાથમાં હોય એવું તંત્ર.

Absolute Monarchy—આપખુદ રાજતંત્ર; સંપૂર્ણ રાજાશાહી; સ્વેચ્છાચારી રાજતંત્ર. [રાજ્યતંત્ર.

Constitutional Monarchy—બંધારણીય રાજ્યતંત્ર; વૈધ

Limited Monarchy—મર્યાદિત રાજ્યતંત્ર; નિયમિત રાજ્યતંત્ર.

Unlimited Monarchy—અનિયમિત રાજ્યતંત્ર; અમર્યાદિત રાજ્યતંત્ર. રાજાતંત્ર એ શાસનપદ્ધતિને કહેવાય જેમાં કોઈ એક ઉચ્ચતમ સત્તાની પ્રેરણાથી રાજ્યકારભાર ચાલતો હોય. જ્યાં રાજ્યની લગામ એક રાજાના હાથમાં હોય, જ્યાં રાજ્યની તમામ સત્તા રાજાના જ હાથમાં હોય તે રાજાતંત્ર કહેવાય. એરિસ્ટોટલ કહે છે કે, " જ્યાં એક માણસ સર્વસાધારણના હિતાર્થે રાજ્ય કરતો હોય તે રાજ્ય રાજાતંત્ર કહેવાય. " અમેરિકાનો સુપ્રસિદ્ધ રાજનીતિશાસ્ત્રનો લેખક મિ. ગાર્નર રાજાતંત્રની વ્યાખ્યા કરતાં લખે છે: " જ્યાં શાસનની ઊંચી સત્તા એક જ વ્યક્તિના હાથમાં કેન્દ્રિત થઈ હોય, પછી તેના હાથ નીચે ભલેને ગમે તેટલા માણસો કાર્ય કરતા હોય, ત્યાંના શાસનને રાજાતંત્ર કહેવાય. "

Monistic Theory—સમાજસત્તાવાદ; રાજનીતિશાસ્ત્રનો એક સિદ્ધાંત, જે એવું પ્રતિપાદિત કરે છે કે સુસંગઠિત સમાજ ( Organized Society ) એક એવો માનવસમુદાય છે, જેમાં તેના સભ્યરૂપ વ્યક્તિઓનું કોઈ જુદું અસ્તિત્વ નથી. જેવી રીતે પદાર્થોમાં પરમાણુઓનું સંગઠન થયું હોય છે અને તેમનું પદાર્થથી અલગ એવું કોઈ અસ્તિત્વ નથી તેવી જ રીતે વ્યક્તિઓનું અસ્તિત્વ પણ સુસંગઠિત સમાજથી જરાય ભિન્ન નથી.

Monopoly—ઇજારો; એકાધિપત્ય.

Monroe Doctrine—મનરો સિદ્ધાંત. અમેરિકાના ભૂતપૂર્વ પ્રમુખ

જેમ્સ મનરોએ એક જાહેરનામું બહાર પાડયું હતું. તેમાં એવો આદેશ આપવામાં આવ્યો હતો કે ઉત્તર તથા દક્ષિણ અમેરિકાનાં સ્વતંત્ર રાજ્યોના મામલામાં કોઈ યુરોપીય શક્તિએ માથું મારવું નહિ, તેવી જ રીતે અમેરિકા યુરોપના કોઈ રાજકીય મામલામાં દખલગીરી ન કરે.

ઈ. સ. ૧૮૨૩માં આ જાહેરાત બહાર પાડવામાં આવી હતી. ત્યારપછી અમેરિકામાં આ નીતિ વિશેષ લોકપ્રિય થતી ગઈ, જો કે દક્ષિણ અમેરિકાનાં લેટિન રાજ્યોને આમાં યુ. સ્ટે. ની સ્વાર્થવૃત્તિની ગંધ આવે છે. તેઓ માને છે કે યુ. સ્ટે. ના ધનપતિઓ પોતાની પૂંજી તથા વેપારનો વધારો આ ભાગમાં કરવા માગે છે. આજે જાપાન પણ લગભગ આ જ ધોરણ પૂર્વ એશિયાને માટે ધારણ કરવા માગે છે.

Morganatic Marriage—અસમવર્ગવિવાહ. કોઈ રાજવંશી વ્યક્તિનું લગ્ન તેનાથી નીચા વર્ગની કન્યાથી થાય છે ત્યારે તેને માટે આ શબ્દો વપરાય છે. આ જાતના લગ્નમાંથી જે સંતાનો થાય છે તેને કાયદેસર વારસાહક્ક મળતો નથી. ઈંગ્લંડના સમ્રાટ આઠમા એડવર્ડને આવી જાતનું લગ્ન કરવાથી જ ગાદી છોડવી પડી. મિસીસ સિમ્પસન નામની એક યુવતી પ્રત્યે તેમને આકર્ષણ થયું હતું. સિમ્પસન સામાન્ય કુટુંબની સ્ત્રી હતી. તેની પહેલાં એ બે પતિ સાથે છૂટાછેડા કરી ચૂકી હતી. ઈંગ્લંડના બંધારણમાં એક એવો નિયમ છે કે સમ્રાટ કોઈ પણ સામાન્ય કુટુંબની છોકરી અથવા સ્ત્રી સાથે લગ્ન કરી શકે નહિ. ઈંગ્લંડના પ્રધાનમંડળે બંધારણીય મુશ્કેલી આઠમા એડવર્ડ આગળ રજૂ કરી. ઘણો વિચાર કર્યા પછી આઠમા એડવર્ડે પોતાના દેશના બંધારણને માન આપી રાજગાદીનો ત્યાગ કર્યો અને પછી સિમ્પસન સાથે લગ્ન કર્યું. આ લગ્ન Morganatic Marriage અનુલોમ લગ્ન કહેવાય.

Moujik—રશિયન કિસાન; રશિયન ખેડૂત.

Municipality—મ્યુનિસિપાલિટી; નગરસભા.

Municipal—મ્યુનિસિપાલિટી સંબંધી.

Mutiny—બળવો; વિદ્રોહ.

Indian Mutiny—ઈ. સ. ૧૮૫૭માં અંગ્રેજોની સત્તા હાંકી કાઢવા માટે હિંદની નાનાસાહેબ, તાત્યાટોપે, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, દિલ્લીના બાદશાહ અને બીજી ભારતીય સત્તાઓએ જે છેલ્લો સશસ્ત્ર અને સંગઠિત પ્રયત્ન કરેલો તેને 'ભારતીય વિદ્રોહ' તરીકે ઓળખવામાં આવે છે. ખરી રીતે એ માત્ર વિદ્રોહ જ નહિ પણ ભારતવર્ષને અંગ્રેજોની ધૂંસરીમાંથી આઝાદ કરવાનો સંગ્રામ હતો.

N

Nation--રાષ્ટ્ર.

National--રાષ્ટ્રીય.

National Anthem--રાષ્ટ્રગીત.

National Debt--રાષ્ટ્રીય કરજ.

National Flag--રાષ્ટ્રીય ઝંડો.

National Industrial Recovery Act--રાષ્ટ્રીય ઉદ્યોગ-ધંધાની પુનર્રચનાનો કાયદો. ઈ. સ. ૧૯૩૩ના જૂન માસની ૧૬મી તારીખે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની કોંગ્રેસે ખેતી સંબંધી કાયદાની સાથે સાથે આ કાયદો પણ પસાર કર્યો. આ કાયદામાં અમેરિકાના પ્રેસિડન્ટને ઉદ્યોગ, ધંધા અને ખેતીના નિયમનના વિસ્તૃત અધિકારો આપવામાં આવ્યા હતા. આ કાયદો N. I. R. A.ના ટૂંકા નામથી જાણીતો થયો હતો.

Nationalism--રાષ્ટ્રવાદ.

Nationalist--રાષ્ટ્રવાદી.

Nationality--રાષ્ટ્રીયતા; અમુક રાષ્ટ્રના હોવું તે; રાષ્ટ્રીય સભ્યપણું.

Nationalize--રાષ્ટ્રીય બનાવવું; રાષ્ટ્રનો નાગરિક બનાવવો.

Nationalization--રાષ્ટ્રીયકરણ; ખાનગી કારખાનાં વગેરે ઉત્પાદનનાં તમામ સાધનોને રાષ્ટ્રની માલિકીનાં બનાવવાં, જેથી કરીને તેનો ઉપયોગ ખાનગી નફા માટે નહિ પણ સમસ્ત રાષ્ટ્રના હિત માટે કરી શકાય અને વ્યકિત વ્યકિતનું શોષણ કરતી બંધ થઈ જાય.

National Labour Party—રાષ્ટ્રીય મજૂર-પક્ષ.

National Labour Relations Board—અમેરિકાની એક પ્રભાવશાળી અને મહત્ત્વના અધિકારો ધરાવતી મજૂર-સંસ્થા. તેનું મુખ્ય કામ મજૂરોના ઝઘડાઓનો નિકાલ કરવાનું છે.

National-Socialism—રાષ્ટ્રીય સમાજવાદ; જર્મનીનું રાષ્ટ્રીય આંદોલન, જેનું સંચાલન હિટલરે કર્યું હતું. રાષ્ટ્રીય સમાજવાદ માર્ક્સના સમાજવાદથી સાવ વિરુદ્ધ છે. તેના મુખ્ય મુખ્ય ઉદ્દેશો નીચે મુજબ છે: (૧) તમામ જર્મનોને સંગઠિત અને એક કરવા, (૨) વર્સેલ્સના કરારોને ભૂંસી નાખવા, (૩) વધારાની વસ્તી માટે નવી જમીન અને નવાં સંસ્થાનો મેળવવાં, (૪) માત્ર જેનું શુદ્ધ જર્મન લોહી હોય તેને જ રાષ્ટ્રનો સભ્ય – નાગરિક – ગણવો, (૫) સરકારી નોકરીઓ વગેરે આપવામાં તે કયા પક્ષનો છે એ વિચાર ન કરવો પણ યોગ્યતા અને ચારિત્ર્ય જ તેને માટેનું માપ હોવું જોઈએ, (૬) રાજ્ય (State) લોકોનું વધારેમાં વધારે ભલું કરે, (૭) વિદેશીઓને જર્મનીમાંથી હાંકી કાઢવામાં આવે અને બહારથી આવનારા બિન-જર્મનોને જર્મનીમાં વસવાટ કરવાની છૂટ આપવામાં આવે નહિ, (૮) કર્તવ્ય અને ધર્મની બાબતમાં બધા જ નાગરિકોને સમાન ગણવામાં આવે, (૯) દરેક નાગરિકની એ ફરજ છે કે તે આમવર્ગ–લોકસમસ્ત–ના હિતની કોઈ પણ પ્રવૃત્તિમાં રત રહે, (૧૦) વગર-કમાણીનું (Unearned Income) ધન રાખવાની પ્રથા રદ કરવામાં આવે, (૧૧) યુદ્ધથી મળતા લાભો

અને વધારાના નફાને જપ્ત કરી લેવામાં આવે, (૧૨) ટ્રસ્ટોને રાષ્ટ્રીય માલિકીનાં કરી દેવામાં આવે, (૧૩) મોટા મોટા વ્યાપારી નફા કરવાનો રિવાજ રદ કરવામાં આવે, (૧૪) વૃદ્ધોને પેન્શન આપવાની તથા સામાજિક વીમાની પ્રથા પ્રચલિત કરવામાં આવે, (૧૫) નાના નાના વ્યાપારીઓને રક્ષણ આપવું તથા ડિપાર્ટમેન્ટ સ્ટોર્સ બંધ કરવા, (૧૬) જમીન સુધારવી તથા દેશદ્રોહીઓ અને વધારેપડતો નફો કે વ્યાજ ખાઈ જનારા ધનલોલુપોનો અંત કરી દેવામાં આવે, (૧૭) રોમન કાયદાને બદલે જર્મન કાયદો પ્રચલિત કરવામાં આવે, (૧૮) રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર કરવામાં આવે, (૧૯) રાષ્ટ્રની શારીરિક સ્થિતિ સુધારવામાં આવે, (૨૦) ફરજિયાત લશ્કરી ભરતીનો કાયદો ચાલુ કરવામાં આવે, (૨૧) અખબારો ઉપર અંકુશ મૂકવામાં આવે, (૨૨) બધા ધર્મોને, જ્યાં સુધી તે રાષ્ટ્રના હિતમાં બાધક ન થાય ત્યાં સુધી, પૂરી સ્વતંત્રતા આપવામાં આવે, (૨૩) જર્મનીમાં એક મજબૂત અને બળવાન મધ્યસ્થ રાજ્યતંત્ર ઊભું કરવામાં આવે. નાઝી જર્મનીના રાષ્ટ્રીય સમાજવાદનો આ કાર્યક્રમ છે. આજે તેને અમલી રૂપ અપાઈ રહ્યું છે.

Naturalize—વિદેશીઓને નાગરિક-અધિકાર આપવા; દેશીયકરણ [ કરવું.

Naturalization—દેશીયકરણ ( આ શબ્દ સંબંધી વિસ્તૃત હકીકત માટે Citizenship શબ્દ જુઓ. )

Nautical—દરિયાઈ; નૌકાશાસ્ત્રને લગતું.

Navigable—વહાણ અથવા આગબોટ ચલાવવા યોગ્ય; નાવ્ય; નૌગમ્ય.

Navy—નૌકાકાફલો; લડાયક જહાજ.

Nazi—હેર હિટલરે સ્થાપેલો નાઝી-પક્ષ. જર્મનીમાં આજે તેની સત્તા સર્વોપરી છે. તેના ઉદ્દેશો 'National Socialism' શબ્દમાં વિસ્તારથી સમજાવ્યા છે.

ફાસીઝમ અને નાઝીઝમ બીજી બધી રીતે મળતાં છે, માત્ર

નાઝીઓનાં કાર્યક્રમમાં ( Racial superiority ) વંશશ્રેષ્ઠત્વને વિશેષ સ્થાન આપવામાં આવે છે.

Negotiate—સંધિ માટે વાતચીત અથવા પત્રવ્યવહાર કરવો; સમાધાની માટે સંદેશા ચલાવવા.

Negotiation—સમાધાની માટે કરવામાં આવતો પત્રવ્યવહાર અથવા [વાતચીત.

Neo-collectivism—નવસમાજવાદ; નવસમૂહવાદ. સમૂહવાદ અને નવસમૂહવાદ વચ્ચે થોડો ફરક છે. સમૂહવાદ ખાનગી મિલકતનો સંપૂર્ણ નિષેધ કરે છે, જ્યારે નવસમૂહવાદ નાના નાના ઉદ્યોગ-ધંધાઓ તથા સંસ્કૃતિના વિકાસ માટે ખાનગી મિલકતનું અમુક હદ સુધી સમર્થન કરે છે.

Nep—નવી આર્થિક નીતિ; સોવિયેટ રશિયાએ ગૃહયુદ્ધ પછી ૧૯૨૨માં રાષ્ટ્રની અધિક ઉન્નતિ માટે જે નવી નીતિનો સ્વીકાર કર્યો તે. રશિયન ભાષાના Novaya Ekonomitcheskaya Politika ( New Economic Policy ) એવા ત્રણ શબ્દો ઉપરથી યોજાયેલો શબ્દ.

Neutral—તટસ્થ; અપક્ષપાતી.

Neutrality—તટસ્થતા; બીજા દેશો લડતા હોય ત્યારે કોઈ પણ પક્ષમાં ભળી જઈ લડાઈમાં માથું ન મારવાની નીતિને તટસ્થતા કહેવાય. તટસ્થ દેશો આંતરરાષ્ટ્રીય કાયદા મુજબ ન કોઈ રાષ્ટ્રને મદદ કરી શકે કે ન તેની લશ્કરી તૈયારીઓમાં વિઘ્નો નાખી શકે, માત્ર પોતાની તટસ્થતાના રક્ષણ માટે ગફલત રાખ્યા સિવાય હરપળે એણે બરાબર તૈયાર રહેવું જોઈએ.

Neutrality Act—તટસ્થતાનો કાયદો. ઈ. સ. ૧૯૩૯માં અમેરિકાની સરકારે આ કાયદો પસાર કર્યો હતો. તેનો હેતુ એ છે કે જે દેશોને પ્રેસિડન્ટ 'યુદ્ધપ્રવૃત્ત દેશ' તરીકે જાહેર કરી દે તેવા દેશોને જે કંઈ સામાન વેચવામાં આવે તે રોકડ નાણું લઈને જ વેચાય અને એ સામાન લઈ જવાની જવાબદારી તે તે દેશોને શિરે જ નાખવામાં આવે.

Neutrality Zone—તટસ્થતા-ક્ષેત્ર.

New Deal—નવી નીતિ. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે ઈ. સ. ૧૯૩૩માં આર્થિક સંકટોનો સામનો કરવા માટે અમલમાં મૂકેલી રાજકીય નીતિ.

New Order—નવરચના; નવી વ્યવસ્થા. [અરાજક સિદ્ધાંત.

Nihilism—અરાજકવાદ; શાસન-વિરોધ; રશિયન ક્રાન્તિકારીઓનો

Nihilist—રશિયન અરાજકવાદી ક્રાંતિકારી; રશિયાની ક્રાંતિકારી હિલચાલમાં આ લોકોએ સૌથી વધારે ભાગ લીધો હતો.

Nine-Power Agreement—નવ સત્તાઓનો કરાર. ઈ. સ. ૧૯૨૩માં ગ્રેટબ્રિટન, અમેરિકા, જાપાન, ચીન, ફ્રાન્સ, ઈટલી પોર્ટુગાલ, બેલ્જિયમ તથા નેધરલેંડ-આ નવ દેશોની વચ્ચે કરાર થયો હતો. તેમાં ચીનનું અબાધિત સર્વોપરીત્વ તથા તેની સંપૂર્ણ એકતાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો અને તેના રક્ષણને માટે બાંયધરી આપવામાં આવી હતી. પણ પાછળથી જાપાને આ કરારનો ભંગ કર્યો અને તેણે ચીન ઉપર આક્રમણ કર્યું.

Nippon—જાપાન.

Nobel Prize—નોબેલ પારિતોષિક. નોબેલ દારૂગોળાનો એક મોટો વેપારી હતો. તેણે પ્રતિવર્ષ પાંચ ઈનામ આપવા માટે એક ફંડ આપ્યું હતું. શ્રેષ્ઠ સાહિત્યકાર, શાંતિનો શ્રેષ્ઠ પ્રચારક, શ્રેષ્ઠ પદાર્થ-વૈજ્ઞાનિક, શ્રેષ્ઠ રસાયણ-વૈજ્ઞાનિક અને શ્રેષ્ઠ જીવન-વૈજ્ઞાનિકને આ ઈનામ મળે છે.

No-changers—નાફેરવાદી. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ગાંધીજીની આગેવાની નીચે અસહકારની હિલચાલ ચલાવ્યા પછી સવિનય કાનૂનભંગ ચલાવ્યો. ચૌરીચૌરાના બનાવોને લીધે ગાંધીજીએ એ હિલચાલ મોકૂફ રાખી. એ પછી ગાંધીજીને રાજદ્રોહના આરોપસર ૬ વરસની સજા થઈ. દેશમાં એક પ્રકારની નિરાશાનું વાતાવરણ ઊભું થયું હતું. એ વખતે પંડિત મોતીલાલજી અને દેશબંધુ દાસે

સ્વરાજ્ય-પક્ષની સ્થાપના કરી ધારાસભામાં ભાગ લેવાનું ઠરાવ્યું. ચુસ્ત ગાંધીવાદીઓ ધારાસભા-પ્રવેશની વિરુદ્ધ હતા. ગયાની મહાસભામાં આ બંને પક્ષો વચ્ચે સારી એવી રસાકસી જામી હતી. જેઓ ધારાસભાના બહિષ્કારનો કાર્યક્રમ ચાલુ રાખવા માગતા હતા તેની આગેવાની શ્રી. રાજગોપાલાચાર્યે (રાજાજીએ) લીધી. ત્યારથી આ પક્ષના લોકો નાફેરવાદીઓ તરીકે ઓળખાયા.

Nominate—નિમણૂક કરવી.

Nominated Members—નિમાયેલા સભ્યો.

Nomination—નિમણૂક.

Nominator—નિયોજક; નિમણૂક કરનાર.

Nominee—જેની નિમણૂક થઈ છે તે વ્યક્તિ.

Non-aggression Pact—અનાક્રમણાત્મક સંધિ. બે અથવા એથી વધારે દેશો વચ્ચે થતા અનાક્રમણના કરારો, જેમાં આપસઆપસના ઝઘડાનો નિકાલ આક્રમણ દ્વારા નહિ પણ પરસ્પર સમજૂતી દ્વારા અથવા લવાદ દ્વારા કરવામાં આવે એવી સમજણ હોય છે.

Non-conformist—પ્રતિષ્ઠિત ધર્મસંઘની વિરોધી વ્યક્તિ.

Non-content—વિપક્ષી મત; વિપક્ષમાં મત આપનાર.

Non-entity—અસ્તિત્વ વિનાની વસ્તુ; નગણ્ય વ્યક્તિ.

Non-intervention—હસ્તક્ષેપ ન કરવાની નીતિ.

Non-resistance—વિરોધ ન કરવો. સત્તરમી સદીમાં એક એવો સિદ્ધાંત પ્રચલિત હતો કે અધિકારી-વર્ગ પોતાના અધિકારનો ઉપયોગ ગમે તેવો કરે-દુરુપયોગ કરે-તોપણ તેનો વિરોધ કરવો જોઈએ નહિ.

Non-union—મજૂરસંઘની સાથે સંબંધ નહિ ધરાવતું.

# O

Oath, Parliamentary—પાર્લમેંટના સોગંદ; પાર્લમેંટમાં પ્રવેશ કરતી વખતે, એટલે કે પાર્લમેંટના સભ્ય બનતી વખતે, લેવામાં આવતા સોગંદ. આ સોગંદમાં નીચે મુજબની પ્રતિજ્ઞા લેવાની હોય છે: "હું સોગંદ ખાઈને પ્રતિજ્ઞા કરું છું કે હું શ્રીમાન સમ્રાટ અને તેના ઉત્તરાધિકારીઓ પ્રત્યે રાજભક્ત અને વફાદાર રહીશ."

Objection—વાંધો; વિરોધ.

Objectionable—વાંધાભર્યું; આપત્તિજનક.

Obstruction—વિઘ્ન; અવરોધ. પાર્લમેંટ અથવા બીજી સભામાં એવી જાતનું વિઘ્ન ઊભું કરવું જેથી ચાલતું કામકાજ અટકી પડે.

Occidental—પાશ્ચાત્ય; પશ્ચિમના દેશનું.

Occupy—અધિકાર કરી લેવો; રોકી લેવું; દખલ કરવી.

Occupancy—અધિકાર; દખલ.

Occupancy Right—કબજો કરવાનો હક; દખલ કરવાનો હક.

Offensive—આક્રમણાત્મક; આક્રમણકારી.

Offensive War—આક્રમણાત્મક યુદ્ધ.

Office—કાર્યાલય; દફતર; ઉચ્ચ પદ; પદ.

Acceptance of Office—પદગ્રહણ; હોદ્દાસ્વીકાર.

Office-bearer—પદાધિકારી; હોદ્દેદાર.

Official—સરકારી; વિધિપૂર્વક; અધિકારયુક્ત.

Oireachtas—આયર્લૅન્ડના પ્રજાતંત્ર-રાજ્યની વ્યવસ્થાપક સભા.

Old-age Pension Act—વૃદ્ધાવસ્થાના પેન્શન સંબંધી કાયદો.

Oligarchy—અલ્પજનસત્તાત્મક રાજ્ય. જેમાં સત્તા બહુ જ થોડા

લોકોના હાથમાં હોય તેવું રાજ્ય. ઍરિસ્ટોટલે થોડાક શ્રીમંતોના શાસનને માટે Oligarchy શબ્દનો પ્રયોગ કર્યો છે. સીલીએ વિકૃત અને અવ્યવસ્થિત શાસનને માટે આ શબ્દપ્રયોગ કર્યો છે. પ્રાચીન લેખકોએ ઑલિગાર્કીને ઍરિસ્ટોક્રસીનું વિકૃત સ્વરૂપ ગણ્યું છે, જેમાં થોડાક માણસો પોતાની સ્વાર્થસિદ્ધિ માટે શાસન કરે છે.

One man-One vote—માણસદીઠ મત.: ચૂંટણીની એક પદ્ધતિ, જેમાં દરેક માણસને માત્ર એક જ મત આપવાનો અધિકાર હોય છે.

Open-door Policy—મુક્તદ્વારનીતિ; સ્વતંત્ર અથવા અબાધિત નીતિ, જેમાં બધાને સમાન ધોરણે વેપાર કરવાની છૂટ આપવામાં આવે છે. તેમાં રાષ્ટ્ર અથવા જાતિનો ભેદભાવ રાખવામાં આવતો નથી.

Opposition—સરકાર-વિરોધી પક્ષ; પાર્લમેંટ અથવા બીજી કોઈ ધારાસભામાં સરકારી પક્ષનો વિરોધ કરનાર પક્ષ.

Optional—વૈકલ્પિક; અપવાદરૂપ.

Orders of the day—પાર્લમેંટનો હમેશનો કાર્યક્રમ.

Order—આજ્ઞા; હુકમ; વ્યવસ્થા.

Law and order—કાયદો અને વ્યવસ્થા.

Order of Merit—વિશેષ ગુણની ઉપાધિ; નિરૂપણ; વિધાન. ૧૯૦૨થી આ ઉપાધિ એવા બ્રિટિશ પ્રજાજનોને આપવામાં આવે છે, જે કોઈ પણ કાર્યમાં અત્યંત ઉચ્ચ પ્રકારની વિશિષ્ટતા બતાવતા હોય.

Ordinance—વટહુકમ; વિશેષ કાયદો; ખાસ આજ્ઞા.

Organic Theory of the State—કેટલાક પાશ્ચાત્ય રાજનીતિ-વિશારદો કહે છે કે રાજ્યના મુખ્ય ગુણોમાંનો એક ગુણ સાવયવ

ઐક્ય (Organic Unity) છે. સાવયવ ઐક્યનો અર્થ જરા સ્પષ્ટ કરીએ શરીર જુદા જુદા અવયવોનો સુસંગઠિત સંઘ છે. તેમાં જેટલા અવયવો છે તે બધા એકબીજા સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. એક અવયવને કંઈક ઘા વાગ્યો કે તુરત જ તેની અસર આખા શરીરના અવયવો અનુભવે છે. એથી એમ પ્રગટ થાય છે કે શરીરના તમામ અવયવોમાં એકતા છે. એ બધા વચ્ચે અંદરોઅંદર ઘનિષ્ઠ સંબંધ છે. એક અવયવના સુખદુઃખનો પ્રભાવ બીજા અવયવો ઉપર પડયા વિના રહેવાનો નહિ. શરીરના આ અવયવો વચ્ચે રહેલી આ ઘનિષ્ઠ એકતાનું નામ જ સાવયવ એકતા ( Organic Unity ) છે. કેટલાયે સમાજશાસ્ત્રવેત્તાઓ તથા રાજનીતિના આચાર્યોએ શરીરના આ અવયવોની એકતાની સરખામણી સમાજ અથવા રાજ્યરૂપી શરીરના અવયવો સાથે કરી છે. તેને સમાજ અથવા રાજ્યની એકતા ( Organic Theory of the Society or State ) કહે છે. તેઓ કહે છે કે જે લોકોનો સંઘ પરસ્પર-એકતાના તારથી જોડાયેલો નથી હોતો તથા જેનો આપસઆપસમાં સંબંધ નથી તેને સમાજ અથવા રાજ્ય કહી શકાય નહિ. આ જાતના તૂટેલી કડીવાળા વેરવિખેર સમુદાયથી સમાજરૂપી શરીરનું સંગઠન થતું નથી. તેઓ કહે છે કે જે રીતે છૂટા છૂટા અને અસંબદ્ધ અવયવો વડે શરીરનું સંગઠન થઈ શકતું નથી તેવી જ રીતે જે કોઈ પણ જાતની એકતાના સૂત્રથી બંધાયેલા નથી તથા જેમની વચ્ચે પરસ્પર–સંબંધ નથી એવા મનુષ્યરૂપી અવયવો વડે સમાજ અથવા રાજ્યનું સંગઠન થઈ શકતું નથી. શરીરના સંગઠન માટે જે રીતે તેના જુદા જુદા અવયવોની એકતાની જરૂર છે એ જ રીતે કેટલાયે લેખકોના મત મુજબ સમાજ અથવા રાજ્યરૂપી શરીરના સંગઠન માટે તેના અવયવરૂપ સભ્યોની એકતાની જરૂર છે.

જેલિનેક ( Jellinek ) નામનો વિદ્વાન કહે છે કે રાજ્ય

સાથે સંબંધ ધરાવનાર આ સાવયવ સિદ્ધાંત ઘણો જ જૂનો અને લોકપ્રિય છે. પ્લેટોએ પોતાના ‘ડી રિપબ્લિકા’ (De Republica) નામના ગ્રંથમાં રિપબ્લિકની તુલના એક માનવશરીર સાથે કરી છે અને ઘણી જ અસરકારક રીતે એમ પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે કે સર્વોપરી સુવ્યવસ્થિત સર્વતંત્રશાસન (Common-wealth) એ છે જેની રચના તાત્ત્વિક રીતે મનુષ્યના શરીરની રચનાને મળતી આવતી હોય. પ્લેટોએ કહ્યું છે કે જેવી રીતે શરીરના સભ્યરૂપી કોઈ પણ અવયવને ઘા લાગવાથી આખા શરીરને વેદના થાય છે અને તે એ દુઃખી અવયવ પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે, એ જ રીતે સમાજ જે વ્યક્તિઓનો બનેલો છે તેમાંથી કોઈ પણ એક વ્યકિતને ઘા લાગતાં આખા સમાજને ધક્કો લાગે છે. સીસેરો નામના પ્રસિદ્ધ ગ્રીક લેખકે રાજ્ય (State) તથા વ્યકિતની તુલના કરી છે. તેણે રાજ્યના પ્રધાનની સરખામણી માનવશરીરનું સંચાલન કરનાર આત્મા સાથે કરી છે, એ જ રીતે બીજા પણ કેટલાયે લેખકોએ આવી તુલના કરી છે. અઢારમી સદીના ઘણાયે પાશ્ચાત્ય લેખકોએ તો આ તુલનાને ઘણું જ મહત્ત્વ આપ્યું છે. એટલું ખરું કે ફ્રાન્સની રાજ્યક્રાંતિ પછી આ સિદ્ધાંતનું મહત્ત્વ ઘટવા લાગ્યું અને ‘રાજ્ય બીજું કાંઈ જ નહિ પણ માત્ર એક કૃત્રિમ ચીજ છે’–આ વિચારને વિશેષ અનુમોદન મળવા લાગ્યું. એથી સાવયવ સિદ્ધાંતને ધક્કો લાગવા માંડયો. પણ ૧૯મી સદીના મધ્યભાગમાં ફ્રાન્સના તત્ત્વજ્ઞાનીઓના આ વિચારની વિરુદ્ધ પ્રતિક્રિયા શરૂ થઈ અને રાજ્ય એક શરીર (Organism) છે એ વિચારને જોર મળવા લાગ્યું. આ વખતે લોકોનું આકર્ષણ આ સિદ્ધાંત પ્રત્યે ખૂબ વધતું ગયું. જર્મન રાજનીતિવિશારદ મિ. બ્લંશ્લેએ પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ Theory of Stateમાં સાવયવ સિદ્ધાંતનું ખૂબ યોગ્યતાપૂર્વક સમર્થન કર્યું છે. તેણે બતાવ્યું છે કે રાજ્ય માનવી–શરીર( Human Organism )નું જાણે પ્રતિબિંબ છે.

છે. એ બંનેમાં ઘણું મળતાપણું છે. જેવી રીતે શરીરના સભ્ય અવયવો( Organs )માં કાર્ય અને જીવનક્રિયાઓ રહે છે, એવી જ રીતે રાજ્યમાં પણ રહે છે. તેણે રાજ્યની રચના અને જીવનક્રિયા-( Life process )ની માનવી-શરીરની સાથે જે તુલના કરી છે તે અત્યંત મનોરંજક છે. તેણે બતાવ્યું છે કે રાજ્ય માત્ર નિષ્ક્રિય કૃત્રિમ મશિન નથી પણ એક સજીવ બૌદ્ધિક તથા સેન્દ્રિય પદાર્થ ( Being ) છે. તેણે આ વસ્તુને સિદ્ધ કરી બતાવતાં લખ્યું છે કે જે રીતે તૈલચિત્ર ( Oil-painting ) તેલનાં બિંદુઓના જથ્થાથી કંઈક વધારે છે, જે રીતે માણસ રક્તબિંદુ અથવા હાડકાંઓના મિશ્રણથી કંઈક વધારે છે, તેવી જ રીતે રાજ્ય રાષ્ટ્રીય લોકોના સમુદાયમાત્રથી તથા બહારના કાયદા-કાનૂનના સંગ્રહથી કંઈક વધારે છે.

જેવી રીતે પ્રાણીશરીર ( Animal organism ) તેનાં સજીવ અવયવો તથા રક્તબિંદુઓ(Cells)નું બનેલું છે, અને જેવી રીતે અવયવો એકબીજા ઉપર આધાર રાખતાં છતાં પોતાનું જુદું જુદું કાર્ય કરે છે એ જ હાલત રાજ્યરૂપી શરીરની છે. આ શરીર વ્યક્તિરૂપ અવયવોનું બનેલું છે અને તેની હાલત પણ શરીરના અવયવોની હાલત જેવી જ છે. શરીરના અવયવોની પેઠે રાજ્યશરીરના વ્યક્તિઓ રૂપી અવયવો પણ પોતપોતાનાં જુદાં જુદાં કાર્યો કરતાં છતાં એકબીજા ઉપર અથવા સમાજ ઉપર આધાર રાખે છે. તેઓનો આપસમાં સંબંધ છે. રચનામાં શું કે ક્રિયામાં શું કે બીજી બાબતોમાં શું—મનુષ્ય-શરીર સાથે સમાજ-શરીરનું બધી જ રીતે મળતાપણું છે. બંનેનું અસ્તિત્વ કૃત્રિમ સાધનોને બદલે કુદરતી સાધનો વડે જ શરૂ થાય છે. ફ્રેંચ તત્ત્વજ્ઞાની રુસોએ માનવશરીર સાથે રાજ્યની જે તુલના કરી છે તે ખૂબ રસિક છે. માણસના માથાની સરખામણી રાજ્યની સર્વોપરી સત્તા સાથે, માણસના મગજની રાજ્યના કાયદા તથા રીતરિવાજો

સાથે, ઇચ્છાઓની જન્મે અને મૅજિસ્ટ્રેટો સાથે, વેપાર ખેતી અને ઉદ્યોગ-ધંધાઓની મોં અને પેટ સાથે તથા સાર્વજનિક અર્થકોષની રક્ત સાથે કરેલી છે.

એ જ રીતે અલબર્ટ શેફલે નામના વિખ્યાત ઑસ્ટ્રિયન વિદ્વાન તેમ જ કાયદાના પંડિતે ( Jurist ) પ્રાણીશરીર અને સમાજ-શરીરની તુલના કરવામાં ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે તેમ જ અભ્યાસ પણ કર્યો છે. તેણે ઑસ્ટ્રિયન ભાષામાં 'ધ સ્ટ્રક્ચર ઍન્ડ લાઈફ ઑફ સોશિયેલ બૉડી' ( The Structure and Life of the Social Body ) નામનો ગ્રંથ લખ્યો છે તેમાં તેણે પ્રાણીશરીર અને સમાજશરીરની શરીરશાસ્ત્ર, પ્રાણીવિજ્ઞાન તેમ જ માનસ-શાસ્ત્રની દૃષ્ટિએ ખૂબ વિસ્તારથી અને વિદ્વત્તાપૂર્ણ રીતે તુલના કરી બંનેમાં આશ્ચર્યજનક મળતાપણું બતાવવાનો પ્રયત્ન કર્યો છે. તેણે એમ બતાવ્યું છે કે સમાજ એક શરીર છે, જેનું જીવનતત્ત્વ અથવા અંગ મનુષ્ય છે. તેણે એ ગ્રંથમાં અપૂર્વ વિદ્વત્તા અને આશ્ચર્યજનક શોધક-બુદ્ધિનો જે પરિચય આપ્યો છે તે તેનું અગાધ જ્ઞાન, અપૂર્વ પ્રતિભા અને પ્રશંસનીય શોધક-શક્તિ બતાવે છે. તેની પેઠે જ પોલ લિલનફિલ્ડ નામના રશિયન સમાજશાસ્ત્રવેત્તાએ આ બંને વચ્ચે મળતાપણું દર્શાવવામાં પોતાની અસાધારણ પ્રતિભાશક્તિ. અજબ શોધક-શક્તિ તથા વિદ્વત્તાનો પરિચય કરાવ્યો છે. તેણે એક ગ્રંથ લખ્યો છે તેનું નામ 'Thoughts Concerning the Social Science of the Future' છે. તેના પાંચ મોટા મોટા ભાગો છે. તેણે સાવયવ સિદ્ધાંતનું ખૂબ સરસ રીતે સમર્થન કર્યું છે. તેણે આ સિદ્ધાંતનું જે મર્મસ્પર્શી વિવેચન કર્યું છે તે આશ્ચર્યકારક છે તેણે સમાજના મનોવિજ્ઞાન ( Social Psychology ) તથા સમાજશરીરનું ઘણું જ સુંદર પ્રકટીકરણ કરીને પ્રાણીશરીરની સાથે તેની સરસ તુલના કરી છે. કેટલીક જગાએ તો તે સ્પેન્સર અને શેફલે(Schaffle)થી પણ આગળ

વધી ગયો છે. એ રીતે ઑગસ્ટ કોમટ ( August Comte ), ટાડ (Tarde), લેટૂર્નો (Letourneau), ડી ગ્રેટ (De Great ), ફાઉલે (Fowllee) તથા રેને વર્મ્સ ( Rene Worms ) વગેરે ફ્રેંચ તત્ત્વજ્ઞોએ તથા કેટલાક જર્મન દાર્શનિકોએ પણ સાવયવ સિદ્ધાંતનું સમર્થન કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં ફ્રેંચ તત્ત્વજ્ઞ અને સમાજશાસ્ત્રજ્ઞ વર્મ્સ તો આ સિદ્ધાંતનો સૌથી વધારે હિમાયતી છે. તેણે કહ્યું છે કે સમાજશરીર તથા પ્રાણીશરીરમાં આશ્ચર્યજનક મળતાપણું જોવામાં આવે છે. [ સંસ્કૃતિ સંબંધી.

Oriental—પ્રાચ્ય; પ્રાચ્યદેશીય; એશિયાઈ સભ્યતા સંબંધી; એશિયાઈ

Orientalism—પૌર્વાત્યપણું; પ્રાચ્યતા; એશિયાઈ રીતરિવાજ.

Orientalist—પ્રાચ્ય દેશનાં ઇતિહાસ અને ભાષાનો વિશેષજ્ઞ.

Ottawa Agreements—ઓટાવાના કરાર. કૅનેડાના ઓટાવા શહેરમાં ઈ. સ. ૧૯૩૨માં બ્રિટિશ સામ્રાજ્યના દેશોની એક આર્થિક પરિષદ ભરવામાં આવી હતી, જેમાં સામ્રાજ્યના દેશોને બ્રિટિશ સામ્રાજ્યની અંદર કર અથવા જકાત ( Tarrif ) વગેરે બાબતોમાં વધારે છૂટ આપવાનો નિર્ણય થયો હતો. હિંદુસ્તાન જેવા આર્થિક રીતે પછાત રહેલ દેશ માટે આ નીતિ નુકસાનકારક માનવામાં આવી હતી. પણ તોયે ધારાસભાની સંમતિ વિના આ કરારોનો અમલ શરૂ કરવામાં આવ્યો છે.

શાહી પસંદગી ( Imperial Preference )ની નીતિ આ કરારથી સ્વીકૃત થઈ હતી. ઇંગ્લંડનો વેપાર ધીમે ધીમે ઘટતો જતો હતો અને પોતાનાં સંસ્થાનોમાંથી પણ તેનો વેપાર ઓછો થવા લાગેલો. તે વખત સુધી ઇંગ્લંડ મુક્ત-વ્યાપારની તરફેણમાં હતું, પણ ત્યાર પછી સામ્રાજ્યની અંદર તો સામ્રાજ્યનાં અંગોને વેપાર કરવાની બાબતમાં પક્ષપાતી નીતિ રાખવી જોઈએ એવું ધોરણ આ ઓટાવા કરારથી

સ્વીકારવામાં આવ્યું અને જુદાં જુદાં સંસ્થાનોએ બ્રિટનની સાથે અમુક જાતના કરારો કર્યા, જેમાં કઈ કઈ વસ્તુઓને જકાતી સવલતો આપવી એ ઠરાવાયેલું. આમાં હિંદને તો નુકસાન જ થયું હતું, કારણ કે જે ચીજો ઈંગ્લંડ ખરીદતું હતું તેમાં ઈંગ્લંડે સગવડો આપવાનું કહ્યું પણ આ કરારોને લીધે જે દેશોનો માલ આપણે ખરીદતા હતા તેમની દુશ્મનાવટ ઊભી થઈ.

જેમ કે, આપણો કપાસ જાપાન ખરીદતું હતું. જાપાનની વસ્તુઓ ઉપર હવે વિશેષ જકાત મળતાં તેનો માલ આપણે ત્યાં ઓછો આવે, પણ એમ કરતાં જાપાન આપણો કપાસ ન ખરીદે. એ પડી રહેલો કપાસ ઈંગ્લંડે ખરીદવો જોઈએ એવી માગણી કરતાં ઈંગ્લંડે ગલ્લાંતલ્લાં કર્યાં. આ તો એક ઉદાહરણ. આ રીતે આપણા દેશ કરતાં ઈંગ્લંડને આ કરારથી વિશેષ ફાયદો થયો હતો.

આ કરારોમાં ત્યાર પછી જુદે જુદે પ્રસંગે છૂટછાટો મૂકવી પડી છે, કારણ કે સામ્રાજ્યની બહારના દેશોની સાથે વેપારના કરારો કરતી વખતે આ કરારોને લીધે મુશ્કેલીઓ ઊભી થતી હતી.

Ottoman—તુર્ક-સંબંધી; તુર્કી; તુર્ક.

Ottoman Empire—તુર્ક-સામ્રાજ્ય.

Out-look—દૃષ્ટિકોણ; દૃષ્ટિબિંદુ.

Political Out-look—રાજકીય દૃષ્ટિકોણ-દૃષ્ટિબિંદુ. [હરાવવું.

Out-manoeuvre—શ્રેષ્ઠતર કુશળતા, ચાલાકી અથવા કપટનીતિથી

Outpost—દૂરની ચોકી; દૂરવર્તી ચોકી; શત્રુની હિલચાલ ઉપર નજર રાખવા માટે લશ્કરના મુખ્ય મથકથી થોડે છેટે રાખેલો મુકામ, ચોક. (૨) મુખ્ય લશ્કરથી થોડે છેટે રાખેલી ટુકડી.

Outvote—વધારેપડતા મત; મતની અધિકતા; બહુમત. [માણસ.

Outvoter—જેને મત આપવાનો અધિકાર હોય એવો બહારનો

Over-government—અતિશાસન; જરૂર કરતાં વધારે શાસન કરવાની પદ્ધતિ. રાજનીતિશાસ્ત્રના કેટલાયે લેખકો અતિશાસનની વિરુદ્ધ છે. જ્હોન સ્ટુઅર્ટ મિલ કહે છે: " અતિશાસનથી માનવ-સમાજની શારીરિક તથા માનસિક શક્તિઓનો ક્ષય થાય છે, કારણ કે આવું શાસન માણસને પોતાની બુદ્ધિના નિર્ણય પ્રમાણે કામ કરવામાં રુકાવટ નાખે છે—વિઘ્ન ઊભું કરે છે. ખુલ્લી હરીફાઈ ( Free Competition ) મનુષ્યની સર્વોત્તમ શક્તિઓનો વિકાસ કરે છે. તેની પ્રવર્તનશક્તિ ( Initiative ) વધારે છે તથા તેનામાં સ્વાવલંબીપણાનો ભાવ ઊભો કરે છે. એથી ઊલટું, અતિ-શાસન મનુષ્યના સ્વાભાવિક વિકાસને રૂંધે છે, તેના વ્યક્તિત્વને કચડી નાખે છે, તેની મૌલિકતા પર ઘા કરે છે અને એ રીતે સમાજના ધોરણ( Standard )ને નીચું પાડે છે. સમાજવાદી લેખકો અતિશાસન-પક્ષનું સમર્થન કરે છે.

Overtures—( સંધિ વગેરેનો ) પ્રસ્તાવ; રજૂઆત; સંધિ માટે વાતચીતની શરૂઆત કરવી તે.

P

Pacify—શાંત કરવું.

Pacific—શાંતિપ્રિય; શાંતિજનક; પ્રશાન્ત

Pacification—શાંતિકરણ; શાંતિસ્થાપન.

Pacificatory—શાંતિકર.

Pacifism--શાંતિવાદ; યુદ્ધવિરોધ; જગતમાંથી યુદ્ધનો કાયમને માટે

અંત લાવવા માટેનું આંદોલન વીસમી સદીની શરૂઆતમાં જ આ આંદોલનની શરૂઆત થઈ હતી. ગ્રેટબ્રિટન, અમેરિકા, જર્મની, ફ્રાન્સ તથા બીજા દેશોમાં આંતરરાષ્ટ્રીય શાંતિ-પરિષદો ભરવામાં આવી હતી. જો કે તેનો સીધો પ્રભાવ બહુ ઓછો પડયો પણ યુદ્ધ વિરુદ્ધ લોકોનો વિવેક જાગ્રત કરવાનું મહત્ત્વનું કામ એણે ઠીક ઠીક કર્યું. રાષ્ટ્રસંઘ, કેલૉગ પૅક્ટ, નિઃશસ્ત્રીકરણ પરિષદ, બ્રુસેલ્સની શાંતિ-પરિષદ—આ આંદોલનના જ ફળરૂપે હતાં. માનવજાતના કમનસીબે બળવાન રાજ્યોના સ્વાર્થોને કારણે આ માનવહિતકારી આંદોલન સફળ ન થઈ શક્યું.

**Pacifist**—શાંતિવાદી; યુદ્ધનિવારક. મહાત્મા ગાંધીજી જગતના મોટામાં મોટા શાંતિવાદી છે અને એ દિશામાં તેમણે પ્રયત્નો પણ કર્યા છે. ૧૯૩૯માં હિંદના પ્રજામતને ઠોકરે મારી તેની ઇચ્છા વિરુદ્ધ બ્રિટિશ સરકારે જ્યારે હિંદુસ્તાનને યુદ્ધમાં ઘસડયું ત્યારે તેની સામે નૈતિક વિરોધ ઉઠાવવા તેમ જ યુદ્ધ-વિરોધી અવાજ જગતને પહોંચાડવા અને માનવજાતને શાંતિનો સંદેશો આપવા હિંદુસ્તાનની સૌથી મોટી રાજકીય સંસ્થા મહાસભા દ્વારા તેમણે બ્રિટન સામે વ્યક્તિગત સત્યાગ્રહની લડત માંડી હતી.

**Panama, Declaration of**—પનામાની ઘોષણા. ઈ. સ. ૧૯૩૯ના ઑક્ટોબરની ત્રીજી તારીખે અમેરિકાનાં ૨૧ પ્રજાતંત્રો-(Republics)એ અમેરિકાની આસપાસ તટસ્થતા-ક્ષેત્ર ઊભું કરવાની જે ઘોષણા કરી હતી તે.

**Pan-African**—સંયુક્ત આફ્રિકાની એકતા સંબંધી.

**Pan-American**—ઉત્તર તથા દક્ષિણ અમેરિકાની એકતા સંબંધી.

**Pan-Arabic Movement**—સમસ્ત આરબો માટે એક રાજ્ય અથવા રાજ્યસંઘ સ્થાપવાનું આંદોલન.

Pan-Europe—સમસ્ત યુરોપ માટે એક સંઘ(Federation)ની સ્થાપના કરવાનું આંદોલન. [ વાનું આંદોલન.

Pan-Hellenism—સમસ્ત ગ્રીસવાસીઓનો રાજનૈતિક સંઘ સ્થાપ-

Pan-Germanism—સમસ્ત જર્મન પ્રજાને એક સામ્રાજ્ય નીચે લાવવાનું આંદોલન. [ એક મહાસભા નીચે લાવવાનું આંદોલન.

Pan-Islamism—સમસ્ત મુસલમાનોનું એક સંગઠન કરી તેને

Pan-Slavism—સમસ્ત સ્લાવ જાતિના લોકોની એકતાનું આંદોલન.

Pantisocracy—જેની સ્થાપના સંપૂર્ણ સમાનતાના સિદ્ધાંત ઉપર થવાની હતી એવા એક ઠરાવરૂપે રજૂ થયેલા સમાજવાદી સંસ્થાનને આ નામ કોલેરીજે આપ્યું હતું.

Parliament—ઈંગ્લંડની લોકપ્રતિનિધિસભા; પાર્લમેંટ.

( આ સાથે સંબંધ ધરાવતા House of Commons તથા House of Lords શબ્દો જુઓ. )

Parliamentarian—પાર્લમેંટનો ચર્ચા કરવામાં કુશળ સભ્ય.

Parliamentary—પાર્લમેંટ સંબંધી; પાર્લમેંટ દ્વારા વિધિબદ્ધ.

Participation—ભાગ લેવો તે. [ અનુરક્તિ–આસક્તિ.

Particularism—કોઈ પક્ષ અથવા સંપ્રદાય પ્રત્યેની એકાંતિક

Partition—વિચ્છેદ; વિભાજન; ભાગલા. [ બંગભંગ.

Partition of Bengal—બંગાળના ભાગલા; બંગવિચ્છેદ;

Partnership—ભાગીદારી.

Party Government—દળબંધ શાસન; પક્ષનું શાસન.

Party System—દળબંધી પ્રણાલી; પક્ષના શાસનની પદ્ધતિ. લોકશાહીનું રાજતંત્ર મોટે ભાગે આવા પક્ષોનું જ શાસન થાય છે. પાર્લમેંટમાં આવનારા સભ્યો અમુક પક્ષના સભ્યો હોય છે અને પછી જે પક્ષ બહુમતી ધરાવતો હોય તે રાજકારભાર સંભાળે.

Pasha—તુર્કી અથવા મિસર દેશનો ઊંચો હોદ્દો ભોગવતો અમલદાર.

Passport—પરવાનો; અનુમતિ-પત્ર; વિદેશ જવા માટે સરકાર તરફથી આપવામાં આવતો અનુમતિ-પત્ર.

Passive Resistance—શાંત પ્રતિરોધ; કોઈ પણ પ્રકારની સત્તાના અન્યાયનો શાંતિમય ઉપાયોથી કરવામાં આવતો સામનો. પશ્ચિમના તેમ જ અહીંના પણ કેટલાક લોકો Passive Resistance અને મહાત્માજીએ ચલાવેલા સત્યાગ્રહને એક જ વસ્તુ માને છે. પણ ખુદ મહાત્માજીએ આ બે શબ્દો ભિન્ન ભિન્ન છે એવી સ્પષ્ટતા કરી છે. પેસિવ રેઝિસ્ટન્સ એ નબળાનું શસ્ત્ર છે અને તેનો ઉદ્ભવ લાચારીમાંથી બીજો કોઈ ઉપાય ન મળવામાંથી થયો છે, જ્યારે સત્યાગ્રહ એ બળવાનમાં બળવાનનું શસ્ત્ર છે. તેમાં વિરોધીને પ્રેમથી જીતવાની વાત છે. સત્યાગ્રહી ગમે તે પરિસ્થિતિમાં મન, વચન અને કાયાથી સત્ય અને અહિંસાને વળગી રહેશે, જ્યારે Passive Resister તક મળ્યે વિરોધીને હેરાન કરવાનો મનસૂબો પણ બાંધે ખરો. આમ બંનેની ભૂમિકાઓ જ જુદી છે.

Patent—કોઈ પણ પ્રકારની શોધ અથવા નવીન જાતની બનાવટના સર્વ હક્ક સુરક્ષિત રાખવા માટે સરકાર તરફથી આપવામાં આવતો અધિકારપત્ર.

Patent, Letters—રાજા પાસેથી મળેલો અધિકારપત્ર, જેથી કોઈ પણ શોધ અથવા નવીન બનાવટના તમામ હક્કો શોધકને સ્વાધીન રહી શકે.

Paternal Government—પૈતૃક સરકાર; પૈતૃક શાસન; સંરક્ષક શાસન. આ એવી જાતની સરકાર અથવા રાજ્યતંત્ર છે, જેનું કાર્યક્ષેત્ર માત્ર સામાજિક અનિષ્ટોને જ રોકવાનું તથા ખાનગી અધિકારોનું રક્ષણ કરવામાં જ સીમિત થતું નથી પણ માનવ-સમાજની અનેક પ્રકારની સેવાઓ કરી તેને ઉન્નતિશીલ બનાવવાનું તથા તેનો સર્વાંગી વિકાસ સાધવાનું છે.

Patriarchal Theory of State Origin—રાજ્ય-ઉત્પત્તિનો પૈતૃક સિદ્ધાંત.

Patrimonial State—એક જાતનું રાજ્ય, જેનો શાસક માત્ર રાજ્યનું પ્રભુત્વ જ ભોગવતો ન હોય પણ સાથે સાથે રાજ્યની જમીનનો માલિક પણ ગણાતો હોય.

Patriot—સ્વદેશભક્ત; દેશભક્ત; સ્વદેશાભિમાની.

Patriotism—દેશભક્તિ; સ્વદેશાભિમાન.

Patrol—પરિભ્રમણ; પહેરો; ચોકી; પહેરો ભરનાર.

Patrolling—પહેરો ભરવો તે; ચોકી કરવી તે.

Patron—સંરક્ષક; આશ્રયદાતા.

Patronage—સંરક્ષણ; સંભાળ રાખવી; આશ્રય; પરવરિશ.

Peace—શાંતિ; સુલેહ; સંધિ; યુદ્ધમાંથી નિવૃત્તિ.

Peace-maker—શાંતિસ્થાપક; સંધિ કરાવનાર વ્યક્તિ.

Peace Pledge Union—શાંતિસંઘ; બ્રિટિશ શાંતિવાદીઓની સંસ્થા, જેનો ઉદ્દેશ જગતમાં શાંતિ સ્થાપવાનો છે. તેના સભ્યોની સંખ્યા લગભગ ૮ લાખ સુધી પહોંચી હતી. આ સંસ્થામાં જ્યોર્જ લેન્સબરી, બર્ટ્રાન્ડ રસેલ, સ્ટોર્મ જેમ્સન તથા એલ્ડ્ઝ હક્સલે જેવા મહાપુરુષો સભ્ય તરીકે રહી ચૂક્યા છે અને તેમાંના કેટલાક આજે પણ ચાલુ છે. માનવજાતની નૈતિક તેમ જ આધ્યાત્મિક ભાવનાઓને જાગ્રત કરી યુદ્ધને અશક્ય કરી દેવું એ તેનો ઉદ્દેશ છે.

Penal—દંડ સંબંધી; દંડ-વિધાયક; દંડનીય; ગુનેગારોને શિક્ષા કરવા સંબંધી.

Penal Code—દંડવિધાન; અપરાધશાસનશાસ્ત્ર; ફોજદારી કાયદો.

People—લોકો; જનસમાજ. રાજ્યનું ભૌતિક શરીર જે તત્ત્વો વડે સંગઠિત થાય છે તેમાં સૌથી પ્રથમ તથા જરૂરી તત્ત્વ

'લોકો 'નું છે. જે લોકો રાજ્યમાં છે અથવા જેઓ રાજ્યના સભ્યો છે તેના બે વિભાગ છે: (૧) નાગરિક, (૨) પ્રજાજન નાગરિક એ કહેવાય જેનો રાજ્યતંત્રમાં અવાજ હોય તથા જેને મતાધિકાર હોય, પ્રજાજન તેને કહેવાય જેને મતાધિકાર હોતો નથી, માત્ર રાજ્યના હુકમોને શિરોમાન્ય કરવાનું જ તેનું કામ હોય છે.

Permanent Court of International Justice—આંતરરાષ્ટ્રીય ન્યાયની સ્થાયી અદાલત. રાષ્ટ્રસંઘ( League of Nations )ની યોજના મુજબ હેગમાં ૧૯૨૧માં આ અદાલત સ્થાપવામાં આવી. દેશદેશની સંધિઓનું સ્પષ્ટીકરણ કરવા માટે કે દેશદેશ વચ્ચેના ઝઘડાઓનો નિકાલ કરવા માટે રાષ્ટ્રસંઘ તરફથી આ અદાલત સ્થાપવામાં આવી હતી.

Personal Unions—વૈયક્તિક સંયુક્ત રાજ્ય. જ્યારે બે અથવા બેથી વધારે રાજ્યો, જેના બાહ્ય અને આંતરિક સંબંધો જુદા જુદા હોય છે, તે એક રાજાના ઝંડા નીચે એકબીજા સાથે મળી જાય છે ત્યારે તેને માટે Personal Union શબ્દ વપરાય છે. રાજા જ આવાં રાજ્યોને જોડનારો બંધક બને છે. બીજી રીતે આ રાજ્યો એકબીજાથી સ્વતંત્ર હોય છે. દરેકનું રાજ્યશાસન, સંગઠન તથા કાયદાઓ ભિન્ન ભિન્ન હોય છે. તેમાં એક રાજ્યના નાગરિકને બીજા રાજ્યમાં પરદેશી તરીકે જ ગણવામાં આવે છે ને એવો વર્તાવ રાખવામાં આવે છે. જો કે આ રાજ્યોનો રાજા એક જ હોય છે પણ કાયદાની દૃષ્ટિએ તેમાં એનું વ્યક્તિત્વ જુદું રહે છે. એક જ રાજા પોતાના એક રાજ્યમાં સંપૂર્ણ સત્તા ધરાવતો હોય છે અને બીજામાં તેના અધિકારો ઉપર બંધારણનો અંકુશ હોય છે. આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ આ રાજ્યો એકબીજાથી સ્વતંત્ર રહી શકે છે.

Plebiscite--પ્રત્યક્ષ-મત-પ્રકાશન દ્વારા નક્કી કરવામાં આવેલો સમસ્ત દેશવાસીઓનો નિર્ણય; સમસ્ત દેશવાસીઓનો મત.

Plenipotentiary—જેને સંપૂર્ણ અધિકારો આપવામાં આવ્યા હોય એવો ખાસ રાજદૂત.

Pluralism—બહુમતાધિકારપદ્ધતિ; મતાધિકારની એક એવી પદ્ધતિ જેમાં એક વ્યક્તિને એક જ વખતે એક કરતાં વધારે મતો આપવાનો અધિકાર પ્રાપ્ત થયેલો હોય.

Plurality—બહુત્વ; અનેકત્વ; એક કરતાં વધારે મત.

Plutocracy—ધનાઢ્ય-શાસન; ધનિક-વર્ગનું તંત્ર.

Plutocrat—ધનાઢ્ય શાસનનો સભ્ય.

Plutonic, Plutonian—પ્લેટો સંબંધી.

Pogrom—આ રશિયન શબ્દ છે અને તેનો અર્થ 'નાશ' થાય છે. રશિયામાં યહૂદીઓ ઉપર જે જુલમો ઝારના વખતમાં ગુજારવામાં આવતા તેને માટે વપરાતો આ રશિયન શબ્દ છે. આમાં યહૂદીઓના મહોલ્લાઓ ઉપર હલ્લાઓ લઈ જવામાં આવતા, તેમને લૂંટવામાં આવતા, ઘરો બાળવામાં આવતાં અને એવા જ બીજા અત્યાચારો ગુજારવામાં આવતા. કમ્યુનિસ્ટ સરકાર સ્થપાયા પછી આ જાતની પ્રથા રશિયામાં બંધ પડી છે, પણ જર્મનીમાં ત્યારપછી એ શરૂ થઈ હતી.

Point of Order—બંધારણીય પ્રશ્ન; કાનૂની પ્રશ્ન; વૈધાનિક પ્રશ્ન.

Policy—નીતિ; શાસનનીતિ.

Political—રાજકીય; રાજનૈતિક.

Political Agent—હિંદી સરકારે દેશી રાજ્યોમાં મૂકેલો પોતાનો [પ્રતિનિધિ.

Political Agitation—રાજકીય આંદોલન.

Political Aspirations—રાજકીય મહત્ત્વાકાંક્ષાઓ.

Political Department—રાજકીય વિભાગ; રાજકીય ખાતું; રાજપ્રકરણીખાતું

**Political Harikari**--રાજકીય આત્મહત્યા.

**Politics or Political Science**--રાજનીતિવિજ્ઞાન; રાજનીતિશાસ્ત્ર; રાજ્યશાસ્ત્ર.

ભિન્નભિન્ન રાજનીતિજ્ઞો રાજનીતિશાસ્ત્રની ભિન્નભિન્ન વ્યાખ્યાઓ કરે છે. પણ સામાન્ય રીતે રાજનીતિશાસ્ત્ર એને કહેવાય જે રાજ્ય-(State)નાં શાસન, ગુણ, કર્મ, ધર્મ તથા તેનાં જુદાં જુદાં રૂપોનું વિવેચન કરતું હોય. રાજનીતિશાસ્ત્ર બે પ્રકારનાં છેઃ (૧) સિદ્ધાંતિક રાજનીતિશાસ્ત્ર (Theoretical Politics) અને બીજું વ્યવહારિક રાજનીતિશાસ્ત્ર ( Applied Politics ). સિદ્ધાંતિક રાજનીતિશાસ્ત્ર માત્ર રાજ્ય અથવા રાજ્યશાસનના મૂળનું, તેનાં તત્ત્વોનું, તેના સિદ્ધાંતોનું અને તેના આદર્શોનું વિવેચન કરે છે; એથી ઊલટું, વ્યવહારિક રાજનીતિશાસ્ત્ર એવાં સાધનો અને ઉપાયોનું વિવેચન કરે છે, જે વડે રાજનીતિશાસ્ત્રના તત્ત્વ અથવા આદર્શને વ્યવહારમાં ઉતારી શકાય—બીજા શબ્દોમાં કહીએ તો આ બીજા પ્રકારનું રાજનીતિશાસ્ત્ર શાસનનાં વ્યવહારિક રૂપ અને કાર્ય ઉપર પ્રકાશ ફેંકે છે.

સુવિખ્યાત જર્મન રાજનીતિજ્ઞ બ્લંશલે ( Bluntschli ) કહે છે કે, રાજનીતિશાસ્ત્ર એ શાસ્ત્રનું નામ છે, જેમાં રાજ્યનાં તત્ત્વોનું, તેની મૂળ પ્રકૃતિનું, તેના ગુણધર્મનું તથા તેનાં વિવિધ રૂપ તથા વિકાસનું વર્ણન થાય છે. બ્લંશલેની પેઠે જ એક બીજો ગેરિયસ નામનો જર્મન રાજનીતિજ્ઞ રાજ્યની વ્યાખ્યા આ પ્રમાણે કરે છેઃ "રાજનીતિશાસ્ત્ર રાજ્યને શક્તિની સંસ્થા ( Institution of Power ) ગણે છે અને એ રાજ્યની ઉત્પત્તિ, ઉદ્દેશ તથા આદર્શ પર વિચાર કરે છે." પોલ જેનેટ (Paul Janet) નામનો ફ્રાન્સનો એક નામાંકિત લેખક રાજનીતિશાસ્ત્રને સમાજશાસ્ત્રનો જ એક ભાગ ગણે છે અને તે ભાગ રાજ્યનાં મૂળ તથા શાસન સંબંધી તત્ત્વો ઉપર વિચાર કરે છે. પ્રોફેસર સીલી રાજનીતિશાસ્ત્રની વ્યાખ્યા કરતાં નીચે મુજબ લખે છેઃ "રાજનીતિશાસ્ત્ર

શાસનનાં સિદ્ધાંતો તથા કાર્યોનું એવી જ રીતે વિવેચન કરે છે જે રીતે અર્થશાસ્ત્ર સંપત્તિનું, જીવનશાસ્ત્ર જીવનનું તથા બીજગણિત અંકોનું." આ બધાં મતો અને વ્યાખ્યાઓનો સરવાળો કર્યા પછી સારાંશ એ નીકળે છે કે રાજનીતિશાસ્ત્ર સામાન્ય રીતે બધી દૃષ્ટિએ અને બધી બાજુએથી રાજ્યનો વિચાર કરે છે. રાજનીતિશાસ્ત્રનો આરંભ અને અંત રાજ્યથી જ થાય છે તે આપણે ઉપર જોઈ ગયા તેમ રાજ્યની ઉત્પત્તિ, મૂળ પ્રકૃતિ, તત્ત્વ તથા તેનાં વિવિધ રૂપો તથા વિકાસ ઉપર વિચાર કરે છે.

Politics, Applied—વ્યવહારિક રાજનીતિવિજ્ઞાન. આમાં રાજ્યનાં વ્યવહારિક તથા પ્રત્યક્ષ શાસનનું વિવેચન, જુદી જુદી શાસન-પદ્ધતિઓનું વર્ણન તેમ જ પૃથક્કરણ તથા કાયદાનો વ્યવહારિક ઉપયોગ વગેરેનું વિવેચન કરવામાં આવે છે.

Politics, Theoretical—સિદ્ધાંતિક રાજનીતિશાસ્ત્ર. આમાં રાજ્યના સિદ્ધાંતોનું અર્થાત રાજ્યનાં મૂળ, ગુણ, ધર્મ તથા આદર્શોનું વિવેચન કરવામાં આવ્યું હોય છે. એ ઉપરાંત આમાં શાસનસિદ્ધાંત, શાસન સંબંધી સંસ્થાઓ, વિભાગો, વ્યવસ્થા, રાજ્યકર તથા કાયદો વગેરેનું સિદ્ધાંતિક વિવેચન કરેલું હોય છે.

Poor Law—ગરીબાઈ-રક્ષક કાયદો; દારિદ્ર-રક્ષક કાનૂન.

Popular Front—લોકક્ષેત્ર; સામ્યવાદીઓ, સમાજવાદીઓ તથા બીજી લોકતંત્રીય સંસ્થાઓના સભ્યોનું ફાસીઝમનો સંયુક્ત વિરોધ કરવાના ઈરાદાથી કરવામાં આવેલું સામુદાયિક સંગઠન.

Popular Government—લોકસત્તાત્મક સરકાર; લોકતંત્ર; પ્રજાતંત્ર; પ્રજારાજ્ય; જનરાજ્ય.

Populist Party—અમેરિકાનો રાજકીય પક્ષ, જેનું સંગઠન ઈ. સ. ૧૮૮૯માં થયું હતું. આ પક્ષનો ઉદ્દેશ દેશમાં સ્વતંત્ર મુદ્રા-ચલણ ચાલુ કરવાનો તથા રેલવે ઉપર અધિકાર જમાવવાનો હતો.

Portfolio—રાજ્યશાસનનો વિભાગ; પદ. આ શબ્દ 'પ્રધાન' (Minister)ના પદ માટે વપરાય છે.

Positivism—પ્રત્યક્ષવાદ; વાસ્તવવાદ.

Posterior—પાછળનું; પશ્ચાદ્‌વર્તી, ઉત્તરકાલીન.

Potentiality—અનુદ્‌ભૂત શક્તિ; ક્ષમતા; સમાવિષ્ટ શક્તિ.

Powers, Great—જગતનાં મહાન રાષ્ટ્રો.

Preamble—પ્રસ્તાવના; કાયદાની ભૂમિકા.

Preliminary—પ્રારંભિક; પ્રાથમિક.

Premier—પ્રધાનમંત્રી; મુખ્ય પ્રધાન; અગ્રગણ્ય.

Pre-occupation—પૂર્વાધિકાર.

Prerogatives of the Crown—બ્રિટિશ સમ્રાટના વિશિષ્ટ [ અધિકારો

Preside—પ્રમુખપદ સ્વીકારવું; પ્રમુખ થવું.

Presidency—ઈલાકો; પ્રમુખનું પદ.

President—પ્રમુખ; અધ્યક્ષ; સભાપતિ.

Presidential—પ્રમુખનું; પ્રમુખ સંબંધી.

Presidential Address—પ્રમુખનું ભાષણ.

Presumption—અનુમાન; સંભવ.

Prevention—અટકાવવું તે; રોક; નિરોધ; અટકાયત.

Prevention of Crime—ગુનાની અટકાયત.

Preventive—નિરોધક; અટકાયતનું.

Preventive measures—અટકાયતનાં પગલાં.

Priest—પાદરી; ખ્રિસ્તી ધર્મગુરૂ.

Primary Government—વિશુદ્ધ પ્રજાતંત્ર; પ્રાથમિક રાજ્યતંત્ર.

રાજનીતિશાસ્ત્રના પ્રસિદ્ધ અમેરિકન લેખકો Primary Governmentની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે: વિશુદ્ધ પ્રજાતંત્ર, જેમાં દરેક પ્રજાજન સભામાં પ્રત્યક્ષ હાજરી આપે છે અને ત્યાં જ રાજ્યના કાયદાઓ વગેરે ઘડી કાઢે છે. આ જાતના રાજ્યતંત્રને Primary Government કહેવાય.

Prime Minister—વડો પ્રધાન; મુખ્ય પ્રધાન; પ્રધાનમંત્રી.

Primitive—આદિમ; મૌલિક; પ્રાચીન; જંગલી; પ્રાથમિક અવસ્થા.

Primogeniture—જ્યેષ્ઠાધિકાર.

Principal—મુખ્ય; વિદ્યાલયનો પ્રધાન આચાર્ય; આચાર્ય.

Principality—રાજ્ય; આધિપત્ય.

Private—વ્યક્તિગત; ગોપનીય; ખાનગી.

Privation—કષ્ટ; કઠણાઈ; મુશ્કેલી; દુઃખ.

Privilege—અધિકાર; વિશેષ સગવડ કે હક.

Privileged Classes—વધારે હક કે સગવડ જેને પ્રાપ્ત થઈ છે એવા વર્ગો.

Privy Council—બ્રિટિશ સામ્રાજ્યની સર્વોચ્ચ અદાલત.

Procedure—કાર્યપ્રણાલી.

Pro-consul—આધુનિક સંસ્થાનનો શાસક.

Prohibition—માદક પદાર્થોની બંધી; દારૂબંધી; નિષેધ-આજ્ઞા. ઓગણીસમી સદીના અંતથી જ અમેરિકામાં દારૂનિષેધનું એક જબરદસ્ત આંદોલન શરૂ થયું હતું અને પછી તો ૧૯૩૨માં દારૂનિષેધની નીતિનો સ્વીકાર કરનાર હૂવરની સત્તાની સ્થાપના પણ થઈ હતી. અમેરિકાની એ ચળવળનો મુખ્ય આગેવાન પુસીફુટ જ્હૉનસન હતો.

આપણી મહાસભાએ તો દારૂનિષેધની નીતિનો ઘણા લાંબા સમયથી સ્વીકાર કર્યો છે. ૧૯૩૭માં મહાસભાવાદી પ્રધાનમંડળો રચાયાં ત્યારથી આ નીતિના અમલનો આરંભ થયો. મદ્રાસમાં

રાજાજીએ એ નીતિ સૌથી પ્રથમ અમલમાં મૂકવાની શરૂઆત કરી. પછીથી બધા જ મહાસભાવાદી પ્રાંતોમાં દારૂનિષેધનાં ક્ષેત્રો મુકરર થયાં. મહાસભાવાદી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં પછી સરકારની નીતિ ઢીલી પડી ગઈ છે અને પરિણામે મહાસભાના કાર્યની અસર ભુસાઈ જવા લાગી છે. પણ તોયે નૈતિક દૃષ્ટિએ તો એ કાર્યની અસર ભુસાઈ શકે એવી નથી જ.

Prohibitive—નિષેધાત્મક; નિષેધક.

Proleteriate—શ્રમજીવી.

Property Qualifications of Representations—પ્રતિનિધિત્વની મિલકત સંબંધી યોગ્યતા. મધ્યયુગમાં લગભગ સમસ્ત યુરોપમાં ધારાસભામાં જનારા પ્રતિનિધિઓ માટે કંઈ ને કંઈ નિયમિત મિલકત સંબંધી યોગ્યતાની જરૂર પડતી હતી. આજે પણ કેટલાયે દેશોમાં આ પ્રથા પ્રચલિત છે. ઈ. સ. ૧૮૫૮ સુધી ગ્રેટ-બ્રિટનમાં દેહાતી સભ્યો( Country members )ની ચૂંટણીને માટે એક અનિવાર્ય શરત એ રાખવામાં આવી હતી કે તેમની પાસે ઓછામાં ઓછી ૬૦૦ પાઉંડની મિલકત હોવી જોઈએ. ઈ. સ. ૧૮૧૪માં ફ્રેંચ બંધારણ મુજબ દરેક ડેપ્યુટીની ચૂંટણી માટે એ નિયમ હતો કે તે ઓછામાં ઓછો ૧૦૦૦ ફ્રાંકનો વેરો ભરતો હોય. આ નિયમ ૧૮૪૮ સુધી ફ્રાન્સમાં ચાલુ રહ્યો. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં પહેલાંનાં કેટલાંયે બંધારણો(Early Constitutions)માં ધારાસભાઓની ચૂંટણીમાં દાખલ થનાર ઉમેદવાર માટે સાંપત્તિક યોગ્યતાનાં બંધનો હતાં. પ્રજાતંત્રના વિકાસની સાથે સાથે એ બંધનો તૂટતાં ગયાં, પણ આજે પણ એ કેટલીયે જગાએ મોજૂદ છે. કૅનેડામાં ઉમરાવ-સભાના સભાસદ તરીકે ચૂંટાવા માટે તેની પાસે ઓછામાં ઓછા ૪૦૦૦ ડોલર( અમેરિકાનો સિક્કો, જેની કિંમત લગભગ ત્રણ રૂપિયા થાય. )ની સંપત્તિ હોવી જોઈએ. બેલ્જિયમની

સેનેટમાં ચૂંટાવાની ઇચ્છા ધરાવનારની પાસે ઓછામાં ઓછી ૨૪૦૦ ડોલરની સંપત્તિ જોઈએ. એ જ રીતે સ્વીડનની ધારાસભાના સભ્ય થવા માટે ૨૨૦૦૦ ડોલરની સંપત્તિ હોવી અથવા ૧૨૦૦ ડોલરની વાર્ષિક આવક હોવી જરૂરી મનાય છે. હિંદુસ્તાનમાં યુક્ત-પ્રાંતની રાજસભા( Council )માં ૧૦,૦૦૦ રૂપિયા આવકવેરો આપનાર મત આપી શકે છે. બીજા પ્રાંતોમાં આ માટેના થોડા જુદા જુદા નિયમો છે.

Property-tax—મિલકતવેરો.

Proportional Representation—પ્રમાણસરનું પ્રતિનિધિત્વ; પ્રતિનિધિત્વની એક પદ્ધતિ જેમાં દરેક પક્ષને પોતાના મતાધિકારની સંખ્યાના પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવામાં આવે છે.

Protective Duties—સંરક્ષણ-કર. વિદેશો જોડે જ્યારે પોતાના દેશના ઊગતા ઉદ્યોગો હરીફાઈમાં ટકી શકે એમ ન હોય ત્યારે વિદેશી માલ ઉપર જે મોટા કર નાખવામાં આવે છે તે. આપણા કાપડ અને ખાંડના ઉદ્યોગોને આ રીતે અપૂર્ણ રક્ષણ આપવામાં આવ્યું છે.

Protectorates—સંરક્ષિત રાજ્યો. જે રાજ્યોમાં સામાન્ય રીતે સત્તા તો ત્યાંના રાજાની કે શાસનકર્તાની હોય છે, પણ જેમાં જુદી જુદી સંધિઓ મુજબ તેમનાં સંરક્ષક રાજ્યોને આંતરિક તેમ જ બાહ્ય બંને પ્રકારની બાબતોમાં અથવા માત્ર બહારની બાબતોમાં અમુક રાજકીય અધિકારો હોય છે.

જ્યારે કોઈ દુર્બળ રાજાને કોઈ આક્રમણકારીનો ભય લાગે છે અથવા જ્યારે તેની ઉપર કોઈ બીજું બળવાન રાજ્ય આક્રમણ કરે છે ત્યારે તે રાજ્ય પોતાના રક્ષણ માટે યા તો આક્રમણકારી રાજ્યની જ અથવા બીજા કોઈ બળવાન રાજ્યની તાબેદારી સ્વીકારી લેવા તત્પર બને છે. આ રીતે તે પોતાના રાજ્યને સંપૂર્ણ રીતે

પરાજિત અથવા પરાધીન બનાવવાનું જોખમ ઉઠાવવા કરતાં પોતાના રાજ્યને તે રાજ્યના સંરક્ષણ નીચે મૂકવા તૈયાર થઈ જાય છે. સંરક્ષક બનનાર રાજ્યને પોતાના સંરક્ષિત રાજ્યમાં થોડાક અધિકારો સહેજે જ મળી જાય છે. બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણ નીચે મલાયા સ્ટેટ્સ, સારવાક, બોર્નિયો, સુદાન, ઝાંઝીબાર વગેરે દેશ છે, જેને સંરક્ષિત રાજ્યો તરીકે ગણવામાં આવે છે.

Provisional—અસ્થાયી; કામચલાઉ; અલ્પકાલીન.

Provisional Government—કામચલાઉ સરકાર; અલ્પકાલીન અથવા અલ્પસ્થાયી સરકાર.

Proviso—શરત; શરતી કલમ.

Provocation—ઉત્તેજના; ઉશ્કેરણી.

Provocative—ઉત્તેજક, ક્રોધોદ્દીપક.

Provost—સ્કૉટલૅંડનો નગરાધ્યક્ષ; લશ્કરી સિપાહીઓનો એક અમલદાર.

Proxy—પ્રતિનિધિ; બદલામાં કામ કરનાર; મુખત્યાર.

Psychology—માનસશાસ્ત્ર; મનોવિજ્ઞાન.

Public—જાહેર; સર્વસાધારણ; સાર્વજનિક.

Public Activity—જાહેર પ્રવૃત્તિ; સાર્વજનિક આંદોલન.

Public Fund—સાર્વજનિક કોષ; જાહેર ફાળો.

Public Opinion—લોકમત; જાહેરમત.

Pure Democracy—વિશુદ્ધ પ્રજાતંત્ર; લોકતંત્ર; લોકશાસન.

## Q

Quaestor—પ્રાચીન રોમનો સરકારી ખજાનચી.

Quasi—કૃત્રિમ; ખાલી દેખાવનું; લગભગ.

Queen—રાણી; રાજમહિષી.

Queen dowager—ભૂતપૂર્વ રાજાની વિધવા રાણી.

Queen mother—રાજમાતા.

Quesling—દેશદ્રોહી. આ શબ્દ નોર્વેજિયન મિનિસ્ટર ક્વિસલિંગના નામ ઉપરથી પડ્યો છે, કારણ કે જર્મનીએ તાજેતરમાં જ નોર્વે ઉપર જે આક્રમણ કર્યું તેમાં પોતાના દેશને દગો દઈ જર્મની સાથે તે મળી ગયો હતો. આમ દેશની સાથે વિશ્વાસઘાત કરનાર માણસ દેશદ્રોહી કહેવાયો અને પાછળથી તેનું નામ દેશદ્રોહીના અર્થમાં વપરાવા લાગ્યું.

Question—પ્રશ્ન; સમસ્યા.

Leading Question—મુખ્ય પ્રશ્ન; પ્રધાન સમસ્યા; પ્રાણપ્રશ્ન.

Questionnaire—પ્રશ્નાવલિ.

Quietism—નિરુદ્યોગવાદ; નિવૃત્તિમાર્ગ.

Quorum—કાર્યસાધક સંખ્યા; ગણપૂરક સંખ્યા. કોઈ પણ સભા કે ધારાસભાની બેઠક ભરવા માટે ઓછામાં ઓછા માણસોની જે સંખ્યા નક્કી કરવામાં આવી હોય તે.

Quotation—અવતરણ.

## R

Radical—ઉગ્ર પરિવર્તનવાદી; બુદ્ધિવાદી. ઇંગ્લંડના ઉદારમતવાદી-પક્ષ( Liberal Party )ના અતિ પ્રગતિશીલ પેટા-પક્ષનો સભ્ય. આ પક્ષની સ્થાપના ઈ. સ. ૧૮૧૬માં થઈ હતી. થોડા જ વખતમાં તેની પ્રગતિ ઝડપભેર થતી ગઈ અને આજે ઉદારમતવાદી-પક્ષમાં આ ઉગ્ર પરિવર્તનવાદીઓના પક્ષનું જબરદસ્ત જોર છે. એમ કહીએ તો ચાલે કે ઉદારમતવાદી-પક્ષની લગામ જ તેમના હાથમાં છે.

ઉગ્ર સુધારકવાદી-પક્ષનો ઉદ્દેશ મતાધિકાર વધારે વ્યાપક અને વિસ્તૃત બનાવવાનો તથા જનતાના અધિકારો વધારવાનો છે.

Rationalism—બુદ્ધિવાદ; હેતુવાદ.

Rationalist—બુદ્ધિવાદી; હેતુવાદી.

Rattening—આ શબ્દ સમાજવાદી સાહિત્યમાં વપરાયો છે અને તેનો અર્થ હડતાલિયાઓની એક પદ્ધતિ, જેનો તેઓ પોતાના સહયોગી શ્રમજીવીઓને કામ કરતાં રોકવામાં ઉપયોગ કરે છે. તેમાં હડતાલ પાડનાર મજૂર પોતાના સહયોગી કામ કરનાર મજૂરોનાં ઓજાર, કપડાં વગેરે સંતાડી દે છે અથવા તો એ કામ ન કરી શકે એવાં કોઈ પણ પ્રકારનાં વિઘ્નો ઊભાં કરે છે.

Rat—આ શબ્દ સમાજવાદી સાહિત્યમાં એવા મજૂરને માટે વપરાયો છે, જે ટ્રેડ યુનિયને નક્કી કરેલી મજૂરી કરતાં ઓછી મજૂરીએ કામ કરે છે અને જે હડતાલ વખતે પોતાના સહયોગી મજૂરોને છોડી તેમની જગાએ કારખાનાંમાં કામ કરવા માંડે છે.

Reactionary—પ્રતિક્રિયાવાદી; પ્રતિક્રિયાત્મક; પ્રત્યાઘાતી; પ્રતિગામી.

Reactionist—પ્રતિક્રિયાવાદી; ઉન્નતિ-પ્રતિરોધક.

Realism—યથાર્થવાદ; પ્રકૃતિવાદ; વસ્તુસ્વાતંત્ર્યવાદ; વાસ્તવવાદ.

Realm—રાજ્ય; પ્રદેશ; કાર્યક્ષેત્ર; વિષય.

Real Union—વાસ્તવિક સંઘ; સાચો સંઘ. જ્યારે બે અથવા વધારે રાજ્યોનું એવું જોડાણ થાય છે કે જેથી ત્યાં માત્ર એક રાજાનું રાજ્ય જ ન રહે પણ તેનું રાજ્યબંધારણ તથા આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા પણ એક થઈ જાય ત્યારે તેમનું આ જોડાણ અથવા સંયોજન 'વાસ્તવિક સંઘ' કહેવાય. આંતરરાષ્ટ્રીય કાયદાના સુપ્રસિદ્ધ પંડિત હોલ લખે છે : "વાસ્તવિક સંઘ ત્યારે જ શક્ય બને જ્યારે બે અથવા વધારે રાજ્યો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ

મિટાવી દઈ, એક રાજાના તાબા નીચે આવી, એક જ બંધારણ અને એક જ આંતરરાષ્ટ્રીય વિધાનથી બંધાઈ જાય. માત્ર એ રાજ્યોના આંતરિક કાયદાઓ અને રીતરિવાજો જુદા હશે તો વાંધો નહિ આવે." મહાયુદ્ધ પહેલાં ઑસ્ટ્રિયા-હંગેરી તથા સ્વીડન-નોર્વેના સંઘની ગણતરી 'Real Union'માં થતી હતી. મહાયુદ્ધ પહેલાં ઑસ્ટ્રિયા-હંગેરીનું શાસન એક જ સમ્રાટના હાથમાં હતું. આ બંનેમાં એક જ ધારાસભા હતી. એ ઉપરાંત બંને દેશોમાં લશ્કર પણ એક જ હતું. નાણા તથા વિદેશખાતાનું સંચાલન પણ એકસરખી રીતે થતું હતું. શાસનખર્ચ પણ બંનેએ આપવાનું હતું અને તેને માટે રકમ પણ નક્કી કરવામાં આવી હતી. આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ તેમના તરફથી એકસરખું પ્રતિનિધિત્વ ધરાવવામાં આવતું હતું. માત્ર આંતરિક રાજ્યવહીવટના કેટલાક વિભાગોમાં બંને પોતપોતાનું જુદું અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતાં હતાં.

નોર્વે તથા સ્વીડનનું જોડાણ ઈ. સ. ૧૮૧૫ના ઑગસ્ટની ૬ઠ્ઠી તારીખે કરેલી સંધિ મુજબ થયું હતું. આ સંધિમાં નોર્વેએ સ્વીડનના રાજાને પોતાના રાજા તરીકે સ્વીકારી લીધો. એ ઉપરાંત આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ નોર્વેએ પોતાના તમામ હક્કો એ રાજાને સોંપી દીધા, માત્ર આંતરિક રાજ્યવહીવટમાં નોર્વેએ પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. આ Real Unionનું ઉદાહરણ કહેવાય.

Reapproachment—પુનરાગમન; પુનઃપ્રવેશ; મૈત્રીસંબંધની પુનઃસ્થાપના.

Rebel—વિદ્રોહી; રાજદ્રોહી; બળવાખોર.

Rebellion—બળવો; વિદ્રોહ; રાજવિદ્રોહ.

Rebellious—વિદ્રોહાત્મક.

Recidivism—ગુનાનું વ્યસન; અપરાધ-વ્યસન; અપરાધ-પ્રવૃત્તિ.

Recognize—સ્વીકાર કરવો; માન્ય કરવું.

To recognize a government—કોઈ સરકારનો સ્વીકાર [કરવો.

Recruit—રંગરૂટ; ભરતી કરેલો નવો સિપાહી.

Red--લાલ; ક્રાંતિકારક. આ શબ્દ આજકાલ બોલ્શેવિક અથવા બોલ્શેવિક ક્રાંતિ માટે વપરાય છે.

Red Army—લાલ સેના; બોલ્શેવિક સેના.

Red Coat--અંગ્રેજ સામ્યવાદી સેના; લશ્કરી સિપાહી.

Red Cross--સેંટ જ્યોર્જનો ક્રોસ; અંગ્રેજોનું રાષ્ટ્રીય ચિહ્ન; યુદ્ધમાં ઘાયલ થનારાઓની સારવાર કરનાર ટુકડીનું ચિહ્ન.

Red Ensign—અંગ્રેજી વેપારી વહાણનો ઝંડો.

Red Flag—ક્રાંતિનો લાલ ઝંડો; સામ્યવાદનો ઝંડો.

Red Handed--અપરાધી હાલતમાં જ; ગુનો કરતાં કરતાં.

Red Letter--સ્મરણીય દિવસ (શુભ)

Red Villages--બોલ્શેવિક ગામો; સામ્યવાદી ગામો.

Reference—ઉલ્લેખ; સંકેત; હવાલો; સંદર્ભ.

Book of Reference—શબ્દકોશ; વિશ્વકોશ અથવા જ્ઞાનકોશ; માહિતી જોવાનું પુસ્તક; સંદર્ભગ્રંથ.

Referendum—જનમતનિર્ણય; એક જાતની પદ્ધતિ, જેમાં કોઈ પણ કાયદો પસાર કરતાં પહેલાં તેની ઉપર સમસ્ત મતદારોના મત લેવામાં આવે છે. આ પદ્ધતિમાં પ્રજા કોઈ પણ ઠરાવની તરફેણ અથવા વિરુદ્ધમાં મત આપી પોતાનો નિર્ણય પ્રગટ કરે છે. સ્વિટ્ઝર્લેંડ તથા અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનાં કેટલાંયે શહેરોમાં આ પદ્ધતિ પ્રચલિત હતી. ઑસ્ટ્રેલિયામાં પણ કેટલીયે વાર આ જ પદ્ધતિને અમલમાં મૂકવામાં આવી હતી. વર્તમાન યુરોપીય મહાયુદ્ધ પહેલાં જર્મનીના સરમુખત્યાર હેર હિટલરે પણ ઘણીવાર આ પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. ઈ. સ. ૧૯૩૩માં આ જ પદ્ધતિ દ્વારા લોકમત લેવામાં આવ્યા હતા અને તેનું પરિણામ નાઝીવાદના વિજયમાં

આવ્યું. ઈ. સ. ૧૯૩૫ના જાન્યુઆરીમાં સાર-પ્રદેશમાં આ જ પદ્ધતિ મુજબ લોકમત જાણવાનો પ્રયત્ન થયો અને પરિણામે સાર-પ્રદેશ જર્મનીને પાછો મળ્યો.

Reform—સુધારો; સંશોધન.

Political Reform—રાજકીય સુધારો.

Social Reform—સામાજિક સુધારો.

Reformation—સુધારાની હિલચાલ; ૧૬મા સૈકાનું સૌથી મોટું ધાર્મિક આંદોલન, જેના પરિણામે ખ્રિસ્તી ધર્મમાં પ્રોટેસ્ટંટ-પંથનો જન્મ થયો. સૌથી પહેલાં યુરોપમાં ધાર્મિક સુધારણાની હિલચાલ વોયકિલફ, હસ વગેરેએ શરૂ કરી. એ પછી માર્ટિન લ્યુથર નામના એક માણસે જર્મનીમાં અને વિંગલી નામના માણસે સ્વિટ્ઝર્લેંડમાં પ્રચલિત ધર્મપ્રથાની સામે અવાજ ઉઠાવ્યો. એ પછી સુધારાની આ હિલચાલે ખૂબ જોર પકડયું. ખ્રિસ્તી પાદરીઓ તેનો ખૂબ વિરોધ કરવા લાગ્યા. પણ એ વખતના મહાન સુધારકોએ તેની જરાય પરવા ન કરી. માર્ટિન લ્યુથરના સંદેશાને લાખો માણસોએ પ્રફુલ્લિત હૃદયે ઝીલ્યો. તેણે જનતા સમક્ષ નવો ધર્મ અને નવા સિદ્ધાંતોનું તત્ત્વ રજૂ કર્યું. જર્મની, સ્વિટ્ઝર્લેંડ, સ્કેન્ડીનેવિયા તથા ઇંગ્લંડની મોટા ભાગની જનતાએ ખ્રિસ્તી ધર્મના આ સુધારક પંથનો સ્વીકાર કર્યો. ઇંગ્લંડના રાજા હેન્રી આઠમાએ આ હિલચાલને ખૂબ પ્રોત્સાહન આપ્યું. થોડા જ વખતમાં આ નવા સુધારાવાદી પંથે લગભગ આખા યુરોપ ઉપર પોતાની વિજયપતાકા ફરકાવી.

Reformative—સુધારજનક; સંશોધનાત્મક.

Reformatory Schools—બાલ-ગુનેગારોનું ચારિત્ર્ય સુધારવાની શાળા; બાલ-અપરાધી-સુધારક શાળા.

સંસ્કૃતિના વિકાસની સાથે સાથે અપરાધશાસ્ત્રની ભાવનાઓ તથા માન્યતાઓમાં પણ ઘણા સુધારા થતા ગયા. અત્યારે આ

શાસ્ત્રે (Criminology) ઘણી જ ઉન્નતિ કરી લીધી છે. ઉપર જણાવવામાં આવેલી શાળાઓ અપરાધવિજ્ઞાનની આધુનિક ભાવનાઓનું ફળ છે. હવે એવી માન્યતાનો સ્વીકાર થવા લાગ્યો છે કે બાળકોને તેના કોઈ અપરાધ માટે જેલ મોકલવાની જરૂર નથી, પણ ચારિત્ર્ય-સુધારક શાળાઓમાં મોકલવાની જરૂર છે. એમાં બાળકોનું તેમ જ સમાજનું બંનેનું હિત છે. આ શાળાઓમાં તેમને એવું શિક્ષણ આપવામાં આવે છે કે તેઓ પોતાની ગુનો કરવાની પ્રવૃત્તિઓને છોડી દઈ સમાજના વધારે ઉપયોગી સભ્ય બનવાની લાયકાત મેળવી શકે.

ઈ. સ. ૧૮૩૭માં ફ્રાન્સમાં સૌથી પહેલાં આ જાતની શાળા શરૂ કરવામાં આવી હતી. ઈ. સ. ૧૮૫૦માં લંડનની પરોપકાર-સમિતિએ (Philanthropic Society) રેન્ડહિલ નામના સ્થળે આ જાતની એક શાળા ખોલી ત્યારથી તેની સંખ્યા વધતી જ ગઈ. આજે ત્યાં સરકારી તાબાની આ પ્રકારની ૪૫ બાલ-સુધારક શાળાઓ તથા ૧૩૯ બાલ-ઉદ્યોગશાળાઓ ચાલી રહી છે. ઇંગ્લંડની બોર્સ્ટલ શિક્ષણસંસ્થા લગભગ ૧૩૦૦ જેટલા બાલ-અપરાધીઓનાં ચારિત્ર્ય સુધારવાનું મહાન કામ કરી રહી છે. ભારતવર્ષમાં પણ આ જાતની કેટલીક શાળાઓ ખોલવામાં આવી છે.

Reformism—સામાજિક ન્યાય-સિદ્ધાંત; સુધારકવાદ; સમાજ-સુધારકોનો સિદ્ધાંત. એ મુજબ તેઓ સમાજમાં એવા નિયમો પ્રચલિત કરવા માગે છે, જેથી સમાજમાંથી અન્યાય દૂર થાય અને તેની જગાએ ન્યાયની સ્થાપના થાય.

Refugees—યુદ્ધપ્રદેશમાંથી ભાગી આવેલા નિરાશ્રિતો.

Regal—રાજાને શોભે તેવું; રાજોચિત; રાજકીય.

Regality—રાજત્વ; પ્રભુતા.

Regalia—રાજચિહ્ન; છત્ર; દંડ.

Regent—રિજન્ટ; સગીર વયનો રાજા પુખ્ત થાય ત્યાં સુધી તેને બદલે શાસન ચલાવનાર અધિકારી.

Regicide—નૃપહત્યા; નૃપહત્યારો; રાજહત્યા.

Regime—રાજ્ય; શાસન; શાસનપદ્ધતિ.

Registrar—મહામાત્ર.

Registration—નોંધ.

Regnal—શાસન સંબંધી.

Regulation—નિયમ; વ્યવસ્થા.

Reich—જર્મન સામ્રાજ્ય.

Reichstag—જર્મન પાર્લમેંટ; જર્મન લોકપ્રતિનિધિસભા.

Reinforcement—સહાયક સેના; અતિરિક્ત સેના; વધારાની સેના.

Reinstatement—પુનર્પ્રતિષ્ઠાપન; પુનઃસ્થાપના.

Relaxation—શિથિલતા; શિથિલ કરવું તે.

Release—છોડી દેવો; મુક્ત કરવો; ઉદ્ધાર કરવો; મુક્તિપત્ર.

Relevant—પ્રાસંગિક; પ્રસંગાનુકૂલ; પ્રસંગોચિત.

Renaissance—ઉદયકાળ; વિદ્યાકલાનાં પુનરુદ્ધાર અને પુનર્રચનાનો કાળ; યુરોપમાં પંદરમા સૈકામાં સાહિત્ય અને કળાનો જે મહાન ઉદય થયો હતો તે કાળ.

Reparation—ક્ષતિપૂર્તિ; નુકસાન ભરપાઈ કરવું તે.

Represent—પ્રતિનિધિત્વ ધરાવવું.

Representation—પ્રતિનિધિત્વ.

રૂસો કહે છે કે પ્રતિનિધિત્વની કલ્પના સાવ આધુનિક છે. તેની ઉત્પત્તિનું કારણ મનુષ્યજાતિનું અધઃપતન કરનારી જુલ્મી અને આપખુદ સરકારો બની, કારણ કે તેના અમલ દરમિયાન મનુષ્ય

સાથે પશુ જેવું વર્તન રાખવામાં આવતું હતું. મોંટેસ્ક્યૂને કહેવાનો આશય એ છે કે સ્વેચ્છાચારી શાસનપદ્ધતિથી કંટાળી જઈને લોકોએ પ્રતિનિધિત્વની સ્થાપના કરી.

મધ્યયુગી યુરોપમાં પ્રતિનિધિત્વની ભાવનાનો બહુ જ ઓછો વિકાસ થયો હતો. ઇંગ્લિશ પાર્લમેંટમાં એ સમયે જે સભ્યો રહેતા તે સમસ્ત રાષ્ટ્રના પ્રતિનિધિ હોવાને બદલે કંઈક વિશિષ્ટ સમૂહનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા. એમ કહેવાય છે કે એ વખતે ઈંગ્લંડની પાર્લમેંટમાં ઉમરાવો, સરદારો, ધર્માચાર્યો તથા મધ્યમવર્ગના માણસો રહેતા હતા. આજે જે પ્રતિનિધિત્વની ભાવના છે તે એ વખતના ઇંગ્લંડમાં નહોતી. યુરોપના બીજા પણ કેટલાયે દેશોની પ્રતિનિધિ–સંસ્થાની પણ એવી જ સ્થિતિ હતી. મધ્યયુગના મહાદેશોનાં નગરોના રાજકારભારમાં પ્રતિનિધિત્વના તત્ત્વનો ઉપયોગ કરવામાં આવતો હતો, પણ એનું સ્વરૂપ અપૂર્ણ અને બેડોળ હતું. પ્રતિનિધિત્વના મૂળ ભાવને એ સાર્થક કરતું નહોતું. આગળ ચાલતાં જેમ જેમ યુરોપમાં નગરોનો વિકાસ થતો ગયો તેમ તેમ પ્રતિનિધિત્વને વિશેષ ઉત્તેજન અને પ્રોત્સાહન મળવા લાગ્યું.

ઇંગ્લંડમાં સોળમી સદીના મધ્ય ભાગમાં પ્રતિનિધિત્વની ભાવનામાં પરિવર્તન થઈ ગયું હતું. એ વખતે ઇંગ્લંડની પાર્લમેંટમાં ચર્ચા કરતી વખતે હેલેન નામના એક સભ્યે નીચેની મતલબના ઉદ્‌ગારો કાઢ્યા હતાઃ

"આ એક મહત્ત્વપૂર્ણ તેમ જ ઉલ્લેખનીય તત્ત્વ છે અને હાલમાં એનો સ્વીકાર કરવામાં આવે છે. એ તત્ત્વ એ છે કે આમની સભામાં જે લોકો જશે તેમને માત્ર કોઈ પક્ષ અને ખાસ વર્ગના જ પ્રતિનિધિ નહિ પણ સમસ્ત રાષ્ટ્રના પ્રતિનિધિ ગણવામાં આવશે." ફ્રાન્સમાં પ્રતિનિધિત્વની નવી કલ્પનાનો ઉદય ફ્રાન્સની ક્રાંતિ સુધી નહોતો થયો. ફ્રાન્સના ઈ. સ. ૧૭૯૧ના નવા બંધારણમાં પ્રતિનિધિ-

ત્વની નવી કલ્પનાનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ બંધારણુમાં સાફ સાફ લખવામાં આવ્યું છે કે ડેપ્યુટીને ( Deputy ) કોઈ પક્ષ, વર્ગ અથવા ખાસ જાતિનો પ્રતિનિધિ માનવામાં નહિ આવે પરંતુ એને સારા રાષ્ટ્રનો પ્રતિનિધિ ગણવામાં આવશે. ફ્રાન્સનું અનુકરણ જર્મનીએ પણ કર્યું. જર્મનીના બંધારણમાં પણ લખ્યું છે કે જર્મન રિશ્ટેગ(Reichstag)ના સભ્યો માત્ર કોઈ ખાસ પક્ષના જ નહિ પણ સમસ્ત રાષ્ટ્રના પ્રતિનિધિઓ છે. એમ કહેવાય છે કે યુરોપના બીજા દેશોની રાજ્યપદ્ધતિઓમાં પ્રાયઃ આ જ તત્ત્વ કામ કરી રહ્યું છે. હાલમાં જગતના લગભગ તમામ સુધરેલા દેશોમાં પ્રતિનિધિ કોઈ ખાસ પક્ષનો નહિ પણ સમસ્ત રાષ્ટ્રનો ગણવામાં આવે છે.

એક વખત એવો હતો જ્યારે યુરોપમાં એક વિચારે ખૂબ જોર પકડયું હતું કે રાજ્યકાર્યમાં દરેક પક્ષ તરફથી – પછી તેનો આર્થિક બાબત સાથે સંબંધ હોય કે સામાજિક અથવા રાજકીય – કોઈ ને કોઈ એવો પ્રતિનિધિ હોવો જોઈએ જે માત્ર એ વિશિષ્ટ પક્ષના સ્વાર્થના રક્ષણ માટે પોતાનો અવાજ ઉઠાવે. એ વખતે એવો ખ્યાલ હતો કે માત્ર સંખ્યાના પ્રમાણની મદદથી પ્રતિનિધિ ચૂંટવા કરતાં ખાસ પક્ષ અથવા વર્ગમાંથી ચૂંટવા એ અનેકગણું બહેતર છે. લૉર્ડ બેરોહમે બ્રિટિશ બંધારણ ઉપર જે ગ્રંથ લખ્યો છે તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે, "પ્રતિનિધિઓની વ્યવસ્થામાં ખાસ કરીને એ જોવું જોઈએ કે તેમાં પ્રત્યેક પક્ષના પ્રતિનિધિત્વનો સમાવેશ થયો છે કે નહિ." લૉર્ડ બેરોહમ પોતાની આ વાતના સમર્થનમાં નીચેની દલીલ રજૂ કરે છે. તે કહે છે કે, "ધારો કે ધંધાની કોઈ વિશિષ્ટ શાખા કોઈ એવા પ્રાંતમાં વિકાસ કરી રહી હોય જે રાજ્યકેન્દ્રથી દૂર છે, ત્યાંની લોકસંખ્યા એટલી નથી કે જેથી કરીને તે સંખ્યાના બળે પ્રતિનિધિ મોકલી શકે, પણ એ વિશિષ્ટ ધંધાના હિતરક્ષણને માટે એ જિલ્લા તરફથી પ્રતિનિધિ જરૂર મોકલવો જોઈએ."

એ જ રીતે ડિગ્નિટ, પ્રિન્સ, ડેઓફ, ચાર્લ્સ, બેનાટ વગેરે ફ્રેંચ લેખકોએ, અલબર્ટ શેફ્લે નામના વિખ્યાત ઑસ્ટ્રિયન રાજનીતિજ્ઞે તથા બીજા ઘણાયે પાશ્ચાત્ય વિદ્વાનોએ સામુદાયિક પ્રતિનિધિત્વની આ પ્રથાનું સમર્થન કર્યું છે. ફ્રેંચ લેખક ડિગ્નિટે લખ્યું છે કે, "આમજનતાની ઈચ્છા જેટલી જુદા જુદા પક્ષોના પ્રતિનિધિઓ લેવાથી જાણી શકાય છે તેટલી બીજી પદ્ધતિઓથી નથી જાણી શકાતી, કારણ કે આ પક્ષોનો એકત્ર મત એ જ આમજનતાનો મત છે. કોઈ ધારાસભા( Legislature )માં જ્યાં સુધી રાજ્યમાં રહેનારી વ્યક્તિઓ અથવા પક્ષોનું પ્રતિનિધિત્વ નથી હોતું ત્યાં સુધી તેને સાચી ધારાસભા કહી શકાય નહિ." આગળ ચાલતાં ડિગ્નિટ કહે છે કે, "રાષ્ટ્રીય જીવનની સર્વ શક્તિઓનું અર્થાત્ ઉદ્યોગધંધાઓ, વેપાર, હુનરકલા વગેરે બધાંના પ્રતિનિધિત્વનું જુદા જુદા રાજકીય પક્ષોના પ્રતિનિધિત્વ જેટલું જ જોસપૂર્વક સમર્થન થઈ શકે છે."

આ જાતના પ્રતિનિધિત્વનો એસમિન નામના પ્રખ્યાત વિદ્વાને સખત વિરોધ કર્યો છે. તે કહે છે કે જો ધારાસભામાં પ્રતિનિધિ સમસ્ત દેશનાં સામુદાયિક હિતોને ભૂલીને પોતપોતાના પક્ષનાં હિતોના રક્ષણને માટે બોલશે તો મોટું અંધેર મચી જશે અને તે ધારાસભા માત્ર એક ચર્ચાત્મક મંડળ થઈ જશે. એ સ્થિતિમાં દરેક પ્રતિનિધિ પોતપોતાના જુદા જુદા રાગ આલાપશે. પ્રત્યેક પક્ષના પ્રતિનિધિઓ સમસ્ત દેશના હિત ઉપર ધ્યાન ન આપતાં માત્ર પોતપોતાના પક્ષનું સ્વાર્થરક્ષણ કરશે. એથી રાષ્ટ્રીય લાભ થવાને બદલે હાનિ જ અધિક થશે.

આ બધી બાબતોનો વિચાર કરીને આધુનિક પ્રતિનિધિત્વની ઈમારત રાષ્ટ્રીય પાયા ઉપર ઊભી કરવામાં આવી છે. હવે પ્રતિનિધિ કોઈ ખાસ જાતિ, પક્ષ, વર્ગ અથવા સ્થાનિક સરકારનો પ્રતિનિધિ નથી ગણવામાં આવતો પણ સારા દેશનો ગણવામાં આવે છે.

તેની દૃષ્ટિ સારાયે દેશ ઉપર હોય છે. લોકો થોડા વિશિષ્ટ સમય માટે પોતાના અધિકારો અથવા શક્તિ પ્રતિનિધિઓને સોંપી દે છે. તે તેનો પોતાની નિર્ણયશક્તિ મુજબ ઉપયોગ કરે છે, જો કે તેણે પોતાને ચૂંટનાર મતદાતાઓના મનોભાવનો વિચાર કરવો પડે છે એ ખરું, છતાં એનો અર્થ એ નથી થતો કે નાની અને નજીવી વાતોમાં તે ઘડીએ અને પળે તેમનો અભિપ્રાય જાણ્યા કરે. બ્લન્શલે મહાશય કહે છે કે, "આધુનિક પ્રતિનિધિ કોઈ ખાસ વ્યકિત, સંઘ કે પક્ષનો સભ્ય નથી પણ તે રાજ્યનો પ્રતિનિધિ છે અને તેનું કર્તવ્ય રાજ્ય-કર્તવ્ય છે. તે નથી પોતાના ચૂંટનારાઓની સૂચનાઓથી બંધાયેલો કે નથી તે પોતાના કાર્યને માટે તેને જવાબદાર. સુપ્રસિદ્ધ ફ્રેંચ લેખક એસમિને પણ આવા જ વિચારો પ્રકટ કર્યા છે. તે કહે છે કે, "પ્રતિનિધિ તેને કહેવાય જે પોતાના બંધારણીય હક્કો( Constitutional Powers)ની મર્યાદામાં રહીને, લોકોને બદલે પોતાની સ્વતંત્ર નિર્ણયશકિત મુજબ કામ કરવા માટે ચૂંટવામાં આવ્યો હોય. તેને કાર્ય તેમ જ નિર્ણયની પૂરેપૂરી સ્વતંત્રતા મળવી જોઈએ. જો કોઈ પ્રતિનિધિ પોતાનાં નિર્ણય અને વિચારશક્તિથી કામ નહિ લેતાં માત્ર મતદારોની સલાહનું ગ્રામોફોન છે, તેને વાસ્તવિક રીતે પ્રતિનિધિ કહી શકાય નહિ. સમસ્ત આમજનતાના હિત અને ભલા માટે તેણે પોતાની નિર્ણયશક્તિથી કામ લેવું જોઈએ." બ્રિસ્ટલમાં ભાષણ કરતાં ઈંગ્લંડના સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ એડમંડ બર્કે કહ્યું હતું: "અત્યારની પાર્લમેંટ જુદાં જુદાં વિરોધી હિતો ધરાવનાર પક્ષોના વકીલોની સભા નથી, પણ એ તો એક રાષ્ટ્રની વિચારપૂર્ણ સંસ્થા છે. તમે સભાસદને ચૂંટો છો, ચૂંટાઈ ગયા પછી તે માત્ર આપનો જ નહિ પણ સમસ્ત રાષ્ટ્રનો પ્રતિનિધિ બની જશે." બર્ક મહાશય આગળ ચાલતાં એમ પણ કહે છે કે, "પ્રતિનિધિનું એ કર્તવ્ય નથી કે તે પોતાના મતદારના મતોમાં પોતાના

મતની આહુતિ આપી દે. તેનું તો એ કર્તવ્ય છે કે તે સર્વસાધારણ જનતાના હિતાર્થે પૂરી મહેનત કરે તેમ જ પોતાની પ્રતિભા અને નિર્ણયશક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરે."

ધારાસભામાં ચૂંટાયેલા સભ્યે પોતાના સ્વતંત્ર નિર્ણય પ્રમાણે કામ કરવું જોઈએ કે પોતાના મતદાતાઓના મતોને ગ્રામોફોનના ગાણાની પેઠે જેમનું તેમ સંભળાવી દેવું જોઈએ? તેણે જનતાનાં હિતને નજર સામે રાખીને પોતાના નિર્ણય મુજબ કામ કરવું જોઈએ કે વાતવાતમાં પોતાના મતદાતાઓની સૂચનાની ઉપેક્ષા કરવી જોઈએ? વગેરે બાબતોમાં ઘણો મતભેદ છે. પણ અત્યારના મોટા ભાગના લેખકો બનતાં સુધી એવો મત ધરાવે છે કે પ્રતિનિધિ પોતાના મતદારોનું ગ્રામોફોન નથી કે જેમાં જે ભરી દીધું તે વાગવા માંડે, પરંતુ પ્રતિનિધિ પોતાની સ્વતંત્ર નિર્ણયશક્તિનો ઉપયોગ કરવાનો અધિકારી છે. કેટલાક એવા પણ રાજકીય લેખકો છે ખરા જે ઉપરના મતની સાથે સંમત થતા નથી. તેઓ તો કહે છે કે પ્રતિનિધિ જનતાનું મુખ છે. એથી તેમનું કર્તવ્ય છે કે તેઓ લોકોની ઇચ્છાઓને જેવી ને તેવી મૂળ સ્વરૂપમાં જ રજૂ કરે, જો તે કોઈ પણ કારણસર એમ કરવું યોગ્ય ધારતા ન હોય તો પોતાના પદથી અલગ થઈ જાય. તેનો કોઈ પણ પ્રકારનો એવો અધિકાર નથી કે તે પોતાના મતદારોના વિચારથી વિરુદ્ધ એવો વિચાર પ્રગટ કરે.

**Representations of Minorities—લઘુમતીઓનું પ્રતિનિધિત્વ.** આધુનિક રાજનીતિશાસ્ત્રમાં લઘુમતીઓના પ્રતિનિધિત્વ સંબંધી ખૂબ વાદવિવાદ ચાલ્યો છે. આ વિષય ઘણો જ મહત્ત્વનો છે. જોન સ્ટુઅર્ટ મિલે પોતાના સુવિખ્યાત ગ્રંથ 'Representative Government' (પ્રતિનિધિશાસન)માં લખ્યું છે: "પ્રજાતંત્રનો આ એક જરૂરી સિદ્ધાંત છે કે ધારાસભા અથવા લોકપ્રતિનિધિ-સભાઓમાં લઘુમતી-પક્ષો( Minorities )નું પ્રતિનિધિત્વ પણ

હોવું જોઈએ. એ વિના કોઈ પણ પ્રજાતંત્ર વાસ્તવિક પ્રજાતંત્ર કહી શકાય નહિ. જે પ્રજાતંત્રમાં લઘુમતી-પક્ષોનું પ્રતિનિધિત્વ નથી તે પ્રજાતંત્ર પ્રજાતંત્ર જ નથી પરંતુ તેનું અસત્ય રૂપ છે." રાજનીતિના પ્રસિદ્ધ આચાર્ય લેકી પોતાના 'Democrary and Liberty' નામના ગ્રંથમાં લખે છે કે, "આરાયે રાષ્ટ્રના પ્રતિનિધિઓનું સ્થાન માત્ર બહુમતીઓના પ્રતિનિધિઓને આપી દેવું એ પ્રજાતંત્રના મહાન સિદ્ધાંતનો ભંગ કરવા જેવું છે." હવે સવાલ એ ઊઠે છે કે લઘુમતી-પક્ષોને યોગ્ય પ્રતિનિધિત્વ આપ્યા પછી પણ ધારાસભાઓમાં ઇચ્છા તો બહુમતીની જ મુખ્ય રહેશે. ત્યારે બહુમતીઓનો જુલ્મ કઈ રીતે નિવારી શકાય? આ વિષય સંબંધી જુદા જુદા રાજનીતિજ્ઞોનો જુદો જુદો મત છે. જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે, "પ્રતિનિધિ-શાસનમાં બહુમતીએ જ શાસન કરવું જોઈએ અને લઘુમતીએ બહુમતીની આગળ શિર ઝુકાવવું જોઈએ. પણ એનો અર્થ એ નથી કે ધારાસભામાં લઘુમતીનું પ્રતિનિધિત્વ જ રહે. તેમાં દરેક પક્ષના પ્રતિનિધિ તેમની સંખ્યાના પ્રમાણમાં રહેવા જોઈએ." લેબર નામના વિદ્વાને પોતાના 'Civil Liberty and Self-government' નામના ગ્રંથમાં આ મતનું સમર્થન કર્યું છે.

જુદા જુદા દેશોએ પ્રતિનિધિત્વની એવી પદ્ધતિઓ શરૂ કરી છે કે જેથી લઘુમતીને પણ યોગ્ય પ્રતિનિધિત્વ મળી શકે. એ સંબંધી વિસ્તૃત માહિતી માટે જુદા જુદા દેશોની શાસનપદ્ધતિઓ તથા તેની પ્રતિનિધિત્વ-પ્રણાલીઓનો અભ્યાસ કરવો જોઈએ.

Representative Government—પ્રતિનિધિ-શાસન; પ્રતિનિધિ-સરકાર, લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા સંચાલિત સરકાર.

Republic—ગણરાજ્ય. શ્રી. કાકાસાહેબ કાલેલકર આ શબ્દનું વિવેચન 'सबकी बोली' નામના હિંદુસ્તાની માસિકમાં કરતાં લખે છે કે, "હિંદુસ્તાનના ઇતિહાસમાં સામ્રાજ્યના દિવસો પણ જોવામાં આવે

છે. પ્રજાતંત્ર અનેક પ્રકારનાં હતાં અને તેને ગણુરાજ્ય કહેવાતાં હતાં. ‘ Republic ’ માટે ‘ ગણુરાજ્ય ’ સુંદર શબ્દ છે. રિપબ્લિકના પ્રેસિડંટને ‘ ગણુરાજ ’ ‘ ગણુનાથ ’ અને ‘ ગણુપતિ ’ કહી શકાય.”

Republican Party—ગણુતંત્રીય પક્ષ; અમેરિકાનો એક ખાસ રાજકીય પક્ષ. એક વખત આ પક્ષ ખૂબ બળવાન હતો. અબ્રહામ લિંકન પછી આ પક્ષના કેટલાય સભ્યો અમેરિકાના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. અમેરિકાના નામાંકિત પ્રમુખો હાર્ડિંઝ, કુલિસ તથા હૂવર આ જ પક્ષના સભ્યો હતા. વેપારીઓમાં આ પક્ષનો ખૂબ પ્રભાવ છે. આ પક્ષ સંરક્ષણુનીતિનું સમર્થન કરે છે, અને રાષ્ટ્રીય સરકારના અધિકારોને આગળ ધપાવવા ઉપર આ પક્ષ ખાસ ભાર મૂકે છે.

Republicanism—ગણુતંત્રીય સિદ્ધાંત; ગણુતંત્ર-શાસનનો સમર્થક.

Repudiation—અસ્વીકાર; પરિત્યાગ; છૂટાછેડા.

Rescript—સરકારી ઢંઢેરો; રાજાજ્ઞા, સરકારી ઘોષણુા.

Research—શોધખોળ.

Reservation—અનામત સંરક્ષણુ; સંરક્ષિત વસ્તુ; શરત.

Reservation of seats—ધારાસભા અથવા મ્યુનિસિપાલિટીમાં અમુક બેઠકો અનામત રાખવી તે.

Reserved Subjects-અનામત વિષયો; સંરક્ષિત વિષયો. [રાજીનામું.

Resignation—રાજીનામું; પાર્લમેંટમાં પરાજિત થવાથી સરકારનું

Resistance—પ્રતિરોધ; વિરોધ; ટક્કર; મુકાબલો.

Resolution—ઠરાવ.

Responsibility—જવાબદારી; ઉત્તરદાયિત્વ.

Responsibility at the Centre—કેંદ્રવર્તી સરકારની જવાબદારી; મધ્યસ્થ સરકારની જવાબદારી.

Responsible—જવાબદાર; ઉત્તરદાયી.

Responsible government—જવાબદાર રાજ્યતંત્ર; જેમાં રાજકર્મચારીઓ પોતાનાં કાર્યો માટે પ્રજાને જવાબદાર હોય એવું રાજ્યતંત્ર.

Restriction—સીમા; બંધન; રોક; સખતાઈ.

Retaliation—બદલો; પ્રતિક્રિયા.

Retired—નિવૃત્ત થયેલું; વાનપ્રસ્થ.

Retirement—એકાંતવાસ; નિવૃત્તિ.

Revert—પૂર્વસ્થાન અથવા પૂર્વાવસ્થા ફરી પ્રાપ્ત થવી.

Reversion—પુનરાગમન; વિપરીતતા; અવનતિ; ઉત્તરાધિકાર.

Revisionism—સમાજવાદી સાહિત્યમાં આ શબ્દ વપરાયો છે. એડવર્ડ બર્નસ્ટેને તેનો ઉપયોગ કર્યો હતો. તેનો ભાવાર્થ સમાજવાદના એ સિદ્ધાંત સાથે છે, જે આકસ્મિક ક્રાંતિ દ્વારા સમાજવાદનો પ્રચાર કરવાનો વિરોધી છે. આ સિદ્ધાંતને માનનારા સમાજવાદીઓ એમ માને છે કે માનવ-સમાજના વિકાસની સાથે સાથે જ સમાજવાદની કલ્પનાનો એની મેળે જ વિકાસ થઈ જશે. બર્નસ્ટેનને રાજ્યની સુધારક શક્તિઓમાં પણ ખૂબ શ્રદ્ધા હતી.

Revival—પુનરુદ્ધાર; પુનર્જીવન.

Revolt—બળવો; વિદ્રોહ.

Revolution—ક્રાંતિ; હિંસાત્મક ઘોર પરિવર્તન.

Political revolution—રાજકીય ક્રાંતિ.

Social revolution—સામાજિક ક્રાંતિ.

Revolutionary—ક્રાંતિકાર; વિપ્લવી; રાજ્યક્રાંતિનો સમર્થક.

Revolutionary Movement—ક્રાંતિકારી આંદોલન.

Revolutionist—ક્રાંતિકાર; બળવાખોર.

Revolutionize—ક્રાંતિ કરવી; ક્રાંતિકરણ.
Revulsion—આકસ્મિક પરિવર્તન.
Rhadamanthus—કઠોર ન્યાયાધીશ.
Right—હક્ક; અધિકાર; સ્વત્વ.

The Historical Theory of Rights—અધિકારોનો ઐતિહાસિક સિદ્ધાંત. આ સિદ્ધાંતનો મૂળ આશય છે: 'ઇતિહાસ અધિકારોનું નિર્માણ કરે છે.' આ સિદ્ધાંત પ્રમાણે અધિકાર રૂઢિ તથા રીતરિવાજોનું સંસ્કારી રૂપ છે. ઘણા દિવસોથી ચાલી આવતી રૂઢિ જ ભવિષ્યમાં અધિકારનું રૂપ ગ્રહણ કરી લે છે. જેવી રીતે કોઈ રાજાના જન્મદિવસના ઉત્સવ વખતે નજરાણું ધરવાનો રિવાજ ઘણા વખતથી ચાલ્યો આવતો હોય તો એ જ રિવાજ આગળ જતાં કોઈ દિવસ અધિકારનું રૂપ ગ્રહણ કરે છે, એટલે કે આજનો રિવાજ એ આવતીકાલનો અધિકાર બની જાય છે. અમેરિકાની યેલ યુનિવર્સિટીના રાજનીતિના આચાર્ય પ્રો. સમર કહે છે કે માનવસમાજની રૂઢિઓ જ અધિકારોની નિર્માતા છે. આપણા ઘણાખરા અધિકારોનું મૂળ આપણી પરંપરાગત રૂઢિઓમાં રહેલું છે.

The Social Welfare Theory of Rights—અધિકારોનો સમાજહિતવાદી સિદ્ધાંત. આ સિદ્ધાંતના પ્રવર્તકો કહે છે કે જેટલા અધિકારોની ઉત્પત્તિ થઈ છે એ બધાના મૂળમાં સમાજ-હિતની કલ્પના રહેલી છે. આ સિદ્ધાંતના મુખ્ય પ્રવર્તકો ડીન પૌંડ તથા પ્રોફેસર ચાફી છે. તેઓએ એમ બતાવ્યું છે કે કાયદો, રીતરિવાજ, કુદરતી અધિકાર વગેરે બધાંનું ચણતર સામાજિક હિતના પાયા ઉપર થવું જોઈએ. માનવસમાજને માટે હિતકારક એવાં તત્ત્વો ઉપર જેનો પાયો નખાયો હોય એવા જ અધિકારો માનવસમાજને માટે હિતકારક છે. પ્રો. ચાફી કહે છે કે અધિકારોનું નિર્માણ માનવસમાજના હિતના

પ્રમાણમાં થાય છે. જે અધિકારોનો પાયો જેટલા વધારે માનવ-હિત ઉપર નિર્ભર હશે તે અધિકારો એટલા વધારે સુદૃઢ અને સ્થાયી થશે. પ્રોફેસર ચાફીના મત મુજબ વાણીસ્વાતંત્ર્યનો અધિકાર ત્યાં સુધી જ ઉચિત છે, જ્યાં સુધી તે વડે માનવહિતની સાધના થઈ શકે છે.

બેન્થામ અને મિલ જેવા ઉપયોગિતાવાદી (Utilitarians) ઉપયોગિતાવાદ ઉપર જ અધિકારોના પાયાનું મંડાણ કરે છે. તે કહે છે કે એ જ અધિકારો સર્વશ્રેષ્ઠ છે, જે વડે સૌથી વધારે માણસોનું સૌથી વધારે ભલું થાય છે. રાજનીતિનો આધુનિક આચાર્ય શ્રી. લાસ્કી પણ એક રીતે ઉપરના મતનું સમર્થન કરે છે. તે કહે છેઃ "આપણા અધિકારો સમાજથી સ્વતંત્ર નથી, તે સમાજની જ ઊપજ છે; અધિકારો સમાજ તેમ જ આપણા વ્યક્તિગત રક્ષણને માટે છે." આગળ ચાલતાં તે લખે છે કે, "સમાજહિતની વિરોધી વ્યક્તિને અધિકારો હોઈ શકતા નથી. જો એવા માણસને અધિકારો આપવામાં આવશે તો તે અધિકારો એ જ વ્યક્તિની વિરુદ્ધ જશે, કારણ કે તે પણ સમાજનું એક અંગ છે." રાજનીતિના બીજા કેટલાયે આચાર્યોએ આનું સમર્થન કર્યું છે.

The Theory of Natural Rights—નૈસર્ગિક અધિકારોનો સિદ્ધાંત. અધિકાર વિષેનો આ સૌથી પ્રાચીન સિદ્ધાંત છે. પ્રાચીન ગ્રીસ દેશે પણ માણસના આ અધિકારોનો સ્વીકાર કર્યો હતો. મનુષ્યના આ જન્મજાત તેમ જ પરંપરાગત અધિકારો છે એ સ્વયંસિદ્ધ સત્ય ( Self-evident truths ) છે. જાનમાલની સલામતીનો અધિકાર, સ્વતંત્રતાનો અધિકાર, સ્વતંત્ર વિચાર કે નિર્ણયનો અધિકાર વગેરે માનવસમાજના સ્વાભાવિક અધિકારો ગણાયા છે.

માનવસમાજના વિકાસમાં નૈસર્ગિક અધિકારોના સિદ્ધાંતે ઘણું જ મહત્ત્વનું કામ કર્યું છે. જૉન લૉક તથા થોમસ પેન જેવા મહાન લેખકોએ એની પ્રશંસા કરવામાં કશી મણા નથી રાખી. અમેરિકા અને ફ્રાન્સનાં બંધારણીય આંદોલનોમાં આ જ મહાન સિદ્ધાંતે નવચેતન અને નવપ્રાણ રેડ્યાં હતાં. અમેરિકાના વર્જિનિયાના બંધારણમાં જાહેર કરવામાં આવ્યું છે કે, "બધા માણસો સ્વાભાવિક રીતે એકસરખા સ્વતંત્ર છે. તેઓને જે જન્મસિદ્ધ હક્કો મળેલા છે તેને-તેના આ વારસાને-કોઈ પણ સમાજ કોઈ પણ જાતના કરારો કે સંધિથી છીનવી શકતો નથી. એ અધિકારોમાં મુખ્ય નીચે મુજબ છે: (૧) જાનમાલની સલામતીનો અધિકાર, જીવન-અધિકાર, સ્વતંત્રતાનો અધિકાર, સ્વતંત્ર વિચારનો અધિકાર તથા સંપત્તિ તેમ જ માલમિલકત પ્રાપ્ત કરવાનાં સાધનોનો અધિકાર." ઈ. સ. ૧૭૭૬ના અમેરિકાના વિધાનથી અને ઈ. સ. ૧૭૯૧ તથા ૧૭૯૩ના ફ્રાન્સના જાહેરનામાથી માણસોના આ અધિકારોનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

The Legal Theory of Rights—અધિકારોનો કાનૂની સિદ્ધાંત. આ સિદ્ધાંત મુજબ અધિકારોની કલ્પના રાજ્યે ઉત્પન્ન કરેલી છે. કાયદો જે સ્વીકારે તેટલા જ માણસના અધિકારો અને કાયદો જે ન સ્વીકારે તે માણસના અધિકારો નહિ. માણસનો જીવન-અધિકાર, સ્વતંત્રતાનો અધિકાર તથા માલમિલકતનો અધિકાર વગેરે રાજ્ય જ નક્કી કરે છે. અધિકાર કુદરતી નહિ પણ કૃત્રિમ છે. આ કલ્પના અને વિચારો ઉપર અધિકારોનો કાનૂની સિદ્ધાંત આધાર રાખે છે.

આ સિદ્ધાંતનું પ્રતિપાદન સૌથી પહેલાં હૉબ્ઝે કર્યું હતું. તે કહે છે કે માણસનો સૌથી મહત્ત્વનો અને મૌલિક અધિકાર આત્મરક્ષણ ( Self-preservation ) છે. હૉબ્ઝના મત પ્રમાણે માણસના આ અધિકારનું રક્ષણ સૌથી વધારે રાજ્ય કરી શકે

છે. ભૂતકાળમાં જ્યારે રાજ્ય અને લોકો વચ્ચે સંધિ થઈ હતી ત્યારે લોકોએ આત્મરક્ષણની શરતે રાજ્યને પોતાના બીજા બધા જ અધિકારો સોંપી દીધા હતા. રાજ્ય જેટલા અધિકારો આપે છે તેટલા જ લોકો ભોગવે છે. આ સિદ્ધાંતના સમર્થકો આ સંબંધમાં આવા વિચારો ધરાવે છે.

The Idealist or Personality Theory of Rights— અધિકારોનો આદર્શવાદી સિદ્ધાંત અથવા વૈયક્તિક સિદ્ધાંત. આ સિદ્ધાંત મુજબ અધિકાર એ મનુષ્યના આંતરિક વિકાસની બાહ્ય પરિસ્થિતિઓ છે. રાજનીતિના આચાર્ય ગ્રીન કહે છે કે, "અધિકાર એ એવી વસ્તુ છે જે મનુષ્યના વ્યક્તિત્વના પૂર્ણ વિકાસ માટે જરૂરી એવી ભૌતિક સ્થિતિઓનું રક્ષણ કરે છે." આ સિદ્ધાંતના સમર્થકો કહે છે કે અધિકાર વગર માણસ પોતાના વ્યક્તિત્વનો સર્વોચ્ચ વિકાસ કરી શકતો નથી. માણસનો સર્વોચ્ચ અધિકાર તેના પોતાના વ્યક્તિત્વનો અધિકાર છે, એટલે કે દરેક માણસનું એ કર્તવ્ય અને અધિકાર છે કે તે પોતાના વ્યક્તિત્વનો સ્વતંત્રતાથી વિકાસ કરે. બીજા અધિકારો આ મૌલિક અધિકારનાં ગૌણ રૂપો છે, એટલે સુધી કે જાનમાલની સલામતીનો અધિકાર, સ્વતંત્રતાનો અધિકાર વગેરે અધિકારોને પણ સર્વાંગસંપૂર્ણ ગણવામાં આવતા નથી. આ અધિકારો પણ થોડી શરતો ઉપર આધાર રાખે છે અને એટલા પરાવલંબિત છે. જેમ કે મને મારા જીવનનો ત્યાં સુધી જ અધિકાર છે જ્યાં સુધી તે મારા જીવનના સર્વોચ્ચ વિકાસમાં મદદરૂપ થાય. આ અધિકારથી મને આત્મહત્યા કરવાનો હક્ક પ્રાપ્ત થતો નથી. જો હું મારા કોઈ અધિકારનો દુરુપયોગ કરું તો સમાજનો અધિકાર છે કે તે મારી પાસેથી એ અધિકાર છીનવી લે.

આ સિદ્ધાંત ઉચ્ચ નૈતિક દૃષ્ટિથી જ અધિકારોને જુએ છે,

કારણ કે અધિકારો એ એક પ્રકારની એવી શક્તિઓ છે, જેને વ્યક્તિ નીતિને નામે સમાજ પાસેથી પ્રાપ્ત કરી શકે છે. સમાજ વ્યક્તિને અધિકારની આ શક્તિઓ એટલા માટે આપે છે કે તે તેનો ઉપયોગ માનવજાતિના કલ્યાણ માટે કરે.

નૈતિક દૃષ્ટિ આપણને એ વસ્તુનો નિર્દેશ કરે છે કે આપણે સમાજને એવી ખાતરી આપીએ કે જે અધિકારો અમે અમારા માટે માગીએ છીએ તે જ અધિકારો બીજાને પણ મેળવી આપવાના કાર્યમાં અમે મદદગાર થઈશું. બીજી વાત એ છે કે આપણે અધિકારોની માગણી એટલા માટે કરવી જોઈએ કે આપણે આપણા વ્યક્તિત્વના પૂર્ણ વિકાસ માટે જ તેનો ઉપયોગ કરીશું. કોઈ પણ માણસને પોતાનું મનફાવે તે કરવાનો અધિકાર હરગિજ નથી. અધિકારો ઉપર નૈતિક, બૌદ્ધિક અને જવાબદારીની ભાવનાઓનું નિયમન જરૂરી છે. સ્વ-વિકાસ તેમ જ સમાજવિકાસ માટે જ અધિકારોનું નિર્માણ થયું છે. આ જ અધિકારનો આદર્શવાદી સિદ્ધાંત.

Rights of Self-defence—આત્મરક્ષણનો અધિકાર. રાજનીતિના લગભગ તમામ આચાર્યોએ માણસના આત્મરક્ષણના અધિકારનો સ્વીકાર કર્યો છે. ગ્રીન મહાશય લખે છે કે, "આત્મરક્ષણ માટે શક્તિનો (Force) ઉચિત ઉપયોગ કરવો જોઈએ. માણસને આત્મરક્ષણ કરવાનો અધિકાર છે. આત્મરક્ષણ માટે યોગ્ય બળનો ઉપયોગ કરનાર માણસના હાથે બીજો માણસ માર્યો જાય તો એ કાયદાની તેમ જ નૈતિક દૃષ્ટિએ ગુનો ગણી શકાય નહિ. પણ અહીં એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે આત્મરક્ષણનાં તમામ સાધનો નિષ્ફળ જાય એ પછી જ, અનિવાર્ય સંજોગોમાં જ, ખૂબ સંયમની સાથે જ, (પશુબળ) હિંસાનો ઉપયોગ કરવો જોઈએ. આ વાત જેવી રીતે એક વ્યક્તિને લાગુ પડે છે તેવી જ રીતે સમાજ તેમ જ દેશને પણ લાગુ પડે છે.

Right to maintenance and Right to work—જીવન-નિર્વાહ તેમ જ કામનો અધિકાર; રોટી અને કામનો અધિકાર. આ જીવનસંગ્રામથી ભરેલા વર્તમાન જગતમાં જે અધિકાર ઉપર સૌથી વધારે ભાર મૂકવામાં આવે છે તે છે રોટી અને કામના અધિકારો. દરેક માણસને જીવનનિર્વાહ મેળવવા માટે સમાજ અથવા રાજ્યની તરફથી યોગ્ય સગવડ મળવી જોઈએ એ આ સિદ્ધાંતનો મર્મ છે. સમાજનું એ કર્તવ્ય છે કે તે પોતાના દરેક સભ્યને કામ અને રોટી આપે અને કામને અભાવે કદી ભૂખે મરવા ન દે. રાજનીતિના ઉદારમતવાદીઓની માન્યતા છે કે આ પૃથ્વી ઉપરથી ભૂખ નામની ચીજને હમેશને માટે વિદાયગીરી આપી દેવી જોઈએ. એ માટે ન્યૂનતમ પગારનો કાયદો (Minimum wages act), સંપત્તિ-ની યોગ્ય વહેંચણી, વારસાહક્કના કાયદામાં યોગ્ય ફેરફાર, દેશના કાચા માલનો નફાકારક ઉપયોગ, સંપત્તિને વધારનારી શોધખોળો વગેરે ઉપાય બતાવવામાં આવે છે. ઘણા દેશો આ દિશામાં ઝડપભેર પ્રગતિ કરી રહ્યા છે.

રાજનીતિના એક પ્રસિદ્ધ આચાર્યનું કથન છે કે સમાજમાં ફેલાયેલી ગરીબી અને બેકારી માટે જો સમાજની કોઈ ખાસ વ્યવસ્થા જ જવાબદાર હોય તો સમાજનું એ કર્તવ્ય છે કે પોતાની વ્યવસ્થા અને સંગઠનમાં એવું પરિવર્તન કરે જેથી સમાજના પાયા હચમચાવી નાખનારી આ મુશ્કેલીઓ દૂર થઈ જાય અને સમાજનાં બધાં જ અંગો સુખી અને સમૃદ્ધ થઈ જાય.

આધુનિક રાજનીતિના આચાર્યોનો એ સ્પષ્ટ મત છે કે જો કોઈ પણ માણસ કામ કરવાની ઇચ્છા અને શક્તિ ધરાવતો છતાં કામ ન મળવાને કારણે બેકાર રહેતો હોય તો તેના ગુજરાનનાં સાધનોની વ્યવસ્થા કરવાની રાજ્યની ફરજ છે. ઈંગ્લંડના પ્રખ્યાત રાજનીતિશાસ્ત્રના લેખક હૅરોલ્ડ લાસ્કીએ કહ્યું છે કે, “સૌથી

સારી વાત તો એ છે કે માણસ માટે એને યોગ્ય કામે લગાડવાનાં સાધનો ઊભાં કરવામાં આવે અને જો કામ ન મળે તો રાજ્યે ત્યાં સુધી એના ગુજરાનની વ્યવસ્થા કરવી જોઈએ." તેણે બેકારી માટે ઇન્સ્યોરન્સ પદ્ધતિનો સ્વીકાર કરવાનું પણ રાજ્યોને સૂચવ્યું છે.

લાસ્કી પોતાના 'Crammer of Politics' નામના ગ્રંથમાં એક જગાએ ભારપૂર્વક લખે છે: "દરેક માણસને માત્ર કામ મેળવવાનો જ અધિકાર છે એમ નહિ, પણ તેને એ અધિકાર છે કે પોતાના કામના બદલામાં યોગ્ય અને પૂરતો પગાર મળે. એ પગાર એટલો હોવો જોઈએ કે જેટલો એક 'ઉત્પાદક નાગરિક' માટે જરૂરી હોય. દરેક માણસને ભોજન, વસ્ત્ર, ઘર, જરૂરી અવકાશ, શિક્ષણ તેમ જ સંસ્કૃતિનાં સાધનોની જરૂર છે. કોઈ પણ માણસને આ ધોરણથી નીચે નહિ ઊતરવા દેવો જોઈએ."

Rights, Civic—નાગરિક અધિકાર.

Rights, Political—રાજકીય અધિકારો; રાજકીય હક્કો.

Rigid—કઠોર; સખત.

Rigid Constitution—કઠોર વિધાન; કઠોર બંધારણ; જેમાં વખતોવખત જરૂરી ફેરફાર કરવાનું મુશ્કેલ હોય એવું બંધારણ.

Riksdag—સ્વીડનની પાર્લમેંટ.

Riot—હુલ્લડ; દંગો; વિદ્રોહ.

Riotous—વિદ્રોહાત્મક; હુલ્લડખોર; રાજદ્રોહી.

Riotous Crowd—હુલ્લડખોર ટોળું; તોફાની ટોળું.

Ritualist—કર્મકાંડી.

Rival—હરીફ; પ્રતિસ્પર્ધી.

Rolls, Master of the—ઇંગ્લંડની અપીલ કોર્ટનો જજ.

**Rotary Club**—આંતરરાષ્ટ્રીય જનસેવા માટે સ્થાપવામાં આવેલી અમેરિકા અને ઇંગ્લંડની ખાસ ક્લબ.

**Round Table Conference**—ગોળમેજી પરિષદ. સામાન્ય રીતે તો સમાન કક્ષાના લોકો વચ્ચે જે સમાન દરજ્જાથી વાટાઘાટ થાય તેને ગોળમેજી પરિષદ કહેવામાં આવે છે, પણ ભારતીય શાસનતંત્ર અંગે લંડનમાં જે પરિષદ મળી હતી તેમાં આવી સ્થિતિ ન હતી, તેમાં તો સરકારે જ નક્કી કરેલા પ્રતિનિધિઓ હતા. ૧૯૨૮માં સાયમન કમિશન હિંદુસ્તાનમાં આવ્યું ત્યારે તેનો ઘણા મોટા પાયા પર બહિષ્કાર થયો. તેનું પરિણામ એ આવ્યું કે તેણે પોતાનાં સૂચનોમાં જ ગોળમેજી પરિષદ બોલાવવાની સૂચના કરી. પરંતુ મહાસભાએ એ પરિષદનો બહિષ્કાર કર્યો, કારણ કે એ પરિષદે કરવાનાં કાર્ય વિષે મતભેદ હતો. મહાસભાની માગણી હતી કે એ પરિષદે સાંસ્થાનિક સ્વરાજ્યનું બંધારણ હિંદ માટે ઘડવાનું છે એવી જાહેરાત સરકાર કરે. મહાસભાએ ૧૯૩૦માં સ્વાતંત્ર્ય-સંગ્રામ ચલાવ્યો. ૧૯૩૧ના માર્ચની ત્રીજી તારીખે ગાંધી–અરવીન તહકૂબી થઈ અને પરિણામે મહાસભાના એકલા પ્રતિનિધિ તરીકે ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાં ગયા. પણ તેમાં કશું વળ્યું નહિ. મહાસભાએ ૧૯૩૨માં ફરી સ્વાતંત્ર્ય-સંગ્રામ શરૂ કર્યો. ૧૯૩૨–૩૩–૩૪માં ગોળમેજી પરિષદની ત્રીજી બેઠક અને તેની ચૂંટાયેલી સમિતિની બેઠકો મળી. આ બધું થયાના પરિણામે ૧૯૩૫નો હિંદી શાસન-ધારો ઘડાયો. પરંતુ પ્રજાના પ્રતિનિધિઓના સહકાર વિના ઘડાયેલો એ કાયદો રાષ્ટ્રીય માંગને સંતોષી શકે એવો નથી જ.

**Rowdy**—તોફાની; ઉપદ્રવી; હુલ્લડખોર.

**Rowdy Element**—તોફાની તત્ત્વ; ઉપદ્રવી જનસમૂહ; હુલ્લડ-[ખોર તત્ત્વ.

**Royal Air Force**—બ્રિટિશ હવાઈ દળ. ઈ. સ. ૧૯૧૮માં સૌથી પહેલાં તેની સ્થાપના થઈ હતી. તેનું ટૂંકું નામ 'R. A. F.' છે.

Royal Assent—શાહી મંજૂરી.

Royal Commission—શાહી કમિશન.

Royal Society—શાહી સમિતિ; શાહી મંડળી.

Royal Standard—શાહી ઝંડો.

Royalist—રાજપક્ષવાદી; શાહી પક્ષવાદી; રાજતંત્રનો અનુમોદનકર્તા.

Royists—રૉયના મતના; રૉયમતવાદી.

Rule—નિયમ; રીત; વિધિ; કાયદો; પ્રભુતા; શાસન.

Rule—(v. t.) રાજ્ય કરવું; શાસન ચલાવવું; કાયદા દ્વારા આદેશ [આપવો.

Hard and fast Rules—કઠોર નિયમ; કડક નિયમન.

Rule out—અપ્રાસંગિક ગણીને રદ કરવું; નિયમ વિરુદ્ધ જાહેર કરવું.

Ruler—શાસક; રાજ્યકર્તા.

Ruling—ખાસ ન્યાયાધીશ અથવા પ્રમુખે આપેલો ફેંસલો અથવા [નિર્ણય.

Rupture—મૈત્રીનો સંબંધ-વિચ્છેદ.

Rupture of Political relations—રાજકીય સંબંધોનો [વિચ્છેદ.

Rural—ગ્રામ્ય; ગામડાં સંબંધી.

Rural Uplift—ગ્રામોત્થાન; ગ્રામોન્નતિ; ગ્રામોદ્ધાર.

Rural Indebtedness—કિસાનોનું કરજ.

Rural Problems—ગામડાંની સમસ્યાઓ.

Russian—રશિયા સંબંધી; રશિયાનું.

Russophil—રશિયાનું હિતૈષી; રશિયાના પક્ષનું; રશિયાનું મિત્ર.

Russophobe—રશિયાનું વિરોધી.

Russophobia—રશિયા પ્રત્યેનો દ્વેષભાવ.

S

S. A.—જર્મન ભાષાના Sturm-Abteilungનું આ સંક્ષિપ્ત રૂપ છે. તેનો અર્થ છે 'તોફાની સેના'. ઈ. સ. ૧૯૨૨માં તેની સ્થાપના કરવામાં આવી હતી અને તેનો ઉદ્દેશ નાઝીક્રાંતિ હતો.

Sabotage—માલિકો સામે જ્યારે મજૂરોને ફરિયાદો હોય છે અને તે દૂર થતી નથી ત્યારે મજૂરો અસંતુષ્ટ થઈને કાં તો કારખાનામાં ખરાબ માલ ઉત્પન્ન કરે છે અથવા તો યંત્રો અથવા કાચા માલને બગાડી માલિકને નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન કરે છે. આ ક્રિયા 'સેબોટેજ' તરીકે ઓળખાય છે.

Sacerdotal—યજ્ઞકીય; પુરોહિતને લગતું.

Sacred—પવિત્ર.

Sacred Book—પવિત્ર ગ્રંથ; ધર્મગ્રંથ; બાઈબલ.

Sacrifice—બલિદાન; કુરબાની; ત્યાગ.

Sacrifice for the noble cause—કોઈ ઉમદા આદર્શને માટે બલિદાન; મહાન કાર્યને માટે ત્યાગ.

Safe-guard—સંરક્ષણ; સલામતી. હિંદના નવા બંધારણની ચર્ચા ચાલતી હતી ત્યારે આ શબ્દ બહુ વપરાયો છે. નવા બંધારણમાં પ્રજાને સત્તા સોંપતાં પ્રજા કંઈ ભૂલો ન કરે, કેટલીક બાબતોમાં અનઆવડત હોવાથી કામ બરાબર કરી શકે નહિ, લઘુમતી-કોમોનાં હિતનું સંરક્ષણ, રાજાઓનો માન-મરતબો જાળવવો, પરદેશી દેવાં વગેરે હિતોનું સંરક્ષણ કરવા અંગે ગવર્નર-જનરલ તથા ગવર્નરોને જે ખાસ સત્તાઓ આપવામાં આવી તેને માટે આ શબ્દનો ઉપયોગ થયેલો છે.

Saint Simonism—સાયમન નામના સાધુનો સિદ્ધાંત. ફ્રાન્સમાં

આ એક મહાન સમાજવાદી પુરુષ થઈ ગયો છે. તેનો મત રૉબર્ટ ઓવન તથા ફ્રાઉરિયર સાથે ખૂબ મળતો આવતો હતો. તે માનવજાતિની પૂર્ણતામાં વિશ્વાસ ધરાવતો હતો અને તે એવી જાતનું ભૌતિક સંગઠન ઊભું કરવા માગતો હતો, જેથી સમાજના ગરીબમાં ગરીબ માણસોને પણ પોતાનો વિકાસ સાધવાનાં પૂરતાં સાધનો મળી શકે. તે પરસ્પર–સહકારની ભાવનાથી માનવસમાજનું સંગઠન કરવાના પક્ષમાં હતો. મૂડીદાર અને શ્રમજીવી બંને વર્ગના પરસ્પર મૈત્રીભર્યા સહકારથી જ સમાજની ઉન્નતિ તેમ જ કલ્યાણ થઈ શકે છે એવી તેની દૃઢ શ્રદ્ધા હતી. તે વર્ગવિગ્રહની વિરુદ્ધ હતો.

તા. ક. જગતના મહાન પુરુષ મહાત્મા ગાંધીજીની વિચાર-સરણી પણ આવી જ છે. આ જ વિચારસરણી મુજબ એમની, દેખરેખ નીચે અમદાવાદમાં મજૂરોનું એક જબરદસ્ત સંગઠન છેલ્લાં વીસ વર્ષથી કામ કરી રહ્યું છે. એ સંસ્થાનું નામ 'મજૂર મહાજન.' તે એક જબરદસ્ત અને વિશ્વવિખ્યાત મજૂર–સંસ્થા છે. વર્ગોદય નહિ પણ 'સર્વોદય' તેનો મુદ્રાલેખ છે.

Salariat—પગાર–પદ્ધતિ; જેમાં શ્રમનું મૂલ્ય વસ્તુઓનાં મૂલ્યની પેઠે આંકવામાં આવે તેવી આર્થિક વ્યવસ્થા.

Salaried—પગાર મેળવનાર; પગાર પ્રાપ્ત કરનાર; પગારદાર.

Salary—પગાર; વેતન; દરમાયો.

Salic Law—સેલિક કાયદો; યુરોપનો એક પ્રાચીન કાયદો. આ કાયદા મુજબ સ્ત્રીઓને રાજ્યનો વારસો આપવાની મનાઈ કરવામાં આવી છે.

Salient—મુખ્ય; આગળપડતું.

Salute—સલામી; તોપોની સલામી; માન.

Royal Salue—શાહી સલામી; બાદશાહી સલામી.

Salvation Army—મુક્તિફોજ. ઈ. સ. ૧૮૭૮માં વિલિયમ બૂથ

નામના પાદરીએ તેની સ્થાપના કરી હતી. તેનો હેતુ દુઃખી અને દરિદ્ર માણસોની સેવા કરવાનો છે. પણ આવા સારા હેતુના ઓઠા નીચે આ સંસ્થા ખ્રિસ્તી સંપ્રદાયનો પ્રચાર કરે છે અને બ્રિટનના શાહીવાદને રક્ષણ આપવાનું કાર્ય કરે છે.

Sanatorium—આરોગ્યભવન.

Sanctions--શિક્ષાનાં પગલાં; દંડની મંજૂરી; દંડનો આદેશ; આંતરરાષ્ટ્રીય કરારોનું પાલન કરાવવા માટે અમલમાં આવેલાં પગલાં. જ્યારે કોઈ દેશ આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ કરે છે ત્યારે તેની સામે આર્થિક અથવા રાજકીય પગલાંઓ ભરવામાં આવે છે, જેથી કરીને એ દેશ મૂંઝાઈને કાયદાને માન આપતો થઈ જાય.

Sanctuary—પવિત્ર સ્થળ; પુણ્યસ્થળ, પુણ્યભૂમિ; આશ્રયસ્થાન; નિર્ભય સ્થાન.

Rights of sanctuary--નિર્ભય સ્થાનના અધિકારો.

Sanitary—આરોગ્ય સંબંધી; આરોગ્યને લગતું; આરોગ્યરક્ષક.

Sanitary Department--આરોગ્યખાતું; સ્વાસ્થ્યવિભાગ. નગરવાસીઓના આરોગ્યની સંભાળ રાખનાર આરોગ્યસંરક્ષકખાતું.

Sceptre, Scepter—રાજદંડ; છડી.

Scheme—યોજના.

Scholarship--શિષ્યવૃત્તિ; છાત્રવૃત્તિ.

Science, Political--રાજનીતિશાસ્ત્ર; રાજનીતિવિજ્ઞાન.

Scientific Socialism--વૈજ્ઞાનિક સમાજવાદ.

Scotland Yard—ઈંગ્લંડની છૂપી પોલીસનું મુખ્ય મથક; ઈંગ્લંડના પાટનગરની છૂપી પોલીસનું મુખ્ય મથક.

Scout—સ્કાઉટ; જાસૂસ; ગુપ્તચર.

Sea, Freedom of the—સમુદ્રની સ્વતંત્રતા; દરિયાઈ સ્વાતંત્ર્ય.

Seal—છાપ; મહોર; સિક્કો.

Seanad Eireann—સ્વતંત્ર આયર્લૅંડની પાર્લમેંટની વડી સભા.

Sea Power—સામુદ્રિક શક્તિ; દરિયાઈ બળ; સમુદ્ર ઉપર સત્તા.

Secede—કોઈ પણ સંસ્થા અથવા સંઘમાંથી જુદું થઈ જવું.

Secession—સંબંધવિચ્છેદ.

Secondary Education—માધ્યમિક શિક્ષણ; માધ્યમિક કેળવણી.

Secret Service—છૂપી પોલીસ; છૂપી પોલીસનું ખાતું. લશ્કરી, સામુદ્રિક, રાજકીય તેમ જ બીજી અનેક બાબતોના સમાચાર ગુપ્ત રીતે હાથ કરે છે.

Secret Service Money—ગુપ્ત ફંડ; છૂપી બાતમીઓ મેળવવા માટે પ્રધાન પોતાની પાસે જે પૈસા ગુપ્ત રીતે રાખે છે તે. પ્રધાન આ નાણાં પોતાને યોગ્ય લાગે ત્યાં ખરચે છે. એ નાણાંનો જાહેર હિસાબ કે એ સંબંધી જાહેર ચર્ચા કરવામાં આવતી નથી.

Secret—છાનું; ગુપ્ત; રહસ્યવાળું; ભેદી; ગુહ્ય.

Secretariat—મંત્રીગૃહ; સેક્રેટરીની કચેરી; પ્રધાનની કચેરી.

Secretary—મંત્રી; પ્રધાન; સેક્રેટરી.

Assistant Secretary—સહાયક મંત્રી.

Colonial Secretary—સાંસ્થાનિક પ્રધાન; સંસ્થાન માટેનો પ્રધાન-મંત્રી.

Foreign Secretary—વિદેશમંત્રી.

Home Secretary—ગૃહસચિવ; ગૃહમંત્રી.

Political Secretary—રાજકીય મંત્રી; રાજકીય ખાતાનો પ્રધાન.

Private Secretary—રહસ્યમંત્રી; ખાનગી મંત્રી.

Under Secretary—ઉપમંત્રી; નાયબ વજીર.

Secretary of State for India—ભારતમંત્રી; હિંદી વજીર.
Secretaryship—મંત્રીપદ.
Sect—સંપ્રદાય; પંથ.
Sectarian—સાંપ્રદાયિક.
Sectarianism—સાંપ્રદાયિકતા.
Sectional—વિભાગીય; આંશિક; સ્થાનિક; સાંપ્રદાયિક.
Secular—આ દુનિયાનું; સાંસારિક; ઐહિક; લૌકિક.
Secularism—ઐહિકવાદ; સાંસારિકવાદ.
Secularist—ઐહિકવાદી.
Secularize—સાંસારિક બનાવવું.
Security—જામીનગીરી; સુરક્ષિતપણું; સલામતી.
Sedition—રાજદ્રોહ; ફિતૂર.
Seditious—રાજદ્રોહાત્મક; રાજદ્રોહી.
Seditiously—રાજદ્રોહપૂર્વક.
Seditiousness—રાજદ્રોહીપણું.
Selection—પસંદગી; ચૂંટણી.
Selection of Candidates—ઉમેદવારોની પસંદગી-ચૂંટણી.
Select Committee—ચૂંટણી-સમિતિ.
Seizure—જપ્ત કરવું.
Seizure of Property—માલમિલકત જપ્ત કરવી.
Self—જાત; સ્વતઃ; ખુદ; નિજ.
Self-assertion—સ્વમતસ્થાપના; પોતાના મતની સ્થાપના; પોતાના નિર્ણયનો સિક્કો બેસારવો.
Self-command—આત્મસંયમ; આત્મશાસન; મનોનિગ્રહ.

Self-conceited—આત્માભિમાની; આત્મવંચના કરનારો.

Self-contained—આત્મસંતોષી.

Self-conscious—જાગ્રત મનવાળો; જેનો આત્મા જાગ્રત છે તે.

Self-contradictory—આત્મવિરોધી; સ્વવિરોધી; પોતે જ પોતાનો વિરોધ કરનાર.

Self-denial—આત્મત્યાગ; સ્વસુખત્યાગ.

Self-destruction—આત્મહત્યા; આત્મઘાત; આપઘાત.

Self-dependance—સ્વાવલંબન.

Self-evident—સ્વતઃસિદ્ધ; સ્વયંસિદ્ધ.

Self-existence—પોતાનું અસ્તિત્વ; સ્વયંભૂત્વ.

Self-existent—સ્વયંભૂ.

Self-government—સ્વરાજ્ય; સ્વશાસન; સ્વાતંત્ર્ય.

Self-government, Local—સ્થાનિક સ્વરાજ્ય.

Self-interest—સ્વાર્થ; સ્વહિત.

Self-preservation—આત્મસંરક્ષણ; આત્મરક્ષણ.

Self-respect—સ્વમાન.

Self-sacrifice—સ્વાર્થત્યાગ.

Self-seeker—સ્વાર્થપરાયણ; સ્વાર્થનિષ્ઠ.

Self-supporting—આત્માવલંબી; સ્વાવલંબી.

Self-willed—સ્વચ્છંદી; સ્વેચ્છાચારી. [શબ્દનો પ્રયોગ થાય છે.

Semitic—સેમવંશમાં ઉત્પન્ન થયેલા; યહૂદીઓની જાતિને માટે આ

Semitic Races—સેમેટિક જાતિઓ.

Senate—(૧) પ્રાચીન રોમની રાજકીય સભા. (આ સભા રાજ-વ્યવસ્થા કાયદા ઘડવાનું તથા ન્યાયસંચાલનનું કામ કરતી હતી.) (૨) ફ્રાન્સ તથા અમેરિકાની પાર્લમેંટની વડી સભા. (૩) ધારાસભા;

વ્યવસ્થાપકસભા. (૪) વિશ્વવિદ્યાલયનું વ્યવસ્થાપકમંડળ; વિદ્યાપીઠ-સમિતિ.

Senate House—વ્યવસ્થાપકસભાગૃહ; સેનેટ-ભવન.

Senator—સેનેટનો સભ્ય.

Senior—વડો; મોટો; જ્યેષ્ઠ ( માન અથવા અધિકારના અર્થમાં ). ઊંચો; પહેલાં નિમાયેલો; જૂનો; અનુભવી.

Senior-wrangler—કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની ગણિત-શાખાનો પહેલા વર્ગનો પ્રથમ નંબરનો વિદ્યાર્થી; ગણિતશાસ્ત્રી; ગણિત-વિદ્યા-વિશારદ.

Seniority—જ્યેષ્ઠતા; વડપણ.

Sensation—ખળભળાટ; ક્ષોભ; સંવેદન.

Sensational—ખળભળાટ મચાવે તેવું; ક્ષોભજનક.

Sentimental—લાગણીવિવશ; ભાવનાત્મક.

Sentimentalism—લાગણીવેડા; લાગણીની અતિશયતા.

Separatism—વિભક્તવાદ; જુદા પડવાનો વાદ.

Separatist—વિભક્તવાદી; ધર્મસંઘ અથવા રાજકીય સંબંધથી છૂટા પડવાની નીતિ ગ્રહણ કરનાર માણસ.

Septenary—સપ્તક; સપ્તવાર્ષિક; સપ્તાત્મક.

Septenate—સપ્તવાર્ષિક; સાત વર્ષનો કાર્યકાળ.

Septennial—સપ્તવાર્ષિક.

Septennial Act—પાર્લમેંટને કામ કરવા માટે વધારેમાં વધારે સાત વર્ષ આપવામાં આવે એવો નિર્દેશ કરનાર કાયદો.

Sergeant-at-Arms—પાર્લમેંટનો એક અમલદાર, જેનું કામ પાર્લમેંટની બેઠક વખતે તેના હુકમોનું પાલન કરાવવાનું હોય છે.

Serf-dom—ગુલામગીરી; દાસત્વ; ગુલામી.

Serfs—ભૂદાસ. જૂના જમાનામાં જમીનની સાથે બંધાયેલા હતા, તેવા ખેડુતો. કોઈ માણસ જો જમીન વેચાતી લે તો તેની સાથે જમીન ઉપર ખેતી કરનારા આ ખેડુતો પણ નવા માલિકના થઈ જતા. તેઓ કોઈ પણ રીતે જમીનને છોડી શકતા નહિ.

Service, Civil—મુલ્કી નોકરી; મુલ્કી ખાતાની નોકરી.

Service, Public—સરકારી નોકરી.

Service, Imperial—શાહી નોકરી; ઉચ્ચ સરકારી નોકરી.

Service, Provincial—પ્રાંતિક સરકારી નોકરી.

Session—બેઠક; અધિવેશન.

Parliamentary Session—પાર્લમેંટની બેઠક.

Congress Session—કોંગ્રેસની બેઠક.

Severance—વિચ્છેદ; સંબંધ તોડી નાખવો.

Severance of Diplomatic relations—રાજકીય સંબંધનો વિચ્છેદ; રાજદ્વારી સંબંધ તોડી નાખવો તે.

Sheriff—શેરીફ; આ અંશતઃ લોકો તરફથી અને અંશતઃ વડી અદાલતની તરફથી કામ કરનાર અમલદાર હોય છે. લોકો પાસે જાહેર સભાઓ ભરાવવી તથા ફોજદારી સેશન કોર્ટમાં હાજરી આપવી એ ખાસ કરીને તેનાં કામો છે. ઇંગ્લંડમાં તેનાં કાર્યો કંઈક જુદાં હોય છે. કોર્ટે આપેલી સજાનો અમલ કરાવવો તથા પાર્લમેંટની ચૂંટણીની વ્યવસ્થા કરવી વગેરે કામ તેના કર્તવ્યક્ષેત્રમાં રાખવામાં આવ્યાં છે.

Sheriffalty—શેરીફનું પદ.

Sheriffdom—શેરીફનું અધિકારક્ષેત્ર; શેરીફનો અધિકારપ્રદેશ.

Seize—ઘેરો.

Signatory—સંધિ અથવા કરાર ઉપર સહી કરનાર.

Silver-standard—ચાંદીનું ધોરણ; ચાંદીના સિક્કાનું ચલણ.

Sinews of war—યુદ્ધની ધોરી નસો; સંપત્તિ, ધન, લોખંડ, કોલસો, તેલ વગેરે ચીજો જેના વગર આધુનિક કાળનાં યુદ્ધો અશક્ય છે.

Sinister—અનિષ્ટ; અશુભ; દુષ્ટ.

Sinister motive—દુષ્ટ હેતુ; ખરાબ ઉદ્દેશ. ખાસ કરીને કાયદાની પરિભાષામાં આ શબ્દ વપરાય છે. જ્યારે કોઈ પણ માણસ કોઈ ગુનો દુષ્ટ ઇરાદાથી કરે છે ત્યારે તે બતાવવા આ શબ્દપ્રયોગ કરવામાં આવે છે.

Sinecure—અકાર્યકર અધિકારી; જેને કાંઈ કામ સોંપવામાં ન આવ્યું હોય એવો અધિકારી.

Sinnfein—આયર્લૅંડનું એક રાષ્ટ્રીય આંદોલન. તેનો ઉદ્દેશ દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો તેમ જ રક્ષવાનો તથા આયરિશ ભાષા—રાષ્ટ્રભાષાનો—ઉદ્ધાર કરવાનો છે. આપણે ત્યાં જેવો 'બૉંબવાદી' પક્ષ ઊભો થયો હતો તેવો જ આ પક્ષ હતો. ખૂન કરીને અને એવી બીજી રીતો દ્વારા વિદેશી શાસકોને મૂંઝવીને હરાવવાનો તેનો આશય હતો. સશસ્ત્ર ક્રાંતિ કરવાનો પ્રયત્ન ૧૯૧૬ના ઈસ્ટરના તહેવારો દરમિયાન આ પક્ષ તરફથી થયો હતો, પણ એ પ્રયત્નને લોહીની નદીઓમાં ડુબાવી દેવામાં આવ્યો હતો.

Sit-down-strike—જગા ઉપર રહીને જ કામ બંધ કરવાની હડતાળની એક પ્રથા. આમાં મજૂરો હડતાળ પાડીને ઘેર નહિ જતાં મિલ અથવા કારખાનામાં પોતાની જગાએ જ રહીને કામ છોડી દે છે, જેથી કરીને મિલમાલિક બીજા મજૂરોને કામે લગાડી શકે નહિ.

Slavery—ગુલામીની પ્રથા; દાસત્વપ્રથા; દાસત્વ; જેમાં માણસની

સ્વતંત્રતા હરી લેવામાં આવે અને જેમાં માણુસોને તેના માલિકોની મિલકત તરીકે ગણવામાં આવે તે પ્રથા. પ્રાચીન તથા મધ્યયુગમાં ગુલામીની પ્રથાનું જોર વિશેષ હતું. અત્યારે પણ કેટલાક દેશોમાં તેનું અસ્તિત્વ છે. હિંદુસ્તાનની કેટલીક રિયાસતોમાં આજે પણ ગુલામો રાખવામાં આવે છે. જગતના કેટલાક બીજા દેશોમાં પણ તે અસ્તિત્વ ધરાવે છે. સામ્રાજ્યવાદી રાજનીતિજ્ઞ સર જૉન સાઈમનની પત્નીએ અંગ્રેજીમાં આ વિષય ઉપર એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ લખ્યો છે. તેમાં તેણે આધુનિક જગતના કેટલાક દેશોમાં પ્રચલિત વિવિધ પ્રકારની ગુલામીની પ્રથાઓનો સુંદર રીતે પરિચય કરાવ્યો છે.

કેટલાયે દેશોએ ગુલામીની આ પદ્ધતિને જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દીધી છે. ઈ. સ. ૧૮૦૮માં બ્રિટિશ રાજ્યમાં ગુલામોનો વેપાર કાયદા વડે બંધ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૪માં બ્રિટિશ સંસ્થાનોમાં પણ આ દાસ–પ્રથા નાબૂદ કરવામાં આવી અને એ માટે ૨૦૦૦૦૦૦૦ પાઉંડ મંજૂર કરવામાં આવ્યા હતા. અમેરિકામાંથી ગુલામીની પદ્ધતિને ઉખેડી નાખવાનું શ્રેય અમેરિકાના એ મહાન પ્રમુખ અબ્રહામ લિંકનને ફાળે જાય છે. અમેરિકાના લોકો આ અનીતિમય પ્રથામાંથી કરોડો ડૉલર કમાતા હતા એટલે આ પદ્ધતિ નાબૂદ કરવા સામે જબરદસ્ત વિરોધ ઊઠયો, તે એટલે સુધી કે ઈ. સ. ૧૬૬૨માં ત્યાં આંતરયુદ્ધ શરૂ થઈ ગયું. સદ્‌ભાગ્યે તેમાં ઉત્તરના દેશોનો, જેઓ ગુલામીની પદ્ધતિ નાબૂદ કરવાના પક્ષમાં હતા, તેમનો વિજય થયો. ત્યારથી ત્યાં પણ ગુલામીની પદ્ધતિ નાબૂદ થઈ. હિંદમાં પણ કાયદા દ્વારા ગુલામીની પદ્ધતિ નાબૂદ કરવામાં આવી છે.

Slaves, War of the—ગુલામોનો વિદ્રોહ; ગુલામોનું યુદ્ધ. પ્રાચીન કાળમાં રોમનગરમાં ગુલામોએ પોતાની આઝાદી મેળવવા માટે ત્રણ વખત બળવાનો ઝંડો ફરકાવ્યો હતો. ઈ. પૂ. ૧૩૫ વર્ષ પહેલાં તેણે પહેલી વાર બળવો પોકાર્યો. તેમાં શરૂઆતમાં તો તેમને સફળતા

મળી પણ પાછળથી તેમને દબાવી દેવામાં આવ્યા. એ પછી તેમણે બીજો વિદ્રોહ ઈ. પૂ. ૧૦૫માં કર્યો. આ બળવાઓ ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યા. એમાં લગભગ દસ લાખ જેટલા માણસો માર્યા ગયા. ત્રીજા બળવાની આગેવાની સુપ્રસિદ્ધ સ્પાર્ટકસે લીધી હતી. એ બળવો ઈ. પૂ ૭૩ થી ૭૧ સુધી બે વર્ષ ચાલુ રહ્યો. આઝાદીની આ લડાઈમાં આખરે સ્પાર્ટકસ તથા તેના ૪૦૦૦૦ બહાદુર સાથીદારો વીરગતિને પામ્યા. આ લડાઇઓને માટે ઉપરનો શબ્દપ્રયોગ વપરાય છે.

Social Democratic Party (Germany)-જર્મનીના આ રાજકીય પક્ષનો જન્મ ઈ. સ. ૧૮૯૦માં થયો હતો. ધીરે ધીરે આ પક્ષનું જોર વધતું ગયું. ઈ. સ. ૧૯૦૩માં તેણે જર્મનીની લોકસભા( Reichstag )માં પોતાના ૮૧ પ્રતિનિધિઓને મોકલ્યા. ઈ. સ. ૧૯૧૨માં તેની શક્તિ એથીયે વધારે થઈ અને એ લોકસભામાં એ પક્ષ પોતાના ૧૧૨ માણસોને પ્રતિનિધિ તરીકે મોકલી શકયો. આ વખતે આ પક્ષના અધિકાર નીચે લગભગ ૧૦૦ જેટલાં સમાચારપત્રો હતાં. જ્યારે ગયું મહાયુદ્ધ શરૂ થયું ત્યારે આ પક્ષના સભ્યોની સંખ્યા ૧૦ લાખ કરતાંયે વધારે હતી. તેના કાર્યક્રમમાં પોતાનો ઉદ્દેશ નીચે મુજબ જણાવાયો છે: “ સામાજિક પ્રજાતંત્રનો ઉદ્દેશ સમાજવાદ છે પણ તેને હિંસાત્મક સાધનો દ્વારા અથવા મજૂરોની સરમુખત્યારી દ્વારા પ્રાપ્ત ન કરતાં શુદ્ધ પ્રજાતંત્ર ( Pure Democracy ) તથા લોકોની સંમતિથી પ્રાપ્ત કરવો જોઈએ.”

Social Democrats—જર્મની, હોલેંડ, સ્વિટ્ઝર્લેંડ, ડેનમાર્ક, સ્વીડન, ફિનલેંડ તથા હંગેરીના ‘સમાજવાદી મજૂરપક્ષ’ને માટે આ શબ્દપ્રયોગ થાય છે.

Social war—સમાજવિગ્રહ; વર્ગવિગ્રહ. સમાજવાદી સાહિત્યમાં ‘વર્ગયુદ્ધ’ માટે આ શબ્દ પણ વપરાય છે.

Social welfare—સામાજિક કલ્યાણ.

Sociale, La—આ શબ્દ ફ્રેંચ સમાજવાદીઓએ શોધેલો છે. તેનો અર્થ સમાજવાદીઓ જેનું સ્વપ્ન જોઈ રહ્યા છે એ ભવિષ્યનો ‘આદર્શ સમાજ’ થાય છે.

Socialism—સમાજવાદ; સમાજસત્તાવાદ; સમષ્ટિવાદ; સમષ્ટિહિતવાદ. Socialism શબ્દનો પહેલો પ્રયોગ ઈ. સ. ૧૮૩૨માં સેન્ટ સાઈમનના અનુયાયી જોનસિયેર્સ [Joncieres) ‘ગ્લોબ’ નામના સમાચારપત્રમાં કર્યો હતો. કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે, પાયરે લેરૌક્સ ( Pierre Leroux ) તથા રેબોર્ડ નામના વિદ્વાનોએ આ શબ્દનો પ્રથમ ઉપયોગ ‘એનસાઈક્લોપીડિયા નૌવેલે’ ( Encyclopedia Nouvelle ) નામના વિશ્વકોશમાં કર્યો. લેરૌક્સ પોતે જ લખે છે કે, તેણે વ્યક્તિવાદના વિરોધી અર્થમાં એ શબ્દ વાપર્યો છે, અને તેનો ઉલ્લેખ એવા પ્રકારના રાજકીય સંગઠન માટે કર્યો છે, જેમાં વ્યક્તિ પોતાનાં તમામ હિતો, સ્વાર્થો તેમ જ પોતાનું વ્યક્તિત્વ – સર્વસ્વ સમાજના હિતને માટે ફના કરી દે. કેટલાક એમ પણ કહે છે કે, આ શબ્દની ઉત્પત્તિ અથવા શોધ પ્રથમ ઇંગ્લંડમાં થઈ અને રૉબર્ટ ઓવેને પોતાના ગ્રંથોમાં તેનો ઉપયોગ કર્યો. આમ આ શબ્દની ઉત્પત્તિ વિષે જુદા જુદા મત છે. પણ આ મતોની તારવણી કરી ડૉક્ટર એન્જેલોએસ-રેપોપોર્ટે પોતાની ‘Dictionary of Socialism’માં નીચે મુજબ સાર કાઢયો છે. આ શબ્દનો ઉપયોગ ઈ. સ. ૧૮૩૨ના ૧૮મી ફેબ્રુઆરીએ ફ્રાન્સ દેશના જોનસિયેર્સ નામના માણસે ‘ગ્લોબ’ નામના અખબારમાં કર્યો. એ પછી ૧૮૩૪માં લેરૌક્સે અને ઈ. સ. ૧૮૩૫માં લેમેરટિને કર્યો. એ પછી આ શબ્દ ઇંગ્લંડ પહોંચ્યો અને ઈ. સ. ૧૮૩૭ની બીજી સપ્ટેંબરે ‘New Moral World’માં આ શબ્દ વપરાયો.

આ તો થઈ આ શબ્દની ઉત્પત્તિ વિષેની વાત. હવે સમાજવાદ

છે શું એ જરા જોઈએ. આ સંબંધી જુદા જુદા લેખકોએ જે વ્યાખ્યાઓ આપી છે તે અહીં નીચે આપવામાં આવી છે:

(૧) સમાજવાદ અથવા સમાજસત્તાવાદ એક એવી પદ્ધતિ છે જે એમ માગે છે કે જમીન તથા ઉત્પાદનનાં સાધનોને વ્યક્તિઓની નહિ પણ સમાજ, સમિતિ અથવા સરકારની મિલકત ગણવામાં આવે. ( જૉન સ્ટુઅર્ટ મિલના 'પોલિટિકલ ઇકૉનૉમી' નામના પુસ્તકમાંથી. )

(૨) માનવજાતિના અજ્ઞાનપૂર્ણ વિકાસને બદલે જ્ઞાનપૂર્ણ વિકાસ થવો એ સમાજવાદ છે. ( કાર્લમાર્ક્સ )

(૩) માનવજાતિની બધી પ્રગતિશીલ શક્તિઓની સામુદાયિક ઇષ્ટસિદ્ધિ–એનું નામ સમાજવાદ છે. ( એફ. એન્જેલ. )

(૪) સમાજવાદ તેના મૌલિક રૂપમાં જોઈએ તો પેટનો સવાલ છે. એ વાત તો બધાય માને છે કે સમાજવાદ વર્તમાન ઔદ્યોગિક પદ્ધતિનું પરિવર્તન કરવા માગે છે. આ આંતરરાષ્ટ્રીય આંદોલનનો ઉદ્દેશ વ્યક્તિગત સંપત્તિની જગાએ સામુદાયિક સંપત્તિની સ્થાપના કરવાનો છે. આ કાર્યની સિદ્ધિ જેમાં રાષ્ટ્રીય શ્રમ( National Labour )નું સામુદાયિક સંગઠન (Collective Organization) હોય અને ઉત્પન્ન થયેલા પદાર્થો ઉપર સમાજના બધા સભ્યોનો અધિકાર હોય એવી ઉત્પાદનની પદ્ધતિ અખત્યાર કરવાથી જ થઈ શકે છે. સમાજવાદનો મૂળ ઉદ્દેશ એ છે કે વ્યક્તિગત તથા હરીફાઈમાં રોકાયેલી સંપત્તિને સામૂહિક સંપત્તિના ( United Collective Capital ) રૂપમાં બદલવામાં આવે. (A. Schaffle)

(૫) એક એવો સિદ્ધાંત જે એવું પ્રતિપાદિત કરે છે કે રાજ્યને માનવસમાજમાં રહેલી સંપત્તિની અસમાનતા દૂર કરવાનો અધિકાર છે તથા તેનું ( રાજ્યનું ) એ કર્તવ્ય છે કે સમાજમાં સંપત્તિની સમાનતા કાયમ ટકાવી રાખવા માટે ધનવાનો પાસેથી ધન લઈ

જેઓ ગરીબ છે અથવા જેઓની પાસે બહુ ઓછું ધન છે એવા લોકોને આપવું જોઈએ. આ જાતની ધનની વહેંચણી સ્થાયી રૂપ લે અને નહિ કે અમુક ખાસ પસંદગી પામેલા માણુસોને માટે જ તેનો પ્રયોગ થાય. ( પી. જેનેટ–Le Socialisme. )

(૬) દુઃખી માનવસમાજના અર્થશાસ્ત્રનું નામ સમાજવાદ છે. ( Von Schefle )

(૭) સાર્વજનિક હિતને માટે સાર્વજનિક સંગઠનનું નામ સમાજવાદ છે. ( જી. એલટ. )

(૮) સમાજવાદ એ સમાજનું એક એવી જાતનું સંગઠન છે કે જેમાં દરેક વ્યક્તિને તેના જન્મથી જ પોતાની શક્તિઓના વિકાસ માટે સરખાં સાધનો મળે તથા તેને પોતાના શ્રમનો યોગ્ય બદલો મળે. સમાજની વ્યવસ્થા એવી જાતની થાય, જેમાં એક માણુસ બીજા માણુસના શ્રમનું ફળ હડપ કરી ન શકે અને દરેક વ્યક્તિને પોતે પોતાના પરિશ્રમ વડે જેટલી સંપત્તિ ઉત્પન્ન કરી હોય તેટલી પૂરેપૂરી મળે. ( એટલે કે માનવ–પરિશ્રમનો મોટો ભાગ જે મૂડીદારો ગળી જાય છે તે ગળી જઈ ન શકે. ) ( બાકુનિન. )

(૯) સમાજવાદ ઉચ્ચતમ સભ્યતાની એવી સ્થિતિ છે, જેમાં માણુસને શ્રમ કરવાથી જીવનના તમામ લાભ પ્રાપ્ત થઈ શકે. ‘ એક માટે બધા તથા બધા માટે એક ’ એ સમાજવાદનો મુખ્ય સિદ્ધાંત છે. ( બર્ટ્રેન્ડ )

(૧૦) ઉત્પાદન તથા શ્રમનાં સાધનો ઉપરથી વ્યક્તિગત માલિકી નાબૂદ કરી સામુદાયિક માલિકી સ્થાપવી એનું નામ સમાજવાદ. ( એસ. મર્લિનો )

(૧૧) સમાજવાદ એ એક એવો સામાજિક સિદ્ધાંત છે, જે મુજબ જમીન તથા મૂડી પર સમાજનાં અધિકાર તથા નિયંત્રણ હોવાં જોઈએ. (T. H. Kirkup, History of Socialism.)

એ રીતે જુદા જુદા ગ્રંથકારોએ સમાજવાદની જુદી જુદી વ્યાખ્યા આપી છે, પણ મૂળમાં એ બધીનો સાર એક જ છે. સમાજવાદ સામાજિક સ્થિતિઓમાં વધારેમાં વધારે સમાનતા દાખલ કરવાનો ઉદ્દેશ ધરાવે છે. એ માટે તે વ્યક્તિગત માલિકીની સંપત્તિની જગાએ સમષ્ટિગત માલિકીની સંપત્તિની પદ્ધતિ ઉપર ભાર મૂકે છે તથા જમીન અને કારખાનાંઓ ઉપર સમાજની માલિકી સ્થાપી, સંપત્તિની વહેંચણીની આધુનિક પદ્ધતિમાં પણ ધરમૂળથી પરિવર્તન કરી, તેમાં સમાનતા તથા ન્યાયનું તત્ત્વ દાખલ કરવા માગે છે.

આમ સમાજવાદ અનેક પ્રકારના હોવા છતાં કાર્લમાર્કસે તેને જે રીતે રજૂ કર્યો છે તે બીજા બધા કરતાં પ્રમાણિત માનવામાં આવ્યો છે અને એટલા જ માટે કાર્લમાર્કસ સમાજવાદનો પિતા મનાય છે. તેણે રજૂ કરેલો સમાજવાદ જ વૈજ્ઞાનિક સમાજવાદને નામે ઓળખાય છે અને તે સિદ્ધાંત સમાજવાદીઓમાં એટલો બધો સર્વમાન્ય થઈ પડ્યો છે કે 'Scientific Socialism' અને 'Marxism' એ બંને પર્યાયવાચી શબ્દો થઈ ગયા છે.

માર્કસે પ્રતિપાદિત કરેલા સમાજવાદના ત્રણ મુખ્ય સિદ્ધાંતો છે:

૧. Materialistic interpretation of History: સામાજિક રચનામાં જે ફેરફારો થાય છે તે ઉત્પાદનનાં સાધનોમાં થતા વિકાસને પરિણામે થાય છે એવી માન્યતા.

૨. Theory of Class-war: વર્તમાન સમાજ બે મુખ્ય વર્ગોમાં વહેંચાઈ જાય છે–મજૂર અને મૂડીદાર. તેમનાં હિત એકબીજાથી વિરોધી છે અને તેથી તેમની વચ્ચે નિરંતર વિગ્રહ ચાલે છે.

૩. Dictatorship of the Proletariate: ઔદ્યોગિક મજૂર-વર્ગની આગેવાની નીચે મૂડીદારી શાસન-તંત્રને જ્યારે

ઉથલાવી પાડવામાં આવે ત્યારે તે ક્રાંતિકારી વર્ગે શાસન-તંત્રનો કબજો લેવો જોઈએ અને ખાનગી મિલકતની સંસ્થાનો નાશ થાય ત્યાર પછી જ સાચું પ્રજાતંત્ર સ્થપાઈ શકે એવી માન્યતા.

મૂડીવાદી સમાજરચનાનાં અનિષ્ટો દૂર કરવા માટે યોજાયેલ માર્ગ. આમાં ઉત્પાદનનાં સાધનો કોઈ પણ ખાનગી વ્યક્તિના હાથમાં રાખવામાં આવતાં નથી, અને રાષ્ટ્રમાં એ રીતે શોષણ થતું અટકાવવામાં આવે છે. વળી રાષ્ટ્ર-પ્રજાને ઉપયોગી વસ્તુઓનો વિચાર કરીને યોજનાપૂર્વક ઉત્પાદન કરવાની વ્યવસ્થા કરવામાં આવે છે ( Planned economy ). ખાનગી મિલકતની પ્રથા જૂના કાળથી ચાલી આવે છે, પણ ઉત્પાદન જ્યાં સુધી નાના પાયા ઉપર ચાલતું હતું ત્યાં સુધી આ પ્રથાનાં દૂષણો આજ જેટલાં સર્વવ્યાપી અને ભયંકર નહોતાં પરંતુ મધ્યયુગની શરૂઆત પછી ઉત્પાદનની પ્રથામાં જબ્બર ક્રાંતિ આવી. કારખાનાં મોટાં થયાં, એને માટે મૂડી પુષ્કળ જોઈએ અને તેથી થોડાક જ ધનિકોના હાથમાં બધાં ઉત્પાદનનાં સાધનો આવ્યાં; જ્યારે સામાન્ય શ્રમજીવી માણસો સાધનો વગરના બન્યા. તેમણે પોતાની જિંદગી હવે ટકાવી રાખવી હોય તો પેલા ધનિકોનાં કારખાનાંમાં કામે જવું જોઈએ. આમ આજનો મોટો શ્રમજીવી-વર્ગ પોતે ઉત્પાદન કરતો હોવા છતાં પરાવલંબી બન્યો અને તેમની સ્થિતિ અત્યંત કષ્ટપ્રદ થવા લાગી. આમાંથી છૂટવાનો ઈલાજ એટલે ઉત્પાદનનાં સાધનો ખાનગી વ્યક્તિઓના હાથમાંથી લઈ લેવાં.

પ્રથમ સમાજવાદ અને સામ્યવાદ-વિશ્વકુટુંબવાદ (Communism )-એક જ શબ્દો હતા. આજે હવે એમાં સમાજવાદી સ્થિતિ કઈ રીતે આવી શકે એ બાબતમાં મતફેર થયો છે. સમાજવાદીઓ પાર્લમેંટ દ્વારા સમાજવાદી કાર્યક્રમ અમલમાં મૂકવા માગે છે, જ્યારે વિશ્વકુટુંબવાદીઓ પાર્લમેંટરી પ્રથામાં માનતા નથી-આ મુખ્ય તફાવત છે.

Socialism of the Chair—આ શબ્દો એ સમાજવાદ માટે વપરાય છે જેનો પ્રચાર જર્મનીના અર્થશાસ્ત્રીઓ વિશ્વવિદ્યાલયની ખુરસી ઉપર બેસીને કરે છે. એ લોકોનો એવો સ્પષ્ટ મત છે કે જગતની તમામ સામાજિક સમસ્યાઓ દ્રવ્યની વહેંચણીની જ સમસ્યાઓ છે. તેઓ વ્યક્તિવાદની વિરુદ્ધ છે. તેઓ માને છે કે વ્યક્તિઓને યોગ્ય સ્વતંત્રતા આપવી જોઈએ, પણ એથી જો સમષ્ટિ અથવા સમાજના હિતને વાંધો આવતો હોય તો વ્યક્તિગત સ્વતંત્રતાનું યોગ્ય નિયમન કરવાનું રાજ્યનું કર્તવ્ય થઈ પડે છે.

Socialization—સામાજિકકરણ; ઉત્પાદનનાં સાધનો ઉપર સામુદાયિક અધિકાર સ્થાપવાની ક્રિયા. આમાં ઉત્પાદનનાં સાધનો ઉપર ખાનગી અથવા વ્યક્તિગત માલિકીને બદલે સામુદાયિક માલિકી સ્થાપવામાં આવે છે.

Society, Capitalist—મૂડીવાદી સમાજ; મૂડીદારોની સમિતિ. સમાજવાદી સાહિત્યમાં આ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. મૂડીવાદની પ્રધાનતા ઉપર જે ઊભી છે તથા જેનું કામ શ્રમજીવીઓના શ્રમનો અયોગ્ય લાભ ઉઠાવવાનું છે એવી સમાજની શોષક પદ્ધતિના પ્રતીકરૂપ મૂડીદારોની સમિતિ.

Sociology—સમાજશાસ્ત્ર; સમાજવિજ્ઞાન.

Solitary cell—જેલની એકાંત કોટડી, જ્યાં કેદીઓને એકાંત કેદની સજા કરીને પૂરવામાં આવે છે.

Solution—ઉકેલ; નિર્ણય.

Solvency—દેવું પતાવવાની ક્ષમતા.

Sudanese—સુદાન પ્રદેશનો રહેવાસી.

Source—મૂળ; ઉદ્‌ગમ; ઉત્પત્તિસ્થાન.

Souvenir—સ્મૃતિચિહ્ન.

Sovereign—સર્વોપરી; સમ્રાટ; રાજાધિરાજ.

Sovereign Power—સર્વોપરી શક્તિ; સર્વોપરી સત્તા.

Sovereignty—સર્વોપરી રાજસત્તા; પ્રભુતા.

આ શબ્દ લૅટિન ભાષાના Superanus શબ્દમાંથી નીકળ્યો છે. તેનો અર્થ ‘સર્વોપરી’ અથવા ‘શ્રેષ્ઠ’ થાય છે. આ શબ્દનો ઉપયોગ સૌથી પહેલાં બોડિન નામના રાજકીય લેખકે ઈ. સ. ૧૫૭૬માં પોતાના પ્રખ્યાત ગ્રંથ “De la republique”માં કર્યો હતો. જર્મનીના રાજકીય લેખક બ્લંશલેના શબ્દોમાં કહીએ તો આ શબ્દ અને તેનાથી સૂચિત અર્થે આધુનિક રાજકીય વિધાનોમાં જબરદસ્ત અસર કરી છે અને રાજનીતિશાસ્ત્રના વિકાસમાં મહત્ત્વપૂર્ણ પ્રભાવ પાડ્યો છે.

સર્વોપરીત્વ (Sovereignty) આધુનિક રાજનીતિશાસ્ત્રની મહત્ત્વની ભાવના છે. રાજ્યની વ્યાખ્યાની પેઠે આની પણ અનેક વ્યાખ્યાઓ છે. દરેક સ્વતંત્ર રાજ્યમાં એક એવી સર્વોપરી તથા આખરી સત્તા (Ultimate Authority) હોય છે કે જેની ઉપરવટ થઈને કોઈ પણ જાતની અપીલ થઈ શકે નહિ. આ સત્તા રાજ્યની અંદરની તેમ જ બહારની બાબતોમાં સર્વોચ્ચ રહે છે. આંતરિક બાબતોમાં કોઈ પણ વ્યક્તિને અથવા વ્યક્તિઓના સમૂહને કાયદાની દૃષ્ટિએ એ સર્વોપરી સત્તાના ફેંસલાનું ઉલ્લંઘન કરવાની તલભાર પણ સત્તા નથી. એ જ રીતે બહારની બાબતોમાં પણ એ સત્તા સર્વોપરી ગણાય છે. આ સર્વોપરી સત્તાને જ સર્વોપરીત્વ (Sovereignty) કહે છે. બોડિનની પછી ૫૦ વર્ષ પછી ગ્રોટિયસ નામનો પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ થઈ ગયો. તે આ શબ્દની વ્યાખ્યા નીચે મુજબ કરે છે:

“પ્રભુતા એ સર્વોપરી શક્તિ છે, જે કોઈના તાબામાં નથી અને જેનાં કાર્યો રદ કરી શકાતાં નથી. તે શાસન કરનાર રાજ્યની

નૈતિક શક્તિ છે." ફ્રાન્સના વિખ્યાત લેખક પ્રો. ડ્યૂગિટ (Duguit) કહે છે: "પ્રભુત્વ રાજ્યની સર્વોપરી શક્તિ છે. તે રાજ્યમાં સંગઠિત થયેલી રાષ્ટ્રની ઇચ્છાશક્તિ (Will) છે." અમેરિકાનો પ્રસિદ્ધ લેખક બર્ગેસ આ શબ્દની વ્યાખ્યા કરતાં લખે છે કે, "પ્રભુત્વ એ મૌલિક (Original), પૂર્ણ તથા અમર્યાદિત શક્તિ છે, જે વ્યક્તિ અથવા વ્યક્તિના સમૂહની ઉપર છે." આ પ્રભુત્વ પૂર્ણ રૂપે અથવા આંશિક રૂપે રાજા અથવા શાસકમાં હોઈ શકે છે, અથવા કોઈ પણ રાષ્ટ્રની પાર્લમેંટ વગેરે લોકપ્રતિનિધિસભા વગેરેમાં હોઈ શકે છે.

Sovereignty, Absolutism of—પ્રભુત્વની પૂર્ણતા; સર્વોપરી સત્તાની પૂર્ણતા. કાયદાની દૃષ્ટિએ સર્વોપરી સત્તાના અધિકારો અમર્યાદિત છે. તે બીજી કોઈ ઉચ્ચ શક્તિને આધીન નથી.

Sovereignty, De facto—વાસ્તવિક સર્વોપરીત્વ; વાસ્તવિક પ્રભુતા; જે કોઈ પણ રાજ્યનો વાસ્તવિક રીતે સત્તાધિકારી હોય એવો માણસ અથવા માણસોનો સમૂહ, પછી ભલે કાયદો અથવા વિધિ તેના આ અધિકારો સ્વીકારતા ન હોય છતાંયે તે વાસ્તવિક સર્વ-સત્તાધીશ કહેવાય છે. ક્રોમવેલ, મુસોલિની, હિટલર, હિંદનો વાઈસરૉય વગેરેની સત્તા માટે આનો ઉપયોગ કરી શકાય તેમ છે, કારણ કે ખુદ કાયદાને ઘડવાની કે ઉથલાવવાની શક્તિ આ માણસો ધરાવે છે.

Sovereignty, De Jure—કાનૂન અથવા વિધિથી માન્ય કરેલી સર્વોપરી સત્તા. જે શાસકને આવી જાતની સત્તા પ્રાપ્ત થયેલી છે તે શાસન ચલાવવાનો કાનૂની હક્ક ધરાવે છે, કારણ કે તેના હક્કને કાયદાની મંજૂરી મળી છે.

Sovereignty, Divine Limitations of—પ્રભુતાની દૈવી મર્યાદાઓ. ઉપર બતાવવામાં આવ્યું છે કે રાજ્યની સર્વોપરી

સત્તાના અધિકારો અમર્યાદિત હોય છે, પણ કેટલાક લેખકોએ એવું પ્રતિપાદન કર્યું છે કે સર્વોપરી સત્તાના અધિકારો પણ નૈતિક તથા દૈવી બંધનોથી બાંધેલા છે. વિશ્વમાં એક એવી નિયામક શક્તિ છે જે સારાયે બ્રહ્માંડને એક નિયમમાં બાંધીને તેનું સંચાલન કરે છે. રાજ્યની સર્વોપરી શક્તિ પણ આ મહાન શક્તિના નિયમોથી મર્યાદિત છે. રાજનીતિના પ્રખ્યાત રશિયન લેખક માર્ટિન પોતાના " Politique Constitutionneble " નામના ગ્રંથમાં લખે છે: "સર્વોપરી સત્તાધારી રાજ્યના અધિકારો કોઈ સાંસારિક શક્તિથી નહિ પણ વિશ્વનિયમના નિર્માતા સર્વશક્તિમાન ઇશ્વરની શક્તિથી મર્યાદિત છે." જર્મન લેખક બ્લંશ્લે પણ કહે છે: " સર્વસત્તાધારી રાષ્ટ્ર પણ પોતાનાં કાર્યો માટે પરમાત્માના નિયમો આગળ જવાબદાર છે–તેને આધીન છે." બીજા જર્મન લેખક શુલ્ઝનો મત છે કે, " રાજ્યની સર્વોપરી સત્તાની ઉપરવટ ઉચ્ચ નૈતિક તેમ જ ઇશ્વિરીય નિયમ છે." કેટલાયે લેખકોએ આ સિદ્ધાંતનો વિરોધ પણ કર્યો છે.

Sovereignty, Exclusiveness of—સર્વોપરી સત્તા અથવા પ્રભુતાની એકાંત મહત્તા. એટલે કે, રાજ્યમાં સર્વોપરી સત્તા અથવા પ્રભુતા માત્ર એક જ હોઈ શકે અને તેની આજ્ઞા દરેક જણે અનિવાર્યપણે ઉઠાવવી જ જોઈએ.

Sovereignty, Inalienability of—સર્વોપરી સત્તાની અદેયતા. એટલે કે, સર્વોપરી સત્તા પોતાનું અસ્તિત્વ મિટાવ્યા સિવાય બીજા કોઈને આપી શકાતી નથી.

Sovereignty, Indivisibility of–સર્વોપરી સત્તાની અવિભાજ્યતા. જ્યારે રાજ્યની સર્વોપરી શક્તિને પૂર્ણતાનું વિશેષણ આપવામાં આવ્યું છે ત્યારે તર્કશાસ્ત્રની દૃષ્ટિએ તેમાં અવિભાજ્યતાનો ગુણ હોવો જરૂરી છે. રાજનીતિનો લેખક ગેટેલ લખે છે કે, "જો સર્વોપરી સત્તામાં પૂર્ણતા ન હોય તો કોઈ પણ રાજ્યનું અસ્તિત્વ જ

સંભવી શકે નહિ." કેટલાયે લેખકોએ આની વિરુદ્ધ દાખલાઓ આપીને આ સિદ્ધાંતનું ખંડન કર્યું છે.

Sovereignty, Legal,—કાયદા ઘડનારી સર્વોપરી સત્તા; કાનૂની પ્રભુત્વ; કાનૂન-નિર્માતા સર્વોપરી સત્તા. કાનૂની પ્રભુતા રાજ્યની સર્વોપરી કાયદા ઘડનારી સત્તા છે. તેની આજ્ઞાઓ એ જ કાયદાઓ છે. આ જાતની સંસ્થાઓમાં સમ્રાટ સહિત બ્રિટિશ પાર્લમેંટનું ઉદાહરણ આપી શકાય તેમ છે. વિધાનશાસ્ત્રના મહાપંડિત (Constitutionalist) ડાયસીના કથન મુજબ પાર્લમેંટ એટલી શક્તિમાન છે કે તે ચાહે તે કરી શકે છે. કાનૂની પ્રભુતા નિષ્ણાત ધારાશાસ્ત્રીઓની 'પ્રભુતા' સંબંધીની એક ભાવના છે. કાનૂની સર્વસત્તાધીશ (Legal Sovereign) એક એવી હકૂમત છે જે રાજ્યની સર્વોપરી આજ્ઞાઓને કાયદાનું રૂપ આપી શકે છે અને તેનો રાજ્યમાં અમલ કરી શકે છે.

Sovereignty of the Parliament—બ્રિટિશ પાર્લમેંટની સર્વોપરી સત્તા અથવા પ્રભુતા. ડાયસીના શબ્દોમાં કહીએ તો "બ્રિટિશ રાજ્યમાં સર્વોપરી સત્તા ત્યાંની પાર્લમેંટના હાથમાં છે. બ્રિટનમાં પાર્લમેંટના કોઈ કાયદાની વિરુદ્ધ કોઈ પણ કોર્ટમાં કેસ દાખલ થઈ શકતો નથી, પછી ભલેને એ કાયદો બ્રિટિશ બંધારણની કોઈ પવિત્ર આજ્ઞાની વિરુદ્ધ હોય-કોઈ પણ પરિસ્થિતિમાં પાર્લમેંટનો નિર્ણય એ છેવટનો નિર્ણય ગણાય છે.

Sovereignty, Permanence of—સર્વોપરીત્વનું સ્થાયિત્વ. જ્યાં સુધી રાજ્યનું અસ્તિત્વ છે ત્યાં સુધી તેની સર્વોપરી સત્તાનું પણ અસ્તિત્વ છે. સમ્રાટ, રાજા અથવા રાજ્યસત્તાની લગામ જેના હાથમાં હોય એવા બીજા માણસોના મરી જવાથી રાજ્યની સર્વોપરી સત્તાનો નાશ થતો નથી પરંતુ તે બીજા નવા હાથોમાં ચાલી જાય

છે, એટલે કે તે એક હાથમાંથી બીજા હાથમાં ચાલી જાય છે. તે નાશ નથી પામતી પણ તેનું સ્થાનાંતર થાય છે. જેવી રીતે બહારના ફેરફારને કારણે કોઈ ભૌતિક પદાર્થની આકર્ષણશક્તિનું કેન્દ્ર બદલી જાય છે તેવી જ રીતે આ સર્વોપરી સત્તા પણ બાહ્ય પરિવર્તનને કારણે પોતાનું કેન્દ્ર બદલી બીજાના હાથમાં ચાલી જાય છે.

Sovereignty, Political—રાજકીય સર્વોપરીત્વ. રાજકીય સર્વોપરીત્વની ઉપર વિવેચન થઈ ચૂક્યું છે. આ સત્તાની પાછળ એક બીજી સત્તા કામ કરે છે જે આ કાયદા ઘડનારી સત્તાથી પણ મોટી છે, અને તે સત્તા છે 'લોકમત' જે પાશ્ચાત્ય દેશોમાં બધી સત્તાનું મૂળ તથા આખરી ઉદ્‌ગમસ્થાન છે. આ સત્તાની ઉપરવટ અપીલ કરી શકાય એવી કોઈ સત્તા નથી. ડાયસીના શબ્દોમાં કહીએ તો, કાયદા ઘડનારી સર્વોપરી સત્તા પણ આ સત્તા આગળ માથું નમાવે છે. આ જ સૌથી મોટી અને છેલ્લી સત્તા છે, જેની ઉપર અપીલ થઈ શકતી નથી, જેને રાજ્યના નાગરિકો સર્વોચ્ચ સત્તાના રૂપમાં સ્વીકારે છે. આ જ સર્વોપરી રાજકીય સત્તા.

Sovereignty, Popular—લોકસત્તાત્મક સર્વોપરીત્વ; લોકસત્તા; જેમાં રાજ્યની ઊંચામાં ઊંચી અને આખરી સત્તા લોકોના હાથમાં રહે એ જાતની પદ્ધતિ. રૂસોએ જોરદાર શબ્દોમાં આ પદ્ધતિનું સમર્થન કર્યું હતું. આજે પણ લગભગ સ્વરાજ્ય ભોગવતા બધા જ દેશોમાં લોકસત્તાની આ કલ્પનાએ વ્યાપક રૂપ ધારણ કર્યું છે. બ્રિટિશ રાજ્યની કાયદા ઘડનારી સર્વોપરી સત્તા બ્રિટિશ પાર્લમેંટના હાથમાં છે અને ત્યાં કોઈ કાનૂની સત્તા એવી નથી જે તેનાં કાર્યોને રદ કરી શકે અથવા નિયંત્રિત કરી શકે.

તા. ક. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે પશ્ચિમના

દેશોમાં, જ્યાં લોકતંત્રો ચાલી રહ્યાં છે, ત્યાં ખરેખર લોકોની સત્તા છે; જેમ કે ઈંગ્લંડ, ફ્રાન્સ વગેરે દેશો. પણ સમાજવાદના સિદ્ધાંતે આ માન્યતાને જૂઠી પાડી છે. ઈંગ્લંડ, ફ્રાન્સ અને બીજી જગાએ, જ્યાં લોકતંત્ર ચાલતાં હોવાનું કહેવામાં આવે છે, ત્યાં ખરી રીતે લોકોનું તંત્ર ચાલતું નથી પણ લોકસમૂહમાં જે લોકો મૂડીદારો છે, જમીનદારો છે, એવા લોકોનું જ તંત્ર ચાલે છે. આની પ્રતિક્રિયા રશિયામાં થઈ છે અને પ્રજાતંત્રની આ ખામી દૂર કરવા તેઓએ (Dictatorship of the Proletariate) મજૂરોની સરમુખત્યારી સ્થાપવાની વાત કરી છે. લોકતંત્રનો આદર્શ નમૂનો હજી જગતના કોઈ દેશમાં જોવા મળ્યો નથી.

Soviet—આ રશિયન ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ ' મજૂરો અથવા સૈનિકો દ્વારા ચૂંટાયેલી સમિતિ અથવા પંચાયત ' થાય છે. ઈ. સ. ૧૯૦૫માં રશિયામાં પહેલવહેલાં સોવિયેટ નામની સમિતિની સ્થાપના કરવામાં આવી હતી. ૧૯૧૭ની રશિયન રાજ્યક્રાંતિ પછી તેનો બહોળા પ્રમાણમાં ફેલાવો થવા લાગ્યો. બોલ્શેવિક ક્રાંતિનું એ મુખ્ય સાધન બની. ઈ. સ. ૧૯૩૬માં સોવિયેટના બંધારણમાં ફેરફાર થવાથી તેની કાર્યપદ્ધતિમાં પણ ફેરફાર થયો. તેનો પ્રભાવ એટલો બધો વધ્યો કે આજે રશિયા સોવિયેટ રશિયા તરીકે ઓળખાય છે.

રશિયાના જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી પંચાયત અથવા સોવિયેટ સમિતિઓ છે અને ત્યાં ગ્રામ સોવિયેટ, કસબા સોવિયેટ, જિલ્લા સોવિયેટ, પ્રાંત સોવિયેટ વગેરે છે અને તેમનું નીચેથી ઉપર સુધી બંધારણ (Structure) ઊભું કરવામાં આવ્યું છે. દેશનો હાલનો રાજકારભાર આ સોવિયેટોના હાથમાં હોવાથી એ રશિયન સરકાર તરીકે ઓળખાય છે.

Sovietization—સોવિયેટીકરણ; લોકોને સોવિયેટના સિદ્ધાંતો [સમજાવી તેમાં તેમને જોડવાનું કાર્ય.

Soviet Union—સોવિયેટ સંઘ; સોવિયેટ (Republics) જનતંત્રોનો મહાસંઘ. ઈ. સ. ૧૯૧૭ની કમ્યુનિસ્ટ ક્રાન્તિ પછી એ જ વર્ષમાં સમાજવાદી સંઘીય સોવિયેટ જનતંત્ર( Socialist Federative Soviet Republic )નું સંગઠન થયું. એ સંગઠનમાં પાછળથી બીજાં કેટલાંક રાજ્યો જોડાયાં છે. ૧૯૩૯માં મહાવિગ્રહ શરૂ થયા પછી પોલાંડનો એક ભાગ, રૂમાનિયાનો એક ભાગ, ફિન્લૅંડનો એક ભાગ, લેટવિયા, લિથુઆનિયા અને ઇસ્ટોનિયા સોવિયેટ સંઘમાં જોડાયાં છે. સોવિયેટ સંઘ અંતર્ગત સૌ રાષ્ટ્રોનો દરજ્જો સમાન છે.

Spaniard—સ્પેનવાસી.

Speaker—વક્તા; પાર્લમેંટ અથવા ધારાસભાનો પ્રમુખ.

Specialist—વિશેષજ્ઞ.

Specialize—કોઈ પણ વિષયમાં વિશેષતા પ્રાપ્ત કરવી તે.

Sphere of Influence—પ્રભાવક્ષેત્ર; જ્યારે કોઈ રાજ્ય કોઈ પણ નિર્બળ દેશ સાથે એવી સંધિ કરી લે કે જેથી કરીને તેને એ રાજ્યમાં વેપાર કરવાનો અથવા મૂડી રોકીને તેમાંથી નફો કરવાનો ઈજારો અથવા વિશિષ્ટ અધિકાર પ્રાપ્ત થાય ત્યારે એ દેશ તે રાજ્યનું પ્રભાવક્ષેત્ર કહેવાય. ભૂતાન, કવેટા તથા અરબસ્તાનનો કેટલોક ભાગ બ્રિટિશ સામ્રાજ્યના પ્રભાવક્ષેત્રમાં છે. સબળ દેશો નિર્બળ દેશ ઉપર પોતાનો રાજકીય તેમ જ આર્થિક પ્રભાવ બેસાડે છે.

Spokesman—મુખિયો; પ્રતિનિધિ; બીજી વ્યક્તિ અથવા પક્ષની વાત રજૂ કરનાર.

Spoliation—બગાડ; યુદ્ધ દરમિયાન કરવામાં આવેલી હાનિ.

Spread eagleism-(અમેરિકાના નિવાસીઓની) દાંભિક રાષ્ટ્રીયતા.

Stability—સ્થાયિત્વ; સ્થિરતા.

Stagnation—ગતિહીનતા; અપરિવર્તનશીલતા.

Standard—ધોરણ; માપદંડ; કસોટી; ઉત્કૃષ્ટ.

Standing Committee—સ્થાયી સમિતિ.

Standing Order—સ્થાયી આજ્ઞા.

State—રાજ્ય; સંસ્થાન; લોકસત્તાત્મક રાજ્ય; રાજ્યસત્તા.

રાજ્યની વ્યાખ્યા એટલી બધી છે કે એ બધીની યાદી કરવી મુશ્કેલ છે. દરેક લેખક પોતપોતાના વિચાર મુજબ રાજ્યની વ્યાખ્યા કરે છે. રાજનીતિનો પ્રખ્યાત અંગ્રેજ લેખક હોલેંડ રાજ્યની નીચે પ્રમાણે વ્યાખ્યા કરે છે:

"રાજ્ય મનુષ્યજાતિનો એક એવો વિશાળ સમુદાય છે જે ભૂમિ( Territory )ના કોઈ વિશિષ્ટ ભાગમાં વસવાટ કરતો હોય છે, અને જેમાં યા તો મોટા ભાગના લોકોના મત મુજબ તંત્ર ચાલતું હોય છે અથવા થોડાક ખાસ લોકો બહુમતીના બળે રાજ્ય કરતા હોય છે, અને જે થોડા લોકો તેમનો વિરોધ કરતા હોય છે એવા લોકો ઉપર પોતાની ઇચ્છા લાદે છે."

હોલ મહાશય રાજ્યની વ્યાખ્યા ઉપરની વ્યાખ્યાથી કંઈક જુદી કરે છે. તે માત્ર રાજ્યને બદલે સ્વતંત્ર રાજ્યનાં લક્ષણો રજૂ કરે છે. તેના મત મુજબ સ્વતંત્ર રાજ્યનાં લક્ષણ આ છે: "જે સમુદાયમાંથી ( Community ) તેનું સંગઠન જન્મ પામ્યું છે તેનું કંઈ ખાસ રાજકીય ધ્યેય રાખેલું હોય છે, તેના તાબામાં અમુક ચોક્કસ જમીન અથવા પ્રદેશ હોય છે, તથા તે કોઈ પણ જાતની બહારની શક્તિના અંકુશમાંથી મુક્ત હોય છે." જર્મન લેખક સિડેલ કહે છે: "રાજ્યનું અસ્તિત્વ ત્યારથી જ શરૂ થઈ જાય છે,

જ્યારે જમીનના અમુક ખાસ હિસ્સા ઉપર કબજો કરી લીધો હોય છે એવા ઘણા માણસો કોઈ ઉચ્ચ શક્તિ ( Higher will ) નીચે એકત્ર થઈ જાય છે." ગ્રોટ્યૂસ મહાશય રાજ્યની વ્યાખ્યા નીચે મુજબ કરે છે: "રાજ્ય સ્વતંત્ર માણસોનો એક એવો સંપૂર્ણ સમાજ છે જે શુદ્ધ અને સર્વસામાન્ય ઉપયોગિતા( Common Utility )નો ઉપયોગ કરવા માટે એકઠો થયેલો છે." વેટેલ મહાશય એથી આગળ વધીને કહે છે: "રાજ્ય મનુષ્યસમાજનો અથવા નાગરિકસમાજનો એક એવો સમુદાય છે જે પોતાની શક્તિના સંમિશ્રણમાં ( Combination of forces ) સર્વસામાન્ય પ્રજાનું હિત અને કલ્યાણની અભિલાષા રાખે છે." બ્લંશલે મહાશય રાજ્યની વ્યાખ્યા ટૂંકામાં નીચે મુજબ કરે છે: "કોઈ ખાસ પ્રદેશના રાજકીય સુસંગઠિત લોકોનું નામ જ રાજ્ય છે." અમેરિકાની સૌથી વડી અદાલતે ( Supreme Court ) રાજ્યની વ્યાખ્યા કરતાં એક વાર લખ્યું હતું: "રાજ્ય સ્વતંત્ર મનુષ્યોનો એક એવો સમુદાય છે જે સર્વસામાન્ય ( Common ) લાભ માટે સુસંગઠિત થાય છે, અને જે પોતાની વસ્તુઓ ઉપર હક્ક રાખીને બીજાના હક્કોને ન્યાયદૃષ્ટિથી જુએ છે." આંતરરાષ્ટ્રીય કાયદાના વિખ્યાત વિદ્વાન પંડિત ફિલિમોર ( Phillimore ) કહે છે કે, "રાજ્ય લોકોનો એક એવો સમુદાય છે જે કાયમને માટે જમીનના અમુક ભાગ ઉપર વસેલો હોય, અને જે એકસરખા કાયદા અને નિયમોથી તથા સમાન રીતરિવાજોથી બંધાયેલો હોય, તથા સુંદર રીતે સંગઠિત થયેલો હોય, તથા જે નિયમબદ્ધ સરકાર( Organized Government )ના માધ્યમ ( Medium ) દ્વારા તે ખાસ જમીનના બધા પદાર્થો ઉપર અધિકાર ધરાવતો હોય અને જેને જગતના બીજા દેશો સાથે સંધિ અથવા લડાઈ કરવાના તથા બીજી જાતના આંતરરાષ્ટ્રીય સંબંધો વધારવાના અધિકાર હોય." આથી વધુ બીજા કેટલાયે લેખકોએ, બીજી બધી બાબતોને છોડી દઈ, આધ્યાત્મિક તથા નૈતિક દૃષ્ટિથી રાજ્યની વ્યાખ્યા

કરી છે. એક ફ્રેંચ પંડિત કહે છે કે, "રાજ્ય બીજું કાંઈ નહિ, માત્ર મનુષ્યજાતિના આધ્યાત્મિક સમુદાયનું દશ્ય રૂપ છે."

જર્મન વિદ્વાન હેગલનું કથન છે કે, "રાજ્ય લોકોની ઇચ્છાનો દેખી શકાય તેવો બાહ્ય સંઘ છે." ફ્લૂફિન ડોફી એથીયે આગળ વધીને કહે છે કે, "રાજ્ય એક એવો સંઘ છે જે લોકોની સામુદાયિક ઇચ્છા(Collective will)થી ચાલે છે." ઇટાલિયન વિદ્વાન બૉર્નહોન કહે છે કે, "રાજ્ય એવા દેશ અને લોકોનું સ્વામી છે જે જગતની બીજી કોઈ શક્તિના અધિકારથી સ્વતંત્ર છે."

એક સુવિખ્યાત અંગ્રેજ લેખક રાજ્યની પરિભાષા નીચે મુજબ કરે છે: "રાજ્ય મનુષ્યોનો સમાજ છે, જેની અંદર સ્વતંત્ર તથા સમાન અધિકાર ધરાવતા માણસોની બનેલી સરકારનું અસ્તિત્વ સમાયેલું છે." અમેરિકાના ભૂતપૂર્વ પ્રેસિડંટ વિલ્સન રાજ્યની વ્યાખ્યા આપતાં લખે છે: "રાજ્ય લોકોનો એક એવો સમુદાય છે જેનું મૂળ એક છે અને જેની એક સર્વસામાન્ય સરકાર (Common Government) હોય છે."

અમેરિકાના રાજનીતિજ્ઞ મિ. ગાર્નર રાજ્ય સંબંધી પોતાના વિચાર નીચે મુજબ પ્રકટ કરે છે: "'રાજ્ય' શબ્દથી રાજકીય તેમ જ બંધારણીય કાયદા(Constitutional Law)નો કલ્પના આવે છે. રાજ્ય બહુ સંખ્યાવાળા અથવા થોડી સંખ્યાવાળા એવા માણસોનો સમુદાય છે, જે જમીનના કોઈ ભાગ ઉપર વસેલો છે, જે બહારના અંકુશથી (Control) મુક્ત છે અને જેની પાસે એક એવી સુસંગઠિત સરકાર છે જેનો હુકમ મોટા ભાગના લોકો માને છે.

State, Client—અનુગામી રાજ્ય; દબાયેલું રાજ્ય. કોઈ કોઈ વાર એવું બને છે કે એક રાજ્ય બીજા રાજ્ય ઉપર કોઈ ને કોઈ જાતનું દબાણ તો કરતું જ હોય છે, પણ જે રાજ્યને આમ દબાવવામાં

આવતું હોય છે તેની બાહ્ય પ્રતિષ્ઠાની રક્ષા માટે એ વસ્તુ 'લેખિત' કરવામાં આવતી નથી. એવાં રાજ્યો માટે લૉરેન્સે 'ક્લાયંટ સ્ટેટ' શબ્દ વાપર્યો છે.

States, Composite--સંયુક્ત રાજ્ય. કેટલાંયે રાજ્યો ભેગાં થઈને બનેલા રાજ્યને સંયુક્ત રાજ્ય કહેવાય. આના એકમો (Units) કોઈ પ્રાંત નહિ પણ જુદાં જુદાં રાજ્યો હોય છે, જે એક યા બીજા કારણે મળીને એક થઈ ગયેલ હોય છે. બ્રિટન, અમેરિકાનું સંયુક્ત રાજ્ય, જર્મની વગેરે સંયુક્ત રાજ્યનાં ઉદાહરણો છે.

આવાં રાજ્યોના બે પ્રકાર છેઃ (૧) પૂર્ણ સંયુક્ત રાજ્ય (Perfect Union), તથા (૨) અપૂર્ણ સંયુક્ત રાજ્ય (Imperfect Union). પૂર્ણ સંયુક્ત રાજ્ય એ છે જેના ટુકડાઓ એવી રીતે મળી ગયા હોય છે કે બાહ્ય નીતિની દૃષ્ટિએ તેની પૃથક્ સત્તાનો લોપ થઈ ગયો છે. દાખલા તરીકે બ્રિટન. તેનાં ચાર મુખ્ય અંગો છે. ઇંગ્લંડ, સ્કૉટલૅંડ, આયર્લૅંડ તથા વેલ્સ; પણ બાહ્ય નીતિ વડે આ બધાં રાજ્યોને એકઠાં કરીને જે સંયુક્ત રાજ્ય બન્યું છે તેના જ નામથી બધું કામ થાય છે; જુદા જુદા ટુકડાઓથી નહિ. (જો કે સ્વતંત્ર થયા પછી આયર્લૅંડ આમાં અપવાદ બન્યું છે.)

અપૂર્ણ સંયુક્ત રાજ્યોમાં એમ નથી થતું. તેમાં રાજ્ય તથા તેના વિભાગોની સત્તા એકત્ર પણ હોય છે અને જુદી જુદી પણ હોય છે. દાખલા તરીકે, મહારાષ્ટ્ર સંઘ. તેમાં કેટલાંક કામ તો પેશ્વા સમસ્ત મહારાષ્ટ્રની વતી કરી શકતો હતો તથા બીજી બાજુ ગ્વાલિયર, વડોદરા, ઇન્દોર વગેરે રાજ્યો અલગ રહીને યુદ્ધ અને સંધિ વગેરે કરી શકતાં હતાં. આ અપૂર્ણ સંયુક્ત રાજ્યોમાં તેનાં અવયવભૂત રાજ્યોની આંતરરાષ્ટ્રીય સત્તા જાળવી રાખવામાં આવે છે.

State Criminal—રાજકીય ગુનેગાર.

State Co-operation—રાજ્યનો સહકાર; સરકારી સહકાર.

State Documents—સરકારી દસ્તાવેજ; સરકારી ખતપત્રો; સરકારી કાગળિયાં.

State Entry—શાહી પ્રવેશ.

State, Independent—સ્વતંત્ર રાજ્ય; જેને પૂર્ણ પ્રભુત્વ પ્રાપ્ત થયેલું છે તથા જે પોતાના આંતરિક તેમ જ બહારના સંબંધોમાં પૂર્ણ રીતે સ્વતંત્ર છે એવું રાજ્ય. આ જાતનું રાજ્ય પોતાના રાજ્યમાં ગમે તેવું બંધારણ ઘડી શકે છે, રાજ્યની બહાર ગમે તેની સાથે યુદ્ધ કે સંધિ જાહેર કરી શકે છે. ઈંગ્લંડ, અમેરિકા, જર્મની, સોવિયેટ રશિયા, જાપાન વગેરે એ જાતના દેશો છે; પણ હિંદુસ્તાન સ્વતંત્ર રાષ્ટ્ર નથી. [ હોય એવું રાજ્ય.

State, National—રાષ્ટ્રીય રાજ્ય; જેની પ્રજા એક જ રાષ્ટ્રની

States, Sanad—સનદી રાજ્ય. મહીસુર, બનારસ, પન્ના, સરીલા, મૈહર વગેરે સનદી રાજ્યો છે.

States, Semi-Independent—અર્ધસ્વતંત્ર રાજ્ય. કેટલાંયે રાજ્યો એવાં છે જેને પૂર્ણ પ્રભુત્વ પ્રાપ્ત થયું નથી. તેઓ કેટલાંક કાર્યો તો પોતાની ઇચ્છા મુજબ કરી શકે છે અને બીજાં કેટલાંક કામોમાં તેમને પોતાના ઉપરી રાજ્યની ઇચ્છા મુજબ ચાલવું પડે છે. દા. ત. હિંદુસ્તાનનાં દેશી રાજ્યો. તેમાં મોટામાં મોટો રાજા પણ કોઈની સાથે લડાઈ કે સંધિ કરી શકતો નથી, પણ અંદરના શાસનમાં કેળવણી, મહેસૂલ, ન્યાય વગેરે વિષયોમાં તેમને પૂર્ણ અધિકાર છે.

States, Semi-Sovereign—અર્ધપ્રભુત્વવાળું રાજ્ય. (Semi-Independent state અને આમાં કશો જ ફરક નથી.)

State Socialism—રાજ્ય-સમાજવાદ. સમાજવાદનો સિદ્ધાંત, જે મૂડીદારોની સત્તા બદલીને સમષ્ટિની સત્તા (Collective Regime)

સ્થાપિત કરવા માટે રાજ્યની દરમિયાનગીરી જરૂરી છે એમ માને છે. આ કાર્યની સિદ્ધિ માટે આ સિદ્ધાંતના સમર્થકો ઉત્પાદનનાં સાધનો ઉપર ધીરે ધીરે સમાજ અથવા સમષ્ટિનો અધિકાર સ્થાપવાની સિફારસ કરે છે.

રાજ્ય–સમાજવાદ એ એક એવી સામાજિક નીતિ છે, જે જનસમાજના હિતને માટે ઉત્પત્તિનાં સાધનો ઉપર સામાજિક માલિકી સ્થાપવાની તથા આર્થિક દૃષ્ટિએ વ્યક્તિગત સ્વતંત્રતા ઉપર નિયમન મૂકવાની હિમાયત કરે છે. કેટલાક લેખકો સમાજવાદની વ્યાખ્યા એથી જુદી કરે છે. કૌટસ્કી રાજ્ય–સમાજવાદની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે : "રાજ્ય–સમાજવાદ તેને કહેવાય જેમાં રાજ્ય શ્રમજીવી તથા મૂડીદારો વચ્ચેનો વર્ગકલહ નાબૂદ કરી સામાજિક શાંતિ સ્થાપવાના ઉદ્દેશથી આર્થિક બાબતોમાં હસ્તક્ષેપ કરે છે." લાસલ તથા રોબર્ટ્સના સિદ્ધાંત, જે ક્રાંતિ દ્વારા નહિ પણ રાજ્યની મદદથી સમાજની નવી વ્યવસ્થા અમલમાં લાવવા માગે છે, એનો પણ રાજ્ય–સમાજવાદમાં સમાવેશ થઈ જાય છે.

States, Treaty—સંધિ–રાજ્ય; જેમની સાથે બ્રિટિશ સરકારે કરારો કર્યા છે એવાં દેશી રાજ્યો. આ કરારોમાં જ્યાં એવું લખ્યું છે કે રાજ્યના નરેંદ્રો પોતાના રાજ્યના પૂર્ણ સ્વામી થશે તથા બ્રિટિશ સરકાર તેમના આંતરિક શાસનમાં કોઈ પણ જાતની દરમિયાનગીરી કરશે નહિ, ત્યાં એ પણ લખ્યું છે કે એ રાજ્યો બ્રિટિશ સરકારના સંરક્ષણ નીચે રહેશે–એટલે કે ખંડિયાં રાજ્યો તરીકે તેમની ગણના કરવામાં આવી છે. વળી બ્રિટિશ સરકાર તેમના આંતરિક વહીવટમાં કદી હરકત નહિ કરે એ પણ ખોટી વાત છે. તાજેતરમાં રાજકોટ તથા બીજાં દેશી રાજ્યોમાં જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે ગવર્નર-જનરલના એજંટે સીધી કે આડકતરી દરમિયાનગીરી કરી જ છે.

States Unitary—અવિભક્ત રાજ્ય; એકમી રાજ્ય; નિરવયવ

રાજ્ય; જેના વિભાગ ન થઈ શકે એવું એકમ રાજ્ય. જાપાન, નેપાલ, સિયામ વગેરે એનાં ઉદાહરણો છે. આ રાજ્યોને ગમે તેટલા પ્રાંતોમાં વિભક્ત કરવામાં આવે તોપણ તે સ્વતંત્ર નથી હોતાં અને એટલે તેને કોઈ પણ દૃષ્ટિએ રાજ્ય કહી શકાય નહિ.

State-craft—મુત્સદ્દીગીરી; રાજકાર્યમાં કુશળતા; રાજ્યસંચાલન-કળા; રાજકારણપટુત્વ.

Statement—બયાન; નિવેદન; કેફિયત; વર્ણન.

State-papers—સરકારી કાગળપત્ર; સરકારી કાગળિયાં.

Statesman—રાજનીતિજ્ઞ; મુત્સદ્દી.

Statesmanship—રાજનીતિજ્ઞતા; મુત્સદ્દીગીરી.

State-religion—રાજ્યધર્મ.

Stationary—લેખનસાહિત્ય.

Stationary department—લેખન-સાહિત્ય-વિભાગ; કાગળ, પેન્સિલ, સાહી વગેરે વસ્તુઓ પૂરી પાડવાની વ્યવસ્થા કરનાર સરકારી ખાતું.

Statist—આંકડાશાસ્ત્રી.

Statician—આંકડાશાસ્ત્રી; આંકડાશાસ્ત્ર વિષે પુસ્તક લખનાર.

Statistics—લોકસ્થિતિ દર્શાવનારા આંકડા. આમાં જન્મ, મરણ, આયુષ્ય, સાંસારિક સ્થિતિ, કલા, ઉદ્યોગ-ધંધા, કેળવણી, ખેતી વગેરે વિષયની માહિતી દર્શાવતા આંકડાઓનો સમાવેશ થઈ જાય છે.

Status—દરજ્જો; પદવી; અધિકાર.

Dominion Status—સાંસ્થાનિક સ્વરાજ્ય.

Status quo—જેવી ને તેવી સ્થિતિ.

આ શબ્દ જુદાં જુદાં રાજ્યોના દરજ્જા માટે વપરાય છે. દા. ત. બ્રિટિશ સામ્રાજ્ય પોતાની જેવી ને તેવી સ્થિતિ રાખવા

માગે છે, એટલે કે તેણે જીતીને ગુલામ બનાવેલા મુલકોને તે કાયમ પોતાના તાબામાં રાખી, તેમાંથી આર્થિક-રાજકીય શોષણ કરી, પોતાની સ્થિતિ એવી ને એવી જ રાખવા માગે છે. જગતના બીજા દેશો જાપાન-જર્મની વગેરેને આ ગમતું નથી.

Statute—પાર્લમેંટ વગેરેના કાયદા.

Statutory Commission—જેને પાર્લમેંટે વિસ્તૃત અધિકારો આપ્યા હોય એવું શાહી કમિશન.

Staunch—પક્કો; દૃઢ; મક્કમ; ચુસ્ત.

Steward—દીવાન; કારભારી; દરિયાઈ અફસર.

Stipend—પગાર; વેતન; વૃત્તિ.

Stipendiary—નક્કી થયેલો પગાર ભોગવનાર; પગારદાર પોલીસ-[મેજિસ્ટ્રેટ.

Stipulation—કરાર; શરત.

Stop-Press—તાજા સમાચાર; છેલ્લામાં છેલ્લા સમાચાર.

Strained relations—મનોમાલિન્ય; સંબંધો તંગ થવા.

Stratagem—દાવપેચ; ષડ્યંત્ર; છળ; કપટ.

Strategic—યુદ્ધકૌશલ્ય સંબંધી; વ્યૂહરચના સંબંધી.

Strategist—વ્યૂહરચનાવિશારદ; વ્યૂહરચનાકુશળ.

Strategy—સૈન્યરચનાવિદ્યા; વ્યૂહરચનાવિદ્યા; યુદ્ધકૌશલ્ય.

તા. ક યુદ્ધ શરૂ થયા પહેલાં સૈન્ય, છાવણી તથા તોપોનો જે વ્યૂહ રચવામાં આવે છે, મોરચા ગોઠવવામાં આવે છે એને સ્ટ્રેટેજી કહેવાય. યુદ્ધ શરૂ થયા પછી શત્રુને ભુલાવામાં નાખવા માટે જે દાવપેચ ખેલવામાં આવે છે તેને Tactics કહેવાય.

Storthing—નોર્વે દેશની પાર્લમેંટ.

Strike—હડતાલ; મિલ-માલિક અથવા કારખાનાદાર અથવા બીજા

મૂડીદારો પાસે પગારનો વધારો તથા બીજી સગવડો મેળવવા માટે જ્યારે મજૂરો એક સાથે મળીને સંગઠિતરૂપે કામ બંધ કરી દે છે ત્યારે તેમણે હડતાલ પાડી છે એમ કહેવાય. કેટલાયે લોકોએ હડતાલની સરખામણી યુદ્ધ સાથે કરી છે કારણ કે કેટલીક વખત હડતાલનાં પરિણામો યુદ્ધ જેટલાં જ નુકસાનકારક નીવડે છે. છતાંયે કેટલીક વાર પોતાનાં યોગ્ય હક્કો તથા માગણીઓની પ્રાપ્તિને માટે મજૂરોને હડતાલ પાડવાની જરૂર પડે છે. પણ અત્યારના સમાજવાદી લેખકો પણ એક વસ્તુ ઉપર ખાસ ભાર મૂકે છે કે જ્યાં સુધી બીજા ઉપાયોથી કામ સધાય ત્યાં સુધી હડતાલો પાડવી જોઈએ નહિ, કારણ કે તેનાં માઠાં પરિણામો માલિક કરતાં મજૂરોને વધારે ભોગવવાં પડે છે. ડૉ. એંગ્લો એસ. રેપોપોર્ટ બ્રિટનની હડતાલોનું દૃષ્ટાંત આપીને લખે છે કે, "ગ્રેટબ્રિટન, જ્યાંના મક્કમ મજૂરો હડતાલો પાડવા માટે કેટલાંયે સાધનો વડે સજ્જ છે, ત્યાં મજૂર સરકારના શાસન દરમિયાન ઘણી હડતાળો પાડવામાં આવી, પણ તેનું પરિણામ ઘણું જ નજીવું ( Meagre ) આવ્યું." લગભગ તમામ વિચારવંત લેખકોએ માલિક અને મજૂરના ઝઘડાઓનો મોટે ભાગે પંચાયતો દ્વારા નિકાલ લાવવાની સૂચના કરી છે. તેઓનો એ નિશ્ચિત મત છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી હડતાલોને ટાળવી જોઈએ, તે એટલે સુધી કે કેટલાયે ગંભીર સમાજવાદી લેખકો આ ઝઘડાઓ પતાવવામાં પંચાયતની પદ્ધતિને વધારે ઉપયોગી ગણે છે.

General Strike—સર્વસામાન્ય હડતાલ; આમ-હડતાલ; વિકાસવાદી સમાજવાદી (Socialists of Evolutionary School) આમ-હડતાલની વિરુદ્ધ છે. તેઓ કહે છે કે રાજકીય અધિકારો ગ્રહણ કરવાથી જનતાનું હિત થઈ શકે છે, નહિ કે આમ-હડતાલ પાડવાથી. આમ છતાં ચુસ્ત માકર્સવાદીઓ આ હડતાલને મજૂરોને પોતાના અધિકારો મેળવવાનું એક જબરદસ્ત સાધન માને છે, અને તે એટલે સુધી કે રાજકીય આમ-હડતાલ દ્વારા તે રાજ્યની

આખરી સત્તા છીનવી લઈ મજૂરોની સરમુખત્યારી સ્થાપવા સુધીનો મદાર બાંધે છે. વૈજ્ઞાનિક સમાજવાદનો તો એ એક સિદ્ધાંત છે.

Political Strikes—રાજકીય હડતાલો; રાજકીય દુઃખોમાંથી મુક્તિ મેળવવા માટે પાડવામાં આવતી હડતાલ.

Sympathetic Strikes—સહાનુભૂતિદર્શક હડતાલ. હડતાલ પાડવા જેવું પોતાનું જ કંઈ કારણ ન હોવા છતાં એક કારખાનાના અથવા દેશના મજૂરો બીજા કારખાનાના અથવા દેશના મજૂરોની સહાનુભૂતિમાં જે હડતાલ પાડે છે તે.

Strike-breakers—હડતાલિયાઓની જગ્યાએ આવીને કામ કરનાર બીજા મજૂરો. આને માટે Black Legs શબ્દ પણ વપરાય છે.

Strike-Pay—હડતાલિયાઓને મજૂરસંઘ તરફથી આપવામાં આવતું વેતન.

Striker—હડતાલિયો; હડતાલ પાડનાર.

Sub-class—ઉપવર્ગ; ઉપશ્રેણી.

Sub-committee—ઉપસમિતિ.

Sub-due—વશ કરવું; જીતવું; મહાત કરવું.

Sub-editor—સહકારી સંપાદક; સહતંત્રી; ઉપતંત્રી.

Subject—(૧) પ્રજા (૨) પરાધીન; શાસનાધીન.

Subject Nations—પરાધીન રાષ્ટ્રો.

Subjudice—વિચારાધીન; જેના ઉપર હજી કોર્ટનું કામ ચાલી રહ્યું [છે એવું.

Sub-lease—પટ્ટા પર આપેલી જમીન અથવા બીજી વસ્તુને ફરી બીજાને પટ્ટે આપવી.

Sub-let—ભાડે આપેલી વસ્તુને ભાડે આપવી; પેટા-ભાડે આપવું તે.

Submarine—પાણીની નીચે ચાલતી નૌકા; લડાયક વહાણ જે પાણીની સપાટીથી નીચે ચાલે છે; સબમરીન.

Submission—તાબે થઈ જવું તે; બીજાનો વિજય કબૂલી લેવો તે; શરણે જવું તે.

Subordinate—હાથ નીચેનો નોકર; અધીનસ્થ કર્મચારી.

Subsidiary—સહાયક; ન્યૂનતાપૂરક.
Subsidiary Force—સહાયક સેના.

Subsidy—સાર્વજનિક સંસ્થાને રાજ્ય તરફથી મળતી આર્થિક મદદ.

Subsoil—ઉપભૂમિ; અધોભૂમિ; ભૂપૃષ્ઠ નીચેની જમીન.

Sub-tenant—પેટા-ભાડૂત.

Suburb—પરું; ઉપનગર; શહેર બહારનો વસવાટ.

Subvention—સરકારી મદદ; સરકારી સહાયતા.

Subversion—વિધ્વંસ; સંપૂર્ણ વિનાશ.

Subversive—વિધ્વંસક.
Subversive activities—વિધ્વંસક પ્રવૃત્તિ.

Succession—ઉત્તરાધિકાર; ગાદીએ બેસતી વખતે ઉત્તરાધિકાર માટે કરવાની ક્રિયા.

Suffrage—મતાધિકાર.
Woman suffrage—સ્ત્રીઓનો મતાધિકાર.
Universal suffrage—સાર્વજનિક મતાધિકાર.

Suffragette—સ્ત્રીઓના મતાધિકાર માટે ચળવળ કરનાર સ્ત્રી; મતાભિલાષી સ્ત્રી.

Suffragist—સ્ત્રી-મતવાદી; સ્ત્રીઓના મતાધિકાર માટે આંદોલન શરૂ કરનાર માણસ.

Suicidal Policy—આત્મઘાતક નીતિ.

Summary—સારાંશ; ટૂંકું વિવરણ; સંક્ષિપ્ત સાર.

Superman—નરશ્રેષ્ઠ; નરપુંગવ; પુરુષોત્તમ; જર્મનીના દાર્શનિક જજ નિત્સે( Nietzsche )એ નિરૂપિત કરેલો લોકોત્તર પુરુષ.

Supernatural—અતિપ્રાકૃત; લોકાતીત; અલૌકિક.

Supernaturalism—પ્રકૃતિથી પર એવા તત્ત્વના અસ્તિત્વમાં વિશ્વાસ; નિસર્ગાતીતવાદ.

Super-tax—વધારાની આવક ઉપરનો વેરો; સુપરટૅક્સ.

Supervise—ધ્યાન રાખવું; નિરીક્ષણ કરવું; નજર રાખવી.

Supervision—દેખરેખ; નિરીક્ષણ; નજર રાખવી તે.

Supervisor—નિરીક્ષક.

Supplement—પરિશિષ્ટ; વધારાનો અથવા પાછળ જોડેલો ભાગ; [ પુરવણી.

Supplemental—વધારો; પૂરક.

Suppress—દબાવવું; દમન કરવું; કચડી નાખવું.

Suppression—દમન; નિરોધ; અવરોધ.

Supreme—ઉચ્ચ; શ્રેષ્ઠતમ; સર્વોચ્ચ.

Supreme Authority—સર્વોચ્ચ અધિકારી.

Supremacy—સર્વોપરીત્વ; આધિપત્ય; શ્રેષ્ઠત્વ.

To acknowledge supremacy—આધિપત્યનો સ્વીકાર કરવો.

Surplus proceeds—ફાજલ રકમ; વધારાની રકમ.

Surtax—વધારાનો કર.

Surveillance—નજરકેદ.

Survival of the fittest—બળિયાના બે ભાગ; સૌથી વધારે યોગ્યની જીત; પ્રકૃતિની ચાળણીમાંથી ચળાઈને બાકી રહેનાર. ડાર્વિને પ્રાણીસૃષ્ટિનું સૂક્ષ્મ અવલોકન કરીને એવો સાર કાઢ્યો છે કે જગતના તમામ જીવો જીવન-કલહમાં રોકાયેલા રહે છે. જે પ્રાણી અથવા પ્રાણીવર્ગ બળવાન હોય છે તેઓ જ સંસારમાં વધારે વખત જીવી શકે છે અને બાકીના બીજા મરી જાય છે.

જેનું અસ્તિત્વ એક વખત હતું પણ અત્યારે નથી એવાં અનેક પ્રાણીઓના અવશેષો મળે છે. જીવન-કલહમાં, જીવન-યુદ્ધમાં તેઓનો નાશ થઈ ગયો. પ્રાણીસૃષ્ટિનો આ સિદ્ધાંત મનુષ્યજાતિને પણ લાગુ પડે છે. જે જાતિઓ, જે સમાજ અથવા જે રાજ્યો બળવાન હોય છે તેઓ આ જીવન-કલહમય જગતમાં વધારે વખત ટકી શકે છે, સન્માનપૂર્વક જીવી શકે છે તથા નિર્બળ જાતિઓ અથવા દેશો બળવાનની એડી નીચે કચડાય છે-છુંદાય છે અને શોષિત થઈ નાશ પામે છે, યા તો તેઓનું અસ્તિત્વ મટી જાય છે અથવા તો બીજાના આધારે રહીને તેઓ જીવે છે. આ સિદ્ધાંતને Survival of the fittest કહેવાય છે.

તા. ક. આ સિદ્ધાંત ઉપરથી એવી વિચારસરણી પ્રચલિત કરવામાં આવી છે કે જગતનો કાનૂન છે સંઘર્ષ, એટલા માટે માણસે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે સંઘર્ષ કરવો જોઈએ. એમાં કંઈ ખોટું નથી. જીવવા માટે જેને પ્રકૃતિએ જ નાલાયક ઠરાવ્યા છે તેનું અસ્તિત્વ મિટાવી દઈ તેની જગા પચાવી પાડી બળવાને જીવવું જોઈએ. આ વિચારસરણીમાંથી જ સમાજવાદનો વર્ગયુદ્ધનો સિદ્ધાંત જન્મ પામ્યો છે. વર્ગયુદ્ધ થવાનું જ છે એટલે એક વર્ગે (એટલે કે મજૂર-વર્ગે) પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે બીજા વર્ગનો નાશ કરવો જ જોઈએ. એમાં નૈતિક દૃષ્ટિએ કે સામાજિક વિકાસની દૃષ્ટિએ કશું જ ખોટું નથી એમ તેઓ માને છે.

બીજી બાજુ, આ વિચારસરણીની સામે 'સહકાર'નો સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો છે. પીટર ક્રોપોટકીન નામના પ્રસિદ્ધ અરાજકવાદી વિદ્વાન ક્રાન્તિકારે એમ પ્રતિપાદન કર્યું છે કે જીવનનો નિયમ છે સહકાર, અને નહિ કે સંઘર્ષ. પોતાની આ માન્યતાના સમર્થનમાં તેણે પશુ-પક્ષીની સૃષ્ટિથી માંડીને માનવ-સમાજનાં એવાં કેટલાંયે દૃષ્ટાંતો આપ્યાં છે. એ ઉપરાંત જગતના તમામ ધર્મસંસ્થાપકો

અને મહાન પુરુષો બુદ્ધ, મહાવીર, ઈશુખ્રિસ્ત વગેરેએ સહકાર અને પ્રેમ એ જ જીવનના સિદ્ધાંતો છે એમ બતાવ્યું છે. મહાત્મા ગાંધીજીએ પણ અહિંસા, પ્રેમ અને સહકારની ભાવના ઉપર જ દુનિયા ટકી રહી છે અને નહિ કે હિંસા, લડાઈ વગેરે ઉપર-એ વસ્તુને બહુ જ અસરકારક રીતે લેખનમાં તેમ જ જીવનમાં પ્રત્યક્ષપણે પ્રતિપાદિત કરી છે.

Suspension—મોકૂફી, સ્થગિતકરણ; વિરામ.
Suspension of movement—આંદોલનની મોકૂફી.

Suzerain—રાજાધિરાજ.

Suzerainty—અધિરાજત્વ.

Syndicalism—મજૂર-મહાજનવાદ; ઔદ્યોગિક શ્રમિક-વર્ગનું આંદોલન; મજૂરોનું આંદોલન, જેનો ઉદ્દેશ ઉત્પત્તિ તથા વહેંચણીનાં તમામ સાધનો શ્રમજીવી-સંઘોની માલિકીનાં બનાવી દેવાનો છે. ઈ. સ. ૧૮૩૩માં ઇંગ્લંડમાં આ વિચારસરણીનો જન્મ થયો. ઈ. સ. ૧૯૧૨માં ફ્રાન્સની કૉન્ફિડરેશન જનરલ ડી ટ્રાવેઇલ નામના શ્રમજીવી-સંઘે આ વાદને સ્વીકાર્યો, પણ પાછળથી ઈ. સ. ૧૯૧૮માં આ સંસ્થાએ પોતાની નીતિ બદલી નાખી અને તે સમાજવાદી સંસ્થા બની ગઈ.

Syndicate, Red—જેમણે સમાજવાદી સિદ્ધાંતોને અપનાવ્યા હોય એવા વ્યાપારી શ્રમજીવી-સંઘો.

## T

Tariff—માલ ઉપર નાખવામાં આવતા કરોની યાદી; જકાત; આયાત-નિકાસ-કર.

Tax—કર; મહેસૂલ; કર નાખવો; રાજ્ય-કર; પ્રો. બૈસ્ટેબલના મત મુજબ રાષ્ટ્રીય કાર્ય તથા શક્તિને માટે વ્યક્તિ પાસેથી જે અમુક

નિશ્ચિત રકમ ફરજિયાતપણે લેવામાં આવે છે તે રાજ્ય-કર કહેવાય. રાજ્ય-કરના મૂળ સિદ્ધાંતવાદીઓ રાજ્ય-કરને રાજકીય સેવાનું મૂલ્ય ગણે છે.

Taxation—કર; રાજ્ય-કર.

Cannons of Taxation—રાજ્ય-કરનો નિયમ. [પારિભાષિક.

Technical—ટેકનિકલ; યંત્રવિદ્યા, શિલ્પકલા અથવા વિજ્ઞાન સંબંધી;

Telephone—ટેલિફોન; વીજળી દ્વારા દૂર વાત કરવાનું યંત્ર; દૂરાકર્ણક.

Telephonic—ટેલિફોન સંબંધી; ટેલિફોનને લગતી.

Telephonic message—ટેલિફોન દ્વારા મોકલવામાં કે સ્વીકારવામાં આવતો સંદેશો. [વ્રત; પરહેજી.

Temperance—સંયમ; નિગ્રહ; માદક પદાર્થોનું સેવન નહિ કરવાનું

Temperance society—મદ્યપાન-નિષેધક મંડળ; દારૂબંધીનો પ્રચાર કરનાર મંડળ.

Tenant—ભાડુત; સાંથ પર જમીન ખેડનાર; આસામી.

Tenantry—ભાડુતોનો સમૂહ; સાંથ પર જમીન ખેડનાર ખેડૂતોનો સમૂહ; ખેડૂતગણ.

Tenet—સિદ્ધાંત; મત; અભિપ્રાય.

Term—નક્કી કરેલી મુદત; સત્ર; નિયત મુદત; (૨) શરત.

Tension—તાણ; ખેંચાણ; પરસ્પરદ્વેષ; તંગ પરિસ્થિતિ.

Tentative—પરીક્ષાત્મક; પ્રયોગાત્મક.

Termination—અંત; સમાપ્તિ; પરિણામ.

Territory—પ્રદેશ; મુલ્ક; દેશ; રાજ્ય; રાજ્યની ભૂમિ.

Territorial—દેશની સરહદ સંબંધી; રાષ્ટ્ર-સીમાસંબંધી; સ્વદેશ-રક્ષક સેનાનો સિપાહી.

Territorial Army or Force—સ્વદેશરક્ષણ માટે રાખવામાં આવેલી સેના.

Terrorism—આતંકવાદ; ત્રાસવાદ; હિંસાવાદ; રાજકીય હિંસા દ્વારા ભય ફેલાવી રાજકીય હક્કો મેળવવાનો વાદ; હિંસામય સાધનો દ્વારા અથવા તેના પ્રદર્શન દ્વારા જે લોકો રાજકીય ફેરફાર માગે છે તે. આ ત્રાસવાદનું અસ્તિત્વ જુદા જુદા સમયે દરેક દેશમાં જોવામાં આવ્યું છે. રશિયા તથા યુરોપના બીજા દેશો, હિંદુસ્તાન, ચીન અને એશિયાના બીજા દેશોમાં પણ આ હિલચાલ ઓછેવત્તે અંશે ચાલી છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારના જુલ્મથી કંટાળી જઈને ત્યાંના નવજુવાનોએ ઈ. સ. ૧૮૯૭થી માંડી છેક ૧૯૩૭ સુધી આ ત્રાસવાદી ચળવળ ચલાવી હતી. બંગાળ, મહારાષ્ટ્ર, પંજાબ તેનાં કેન્દ્રો હતાં. બારીન્દ્રકુમાર ઘોષ, ચાફેકર બંધુઓ, સાવરકર બંધુઓ, કન્હે દત્ત, રામપ્રસાદ બિસ્મિલ અને તેનું મંડળ, ભગતસિંહ અને તેનો પક્ષ વગેરે અસંખ્ય ક્રાંતિકારીઓમાંથી થોડાક ગણાવી શકાય; જો કે આ બધાની વિચારસરણીમાં પણ થોડે ઘણે અંશે તફાવત રહ્યો જ છે.

એ જ રીતે કોઈ પણ રાજ્યસત્તા પોતાની પ્રજાની જાગ્રતિને બળજબરીથી દાબી દઈ લોકોમાં આતંક ફેલાવી કડક હાથે કામ લે તો તેને પણ ત્રાસવાદ જ કહેવાય. બ્રિટિશ સરકારે હિંદુસ્તાનમાં અવારનવાર આ રીત અખત્યાર કરી છે-ખાસ કરીને કોઈ પણ જાતની રાષ્ટ્રીય અને રાજકીય ચળવળને દાબી દેવા માટે. અમૃતસરનો હત્યાકાંડ જલિયાંવાલા તેનું એક કાળામાં કાળું દૃષ્ટાંત છે.

Terrorist—ત્રાસવાદી; આતંકવાદી.

Terrorize—આતંક ફેલાવી દેવો; ભયાન્વિત કરી દેવું; ધાક બેસાડી દેવી.

Theology—ધર્મશાસ્ત્ર; ઈશ્વરવિદ્યા.

Theory—સિદ્ધાંત; મત.

Theoretical Politic—સૈદ્ધાન્તિક રાજનીતિ.

Theoretics—કોઈ પણ શાસ્ત્ર અથવા વિજ્ઞાનનો સિદ્ધાંતવાળો ભાગ.

Theorist—સિદ્ધાંતવાદી.

Third International—જગતભરમાં આજે કમ્યુનિસ્ટ પક્ષો છે. એ પક્ષોની આંતરરાષ્ટ્રીય સંસ્થાને આ નામ આપવામાં આવે છે. ક્રાંતિકારી રાજકીય પક્ષ અને ઔદ્યોગિક કામદાર-વર્ગમાં તેનો પાયો છે. [ અર્થમાં આ શબ્દ વપરાય છે.

Third Reich—ત્રીજી રીશ. જર્મનીમાં નાઝી-રાજ્યની સ્થાપનાના

Time-honoured—પ્રાચીન; ચિરકાલ-સન્માનિત.

Time-server—સમયસેવી; સમયસાધુ; તકવાદી.

Time-table—સમયપત્રક.

Title—ઉપાધિ; પદવી; અધિકાર; હોદ્દો.

Titular—નામધારી; નામમાત્રનો; નામનું જ.

Titular sovereign—નામમાત્રનો રાજા; જેને કોઈ પણ પ્રકારનો અધિકાર ન હોય એવો માત્ર નામનો જ રાજા.

Toleration—સહિષ્ણુતા; મતભેદ-સહિષ્ણુતા; ધાર્મિક સહિષ્ણુતા.

Toll—કર; મહેસૂલ; જકાત.

Toll-gate—જકાતનું નાકું.

Topic—વિષય; પ્રસંગ.

Tory—(રાજનીતિમાં) જુનવાણી મનોદશા ધરાવનાર પક્ષ. પરિવર્તન-વિરોધી અનુદાર પક્ષ; સ્થિતિચુસ્ત પક્ષ. ઈ. સ. ૧૬૭૯માં કેવેલિયર-પક્ષના માણસો માટે આ શબ્દ વપરાતો હતો. ઈ. સ. ૧૮૩૦ સુધી અનુદાર પક્ષ માટે ઈંગ્લંડની રાજનીતિમાં આ શબ્દનો ઉપયોગ થતો રહ્યો. એ પછી આ શબ્દને બદલે 'Conservative' શબ્દનો ઉપયોગ થયો. ઘણા વખત પહેલાં 'ટોરી' શબ્દ આયરિશ લૂંટારાઓ માટે વપરાતો હતો.

Totalitarian—સર્વાધિકારી સત્તા.

Totalitarianism—આ પદ્ધતિ પ્રમાણે રાષ્ટ્રમાં એક જ પક્ષ હોય અને તેના જ હાથમાં રાજ્યસત્તા હોય. જર્મની-ઇટલીમાં આ પદ્ધતિ છે. આના સિદ્ધાંત બીજાં રાષ્ટ્રોથી ભિન્ન છે. બીજાં રાષ્ટ્રોમાં વ્યક્તિ સ્વતંત્ર ગણાય છે અને પોતાના અમુક વ્યવહારો ઉપર જ રાજ્યોનો કાબૂ સ્વીકારે છે, જ્યારે આ Totalitarian state તો વ્યક્તિને રાષ્ટ્રથી ભિન્ન ગણતી જ નથી. રાષ્ટ્ર એ જ એનું અંતિમ ધ્યેય છે અને વ્યક્તિનું રાષ્ટ્રથી ભિન્ન એવું અસ્તિત્વ સ્વીકારવામાં આવતું નથી. એટલે વ્યક્તિના દરેકે દરેક વ્યવહાર ઉપર રાષ્ટ્રની સત્તા પહોંચે છે અને રાષ્ટ્રોન્નતિ એ જ વ્યક્તિનું ધ્યેય છે એમ સ્વીકારે છે. રાષ્ટ્ર વ્યક્તિ ઉપર કોઈ પણ માગણી સંપૂર્ણપણે કરી શકે છે.

Town—નગર; શહેર; કસબો.

Town Council—નગર-સમિતિ; શહેર-સમિતિ.

Town-Hall—નગરભવન; શહેરની જાહેર સભાઓ વગેરે જ્યાં ગોઠવી શકાય એવો શહેરનો સાર્વજનિક હોલ. શહેરની મ્યુનિસિપાલિટીનું વિશાળ મકાન.

Town-ship—નગર સાથે જોડાયેલો પ્રદેશ.

Tract—પ્રદેશ; જમીનનો કકડો; ભૂખંડ.

Trade-dispute—મજૂરોને માલિકો સાથે થતો ઝઘડો.

Trade-Union—મજૂરસંઘ; શ્રમજીવીસંઘ; મજૂર-મહાજન; જેનો ઉદ્દેશ મજૂરોની મજૂરી વધારવાનો, કામના કલાક ઘટાડવાનો વગેરે સુધારાઓ કરવાનો હોય છે. મજૂરોનાં હિતોને રજૂ કરવા અને તેનું સંરક્ષણ કરવા માટે બનેલો મજૂરોનો સંઘ. વાટાઘાટથી

કામ ન પતે તો પછી તેઓ પોતાની માગણીઓ માટે હડતાળ પાડે. આજે સમાજવાદીઓમાં આ પક્ષ મવાલ–પક્ષ ગણાય છે.

Tradition—પરંપરા; રૂઢિ; પરિપાટી.

Transfer—બદલી; સ્થાનાન્તર; બદલી કરવી; સ્થાનાન્તર કરવું; બદલવું.

Transfered Subjects—સોંપાયેલા વિષયો; બદલાવવામાં આવેલા વિષયો; બીજાના હાથમાં સોંપવામાં આવેલા વિષયો. ભારતીય રાજનીતિમાં જ્યારે આ શબ્દો વપરાય છે ત્યારે તેનો અર્થ સરકારે પ્રધાનોને સોંપેલાં ખાતાં એવો થાય છે. અહીં હિંદી સરકારની રાજ્ય-વ્યવસ્થામાં બે જાતનાં ખાતાં હોય છે: (૧) Reserved Subjects–ખાસ સરકારે પોતાને માટે રાખેલાં ખાતાં, જેવાં કે પરદેશખાતું, લશ્કર, નાણાંખાતું વગેરે, (૨) Transfered Subjects–ધારાસભાના ચૂંટાયેલા સભ્યોમાંથી બનેલા પ્રધાનોને સોંપવામાં આવેલા વિષયો, જેવા કે કેળવણી, આરોગ્ય, જમીન-મહેસૂલ.

Transgress—કાયદાનો ભંગ કરવો; નિયમનું અથવા કાયદાનું ઉલ્લંઘન કરવું.

Transit—સંક્રમણ.

Transitional { Period / Stage }–સંક્રાન્તિકાળ.

Transmission—મોકલવું તે; રવાનગી કરવી તે.

Treason—રાજદ્રોહ; દગો; વિશ્વાસઘાત.

Treasury—ખજાનો; કોષ; કોષાગાર; તિજોરી.

Treasury Bench—ઈંગ્લંડની આમસભામાં આગળનો બાંકડો, જેના ઉપર સરકારી સભ્યો બેસે છે.

Treatment—વ્યવહાર; વર્તાવ; સારવાર.

Special treatment—વિશિષ્ટ વર્તાવ.

Treaty—સંધિ; સુલેહ. બે અથવા એથી વધારે રાજ્યો ગમે ત્યારે કોઈ પણ ઉદ્દેશ સાધવા માટે જે પરસ્પર સમજૂતી કરે છે તેને સંધિ કહેવાય.

Declaratory Treaty—અર્થદ્યોતક સંધિ. આવી જાતની સંધિ કોઈ નવો નિયમ નથી બનાવતી. આ સંધિનો ઉદ્દેશ પ્રચલિત નિયમોને વધારે સ્પષ્ટ કરવાનો છે. કોઈ નિયમનો અર્થ કરવામાં કંઈ ગડબડ જાગે કે કોઈ કલમનો સ્પષ્ટ અર્થ ન થાય ત્યારે આ અર્થદ્યોતક સંધિને પ્રમાણુ તરીકે માની પછી અર્થ કરવામાં આવે છે, જે બંને પક્ષોને મંજૂર રાખવો પડે છે. ક્યારેક ક્યારેક સંધિઓના અર્થ બેસાડવામાં ( Interpretation ) મતભેદ ઊભો થાય છે. એ સ્થિતિમાં કેટલાંક રાજ્યો એકઠાં મળીને સ્પષ્ટ શબ્દોમાં તેના અર્થો લખી કાઢે છે, તો તેના આ લેખોની ગણના અર્થદ્યોતક સંધિમાં જ થઈ જાય છે. કારણ કે એ દ્વારા અસ્પષ્ટ રહી ગયેલા પ્રચલિત નિયમો વધારે સ્પષ્ટ થઈ જાય છે અને ચોક્કસ શબ્દોમાં તેની વ્યાખ્યા બાંધવામાં આવે છે.

Definitive Treaty—પૂર્ણ સંધિ; નિશ્ચિત સંધિ.

Preliminary Treaty—ઉપસંધિ; નિશ્ચિત સંધિ કર્યા પહેલાં શરૂઆતમાં અમુક મુદ્દાઓ ઉપર સંધિ કરી લેવી તે.

Tribunal—ન્યાયાલય; લવાદ; પંચ.

Tribune—પ્રાચીન રોમનો જનતાએ ચૂંટેલો અધિકારી; લોકનાયક.

Tribute—તાબાના રાજાઓ પાસેથી લેવામાં આવતી ખંડણી, કર અથવા ભેટ; અંજલિ.

Triple Alliance—ત્રિપક્ષી કરાર. ઈ. સ. ૧૮૮૩માં ઑસ્ટ્રિયા, જર્મની તથા ઇટલી વચ્ચે જે સંધિ થઈ હતી તે.

Tributary—ખંડિયું રાજ્ય; ખંડણી, કર વગેરે આપનાર તાબાનું રાજ્ય.

Trophy—વિજયચિહ્ન; જયસ્મારક; શત્રુ પાસેથી છીનવી લીધેલી વસ્તુઓનો ઢગલો.

Tsar—ઝાર; રશિયાના સમ્રાટો માટે વાપરવામાં આવતો શબ્દ. ૧૯૧૭ પછી ઝારશાહીનો નાશ થયો. હવે ત્યાં ઝારની સત્તા જેવું કશું જ નથી, પણ સમાજવાદી સરકાર છે.

Tug of War—ગજગ્રાહ; રસ્સાકસી.

Turbulent—ઉપદ્રવકારી; ઉધમ મચાવનાર.

Turbulent Tribes—ઉપદ્રવકારી જંગલી જાતિઓ; ઉધમ મચાવનારી તોફાની જાતિઓ.

Tutelage—સંરક્ષણ.

Tutelary—સંરક્ષક.

Tyranny—જુલ્મ; અત્યાચાર.

## U

Ulster—આયર્લૅંડનો ઉત્તરનો એક પ્રાંત. આયર્લૅંડ સ્વતંત્ર થયા પછી બ્રિટિશ સરકારની તેમની હમેશની ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિને પરિણામે આ પ્રાંતે હિંદુસ્તાનમાં મિ. ઝીણાના પાકિસ્તાનની પેઠે સ્વતંત્ર આયર્લૅંડથી જુદા પડવાની માગણી કરી. રાષ્ટ્રીય અને આઝાદ આયર્લૅંડની પ્રગતિમાં શાહીવાદી બ્રિટનના સોગઠા બનેલા આ પ્રાંતે ઘણી મુશ્કેલીઓ ઊભી કરી છે. બ્રિટિશ સામ્રાજ્યની કૂટનીતિએ દરેક દેશમાં કુસંપ અને કજિયાનાં કેવાં ઝેરી બી વાવ્યાં છે તેનું આ એક ઉદાહરણ છે.

Ultimate Authority—આખરી સત્તા; અંતિમ અધિકાર; છેવટની [સત્તા.

Ultimatum—આખરીનામું; ધમકીપત્ર; લડાઈ શરૂ કર્યા પહેલાં એક દેશ બીજા દેશને સમજૂતી ઉપર આવી જવાનું છેવટનું જે કહેણ મોકલે છે તે.

Umpire—સરપંચ; નિર્ણાયક; મધ્યસ્થ.

Unaffected—જેના ઉપર અસર ન થઈ હોય તેવા; અપ્રભાવિત.

Unanimous—એકમત; સર્વાનુમત. [ સમતોલપણું ગુમાવ્યું છે તે.

Unbalanced—સમતુલાહીન; સમતા વગરનું; અસંયત; જેણે પોતાનું

Unbecoming—ન છાજે તેવું; અયોગ્ય; અનુચિત; અશોભનીય.

Uncivil—અશિષ્ટ; અસભ્ય.

Uncle Sham—અમેરિકા.

Unconditional—બિનશરતી.

Unconstitutional—બંધારણ વિરુદ્ધનું; અબંધારણીય.

Unconventional—લોકાચારથી જુદું; જે પ્રચલિત પ્રથાઓથી બંધાયેલું ન હોય તેવું; પ્રણાલિકાથી જુદું.

Uncrowned—બેતાજ; તાજ વગરનો.

Uncrowned King of Nation—રાષ્ટ્રનો બેતાજ બાદશાહ; પ્રતિષ્ઠાવાન વ્યક્તિ, જેની સેવાઓને કારણે સમ્રાટોની માફક તેનું બહુમાન થાય છે.

Undecided—અનિશ્ચિત; અનિર્ણિત.

Undeniable—નિર્વિવાદ; નિઃસંદેહ.

Under-current—આંતરપ્રવાહ.

Under-ground—છૂપું; ખાનગી.

Under-hand—ગુપ્ત હાથ; પ્રચ્છન્ન.

Under-hand-policy—ભેદનીતિ; ગુપ્ત નીતિ; જે અંદરથી એક દેખાય અને બહારથી બીજી એવી ભેદનીતિ.

Unemployment—બેકારી.

Un-ending—અનંત; જેનો છેડો નહિ તેવું.

Unequivocal—અસંદિગ્ધ; સ્પષ્ટ.

In unequivocal terms—સ્પષ્ટ શબ્દોમાં; સાફ સાફ.

Unicameral System—એક સભાની પદ્ધતિ; રાજ્યકારભાર ચલાવવામાં જે પદ્ધતિ એક જ સભાનું પ્રતિપાદન કરે તે.

Union—(૧) સંઘ; (૨) જોડાણ.

Union—સંઘ; સંયુકત રાજ્ય; ઐક્ય.

Acts of Union—જોડાણના કાયદાઓ. ઈ. સ. ૧૭૦૭માં ઈંગ્લંડ તથા સ્કૉટલૅંડની પાર્લમેંટ તથા ઈ. સ. ૧૮૦૧માં ઈંગ્લંડ તથા આયર્લૅંડની પાર્લમેંટનું જે નિયમ મુજબ જોડાણ થયું તે પાર્લમેંટના કાયદાઓ.

Federal Union—સંઘાત્મક સંયુક્ત રાજ્ય; ઘણાં રાજ્યોનું જોડાણ થઈ એક મહાન સમવાયતંત્ર બને તેને ફેડરલ યુનિયન કહેવાય. તેમાં આંતરરાષ્ટ્રીય તથા સાર્વદેશિક મહત્ત્વ ધરાવતી બાબતો સિવાય આંતરિક રાજ્યવહીવટમાં સંઘમાં જોડાયેલું દરેક રાજ્ય પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ અને વ્યકિતત્વ જાળવી રાખે છે. આંતરરાષ્ટ્રીય તથા સાર્વદેશિક મહત્ત્વ ધરાવતી બાબતોની વ્યવસ્થા આ બધાં રાજ્યોના પ્રતિનિધિઓની બનેલી તથા જેને બધાએ ઉચ્ચ સત્તા (Sovereignty) તરીકે સ્વીકારી હોય એવી મધ્યસ્થ સરકાર કરે છે. આ મધ્યસ્થ સરકારને સંઘના અવયવભૂત દરેક રાજ્યે પોતાની સત્તા સોંપી દીધેલી હોય છે; બીજા શબ્દોમાં કહીએ તો આંતરિક વહીવટમાં આ અવયવભૂત રાજ્યો સ્વતંત્ર છે પણ આંતરરાષ્ટ્રીય બાબતોમાં તેઓ પોતાનું વ્યકિતત્વ મધ્યસ્થ સરકારમાં સમાવી દે છે.

Imperfect Federal Unions—અપૂર્ણ સમવાયતંત્ર. જેમાં અવયવભૂત રાજ્યોને પોતાના આંતરવહીવટમાં સંપૂર્ણ સ્વતંત્રતા

ઉપરાંત આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ અમુક મર્યાદિત પ્રમાણમાં સત્તાઓ મળેલી હોય છે અને જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરી પોતાની ઇચ્છાઓ મધ્યસ્થ સરકાર ઉપર લાદી શકે છે.

Incorporate Unions—જેનું સંપૂર્ણ જોડાણ થયેલું છે એવું રાજ્ય. બે અથવા એથી વધારે રાજ્યોનું એવી રીતે જોડાણ કરવામાં આવે કે જેથી કરીને તેનું અલગ અસ્તિત્વ સાવ ભુસાઈ જાય અને તેની જુદી જુદી રાજ્યસત્તાનું કોઈ પ્રભાવશાળી અંગ બાકી ન રહેતાં એકબીજામાં દૂધમાં સાકરની પેઠે ભળી જાય તેને ઇનિકોર્પોરેટ યુનિયન્સ કહેવાય. બ્રિટન તેનું સારામાં સારું દૃષ્ટાંત પૂરું પાડે છે. પહેલાં ઇંગ્લંડ તથા સ્કૉટલૅંડ અલગ અલગ રાજ્યો હતાં, બંનેના જુદા જુદા રાજાઓ હતા, જુદી જુદી પાર્લમેંટો હતી; પણ હવે તેઓનું જોડાણ થઈ ગયું અને પોતપોતાનું સ્વતંત્ર અસ્તિત્વ મટી જઈ બંને એક થઈ ગયાં. બંનેમાં એક જ શહેનશાહ, એક જ પાર્લમેંટ છે, તેમ જ બંને દેશો એક જ રાજ્યના અવયવો છે. આવી જાતના રાજ્યના જોડાણને ઇનકોર્પોરેટ યુનિયન્સ કહેવાય.

Perfect Unions—સંપૂર્ણ સમવાયતંત્ર; પૂર્ણ સંઘીય રાજ્ય. જેમાં મધ્યસ્થ સરકારને બાહ્ય અથવા આંતરરાષ્ટ્રીય બાબતોમાં બધા અધિકારો તેમ જ પોતાના અવયવભૂત રાજ્યના આંતરિક વહીવટમાં સાર્વજનિક હિત સાથે સંબંધ ધરાવતા અધિકારો પ્રાપ્ત થાય છે તેને પૂર્ણ સંઘીય રાજ્ય કહેવાય.

Personal Unions—વ્યક્તિગત સંયુક્ત રાજ્ય; વૈયક્તિક સંયુક્ત રાજ્ય. જેઓ પોતાના આંતરિક તેમ જ બાહ્ય સંબંધોમાં એકબીજાથી સ્વતંત્ર તેમ જ ભિન્ન હોય એવાં બે અથવા એથી વધારે રાજ્યો એક રાજાના તાબામાં આવી જાય છે ત્યારે તેના આ જાતના જોડાણને વૈયક્તિક સંયુક્ત રાજ્ય કહેવાય છે. એ બંનેને જોડનાર કોઈ વસ્તુ હોય તો તે રાજા છે. બીજી રીતે, આ સંયુક્ત રાજ્યો

એકબીજાથી સાવ સ્વતંત્ર હોય છે તેઓને પોતાનું બંધારણ, કાયદા, કાનૂન તથા રાજકીય સંગઠન અલગ અલગ હોય છે; વળી નવાઈની વાત તો એ છે કે આ સંયુક્ત રાજ્યોમાં રાજાને બંને જગાએ એક જ જાતના અધિકારો હોવા જ જોઈએ એવી જરૂર ગણવામાં આવતી નથી. એ જ રાજા એક રાજ્યમાં બંધારણીય રાજા તથા બીજામાં સર્વસત્તાધારી રાજા હોઈ શકે છે. એક રાજ્યની પ્રજાને બીજા રાજ્યમાં વિદેશી તરીકે ગણી પણ શકાય. આંતરિક તેમ જ આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ આ રાજ્યોનાં વ્યક્તિત્વ અલગ અલગ હોઈ શકે છે. એક રાજ્ય બીજા રાજ્યનાં કાર્યો માટે જવાબદાર ગણાતું નથી.

Real Union–વાસ્તવિક સંયુક્ત રાજ્ય; રાજ્યોનું વાસ્તવિક જોડાણ. જ્યારે બે અથવા એથી વધારે રાજ્ય માત્ર એક રાજા દ્વારા જ નહિ પણ એક બંધારણ તથા આંતરરાષ્ટ્રીય બંધારણ દ્વારા આપસ-આપસમાં જોડાઈ જાય છે ત્યારે તેમના આ જાતના સંઘ અથવા જોડાણને માટે Real Union શબ્દ યોજાય છે. રાજનીતિનો સુપ્રસિદ્ધ આચાર્ય હોલ લખે છે: ‘આ જાતનું રાજ્યોનું સંયુક્ત જોડાણ ત્યારે જ બની શકે છે જ્યારે બે અથવા વધારે રાજ્યો એક રાજાના ઝંડા નીચે એકત્ર થઈને એક થઈ જાય, તથા બહારની બાબતોમાં તેઓ પોતાના જુદા વ્યક્તિત્વ કે અસ્તિત્વને એક સર્વસાધારણ રાજ્ય( Common State )માં સમાવી દે. વૈયક્તિક સંયુક્ત રાજ્ય તથા વાસ્તવિક સંયુક્ત રાજ્યમાં એ ભેદ છે કે, વૈયક્તિક સંયુક્ત રાજ્યમાં તેનાં અંતર્ગત રાજ્યોમાં એક સર્વસામાન્ય રાજ્યકર્તાને છોડીએ તો બીજી બધી બાબતમાં ફરક રહે છે, જ્યારે વાસ્તવિક સંયુક્ત રાજ્યમાં એક સર્વસામાન્ય રાજ્યકર્તા તો રહે જ છે, એ ઉપરાંત બધાંનું એક બંધારણ હોય છે, એક જ શાસન હોય છે તથા એક જ વ્યક્તિત્વ હોય છે. વાસ્તવિક સંયુક્ત રાજ્યનાં એકમરૂપ બધાં રાજ્યો પોતપોતાનું વ્યક્તિત્વ પેલા સંયુક્ત રાજ્યમાં

જમાવી દે છે. ગયા મહાયુદ્ધ પહેલાંનું ઑસ્ટ્રિયા–હંગેરી તેનું સારું ઉદાહરણ છે.

**Union of Great Britain and Ireland**—ગ્રેટબ્રિટન તથા આયર્લૅંડનો સંયુક્ત સંઘ. ઈ. સ. ૧૭૯૯માં આયરિશ પાર્લમેંટમાં આ જાતનો સંયુક્ત સંઘ સ્થાપવાનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો, પણ બહુમતીથી એ ઠરાવ ઊડી ગયો. આ જ જાતનો ઠરાવ બ્રિટિશ પાર્લમેંટમાં બહુ મોટી બહુમતીથી પસાર થઈ ગયો. ઈ. સ. ૧૮૦૧માં બંને દેશોની પાર્લમેંટે તેને બહુમતીથી પસાર કરી દીધો. ઈ. સ. ૧૯૧૭માં આયર્લૅંડમાં ફરીને સ્વતંત્રતાનું આંદોલન શરૂ થયું અને ૧૯૨૪માં દક્ષિણ આયર્લૅંડને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવ્યું. આયર્લૅંડનો અલ્સ્ટર પ્રાંત બ્રિટિશના અંગભૂત જેવો ( Integral Part ) રહી ગયો.

**Union of South Africa**—દક્ષિણ આફ્રિકાનો સંયુક્ત સંઘ અથવા રાજ્ય. ઈ. સ. ૧૯૦૯માં આ સંઘનું નિર્માણ થયું. તેમાં કેપ ઑફ ગુડહોપ, નાતાલ, ટ્રાન્સ્વાલ તથા ઑરેન્જ ફ્રી સ્ટેટ છે. તેનું શાસન ગવર્નર–જનરલની કાર્યવાહી સભા( Executive Council )ની મદદથી ચાલે છે. મધ્યસ્થ સરકારની રાજધાની પ્રિટોરિયામાં છે.

**U. S. S. R.**—આ અક્ષરોનું પૂર્ણ રૂપ Union of the Socialist Soviet Republics છે. તેનો અર્થ સમાજવાદી સોવિયેટ પ્રજાતંત્રોનું સંયુક્ત રાજ્ય અથવા સંઘ. બોલ્શેવિક રાજ્યક્રાન્તિ પછી ઈ. સ. ૧૯૧૮માં આ નવા રાજ્યતંત્રનું બંધારણ ઘડવામાં આવ્યું. એ પછી તે બંધારણમાં સમયાનુસાર થોડાઘણા ફેરફારો થતા રહ્યા. ઈ. સ. ૧૯૪૦માં તેમાં વધારે મોટા ફેરફારો કરવામાં આવ્યા અને પહેલાંના બંધારણમાં ઘણા સુધારાઓ કરવામાં

આવ્યા. સોવિયેટ-સંઘમાં તેનાં અંગભૂત (Constituent) સાત રાજ્યો છે. સોવિયેટનો રાજ્ય-કારભાર એક મધ્યસ્થ કાર્યવાહી સમિતિ (Central Executive Committee) દ્વારા ચલાવવામાં આવે છે.

Unionism—ઇંગ્લંડ તથા આયર્લૅંડની પાર્લમેંટોનું એકીકરણ પ્રતિપાદિત કરનારી ઈંગ્લંડની રાજકીય નીતિ. આયર્લૅંડને સ્વરાજ્ય આપવાના પ્રશ્ન ઉપર ઇંગ્લંડના ઉદારમતવાદીઓમાં જે તીવ્ર મતભેદ ઊભો થયો હતો તેના પરિણામરૂપે યુનિયનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ હતી. તેના બે ભાગ છે: એક લિબરલ યુનિયનિસ્ટ તથા બીજો કૉન્ઝર્વેટીવ યુનિયનિસ્ટ. [ સમર્થક.

Unionist—મજૂરસંઘનો સભ્ય; ગ્રેટબ્રિટન અને આયર્લૅંડની એકતાનો

Unitary State—એકાત્મક રાજ્ય; એકમવાળું રાજ્ય.

Universal Suffrage—સાર્વત્રિક મતાધિકાર;સગીર વયનાં બાળકો, ગાંડાઓ વગેરેને બાદ કરતાં બાકીનાં બધાં પુખ્ત ઉંમરનાં સ્ત્રી-પુરુષોને કોઈ પણ જાતના ભેદભાવ વગર મતાધિકાર પ્રાપ્ત થઈ શકે એવી પદ્ધતિ.

Universality—વિશ્વવ્યાપકતા; સાર્વત્રિકતા; સાર્વભૌમત્વ.

Unparliamentary—પાર્લમેંટની પદ્ધતિનું વિરોધી; પાર્લમેંટની રીતિની વિરુદ્ધ. [ ભંગ કરનારું કામકાજ.

Unparliamentary Proceedings—પાર્લમેંટના નિયમનો

Unrest—અશાંતિ.

Political Unrest—રાજકીય અશાંતિ.

Social Unrest—સામાજિક અશાંતિ.

Industrial Unrest—ઔદ્યોગિક અશાંતિ.

Unseat—આસન ઉપરથી ઉઠાડી મૂકવો તે; આસનચ્યુત થવું અથવા કરવું; પદચ્યુત થવું કે કરવું.

Unsectarian—અસાંપ્રદાયિક; કોઈ પણ જાતના સંપ્રદાય અથવા વાડામાં ન માનનાર.

Unstability—અસ્થિરતા.

Untimely—કવખતનું.

Unworldly—અપાર્થિવ; આ સંસારનું નહિ તેવું; અવ્યાવહારિક.

Unyielding—અટલ; દૃઢ; તાબે ન થનાર; નમતું ન મૂકનાર.

Upheaval—બળવો; વિપ્લવ; ક્રાંતિ; મહાપરિવર્તન.

Upper Chamber—ઉપલી બેઠક; જ્યાં જ્યાં બે ધારાસભાઓ હોય છે ત્યાં ત્યાં સ્થાપિત હિતોનું પ્રતિનિધિત્વ ધરાવતી ધારાસભાને આવું નામ આપવામાં આવે છે. આપણે ત્યાં રાજ્યસભા આ પ્રકારની ધારાસભા છે.

Usurpation—હડપ કરી જવું; પચાવી પાડવું; અન્યાયથી ગળી જવું.

Utilitarianism—ઉપયોગિતાવાદ; પરહિતવાદ; જનહિતવાદ આ શબ્દનો પહેલવહેલો ઉપયોગ ઇટાલિયન દાર્શનિક બેકેરિયાએ કર્યો. તેનો સિદ્ધાંત 'વધારેમાં વધારે લોકોનું વધારેમાં વધારે સુખ' (Greatest happiness of the greatest number) હતો. એ પછી ઉપયોગિતાવાદના સિદ્ધાંતનું સમર્થન જર્મીબેન્થામ નામના ફિલસૂફે કર્યું. જોન સ્ટુઅર્ટ મિલે પણ આ સિદ્ધાંતને વિકસિત રૂપ આપ્યું અને એ વિષય ઉપર એક સ્વતંત્ર ગ્રંથ લખ્યો. મહાન તત્ત્વજ્ઞાની હર્બર્ટ સ્પેન્સરે પણ આ સિદ્ધાંતને વિકાસની છેલ્લી ભૂમિકાએ પહોંચાડ્યો.

Utopia—રામરાજ્ય; આદર્શ સમાજની ઉચ્ચતમ કલ્પના; જેમાં

પ્રજાને સંપૂર્ણ સુખ, શાંતિ અને આરામ મળે એવું રાજ્ય અથવા સમાજ. આ શબ્દનો સૌથી પ્રથમ ઉપયોગ સર ટૉમસ મૂરે કર્યો. તેણે 'યુટોપિયા' નામનો એક ગ્રંથ લખ્યો. તેમાં તેણે એક એવા ટાપુની કલ્પના કરી, જ્યાં ધર્મરાજ્ય પ્રવર્તતું હતું અને જ્યાંનો સમાજ ઉચ્ચતમ આદર્શની સ્થિતિએ પહોંચ્યો હતો. ઈ. સ. ૧૫૧૬માં આ ગ્રંથ બહાર પાડવામાં આવ્યો. એ પછી સ્વિફ્ટ, વૉલ્ટેર, બેલમી તથા મેલક વગેરે ગ્રંથકર્તાઓએ આ વિષય ઉપર પુસ્તકો લખ્યાં.

Utopian Socialism—આદર્શ સમાજવાદ. માનવજાતિની દૈવી ભાવનાઓને અપીલ કરી માનવજાતિને સામાજિક તેમ જ રાજકીય આદર્શ સ્થિતિએ લઈ જવી એ આ આદર્શ સમાજવાદનો ઉદ્દેશ છે. આ સમાજવાદ વર્ગયુદ્ધ અને મજૂરોની સરમુખત્યારીના સિદ્ધાંતનો વિરોધ કરે છે. તે તો સારી મનુષ્યજાતિનું કલ્યાણ થાય એમ ઇચ્છે છે. સર્વોદય એમનો મુદ્રાલેખ છે. 'दुःखतप्तानाम् प्राणीनामार्तिनाशनम्' એ તેમની કામના છે. રૉબર્ટ ઓવન, ફ્રેએટ, સેન્ટ સાઈમન, રસ્કિન વગેરે મહાપુરુષો આ પથના અનુયાયી હતા. આ વિચારસરણીને માનનારા માણસોમાં ગાંધીજીનું નામ પણ મૂકી શકાય.

## V

Valid—ન્યાયસંગત; ન્યાયયુક્ત.

Validity—પ્રમાણિકતા; ન્યાય અને તર્કની દૃષ્ટિએ જેમાં તથ્ય રહેલું છે તે તત્વ.

Valuation—મૂલ્ય નક્કી કરવું તે; મૂલ્યની આંકણી; કિંમતની આંકણી; મૂલ્યાંકન.

Vanguard—સૈન્યની મોખરે ચાલતું રક્ષકદળ; હરોળ.

Vanquish—પરાસ્ત કરવું; હરાવવું.

**Vassal States**—ખંડિયાં રાજ્ય; આધીન રાજ્ય; સામંત રાજ્ય.

**Vatican**—પોપનું શાસન જ્યાં ચાલે છે તે જગા; પોપનો રહેવાનો મહેલ, ત્યાં ઈટલીનું રાજ્ય નથી ગણાતું.

**Verification**—તાળો મેળવવો તે; સત્ય છે કે નહિ તેની ખાતરી કરવી તે; પ્રમાણીકરણ; સત્યાપન.

**Versailles, Treaty of**—વર્સેલ્સની સંધિ; ગયા મહાયુદ્ધ પછી ફ્રાન્સના વર્સેલ્સના પ્રખ્યાત મહેલમાં જર્મની સાથે જે સંધિ કરવામાં આવી હતી તે. ભાષાના ધોરણે અને જાતિના ધોરણે તેમાં રાજ્યો રચવામાં આવ્યાં હતાં. પણ તેનો મુખ્ય હેતુ તો યુરોપમાં બ્રિટન અને ફ્રાન્સનું વર્ચસ્વ ટકી રહે એવો પ્રયત્ન કરવાનો હતો. વર્સેલ્સમાં વર્તમાન યુદ્ધનાં મૂળ છે. આજે તો વર્સેલ્સની એ કૃત્રિમ રચના ભુસાઈ ગઈ છે.

નાની પ્રજાઓના સંરક્ષણ માટે યુદ્ધ શરૂ કરવામાં આવ્યું હતું અને એથી યુદ્ધના અંતે દરેક રાષ્ટ્રને આત્મનિર્ણયનો હક (Self-determination) છે એ ધોરણે યુરોપની નવી ભૂગોળ રચવાનો અખતરો કર્યો, જેમાં જૂની સરહદો ભૂંસીને નવી બનાવી અનેક નાનાં રાજ્યો ઊભાં કરવામાં આવ્યાં. પણ તેમ છતાં દરેક રાજ્ય સંપૂર્ણ તો નહોતું જ, અને સરહદો તો અસ્થાયી જ નીવડી. આ સંધિનું મુખ્ય ધ્યેય તો આખરે જર્મનીની સત્તા કેમ તૂટે એ જ રહી ગયું અને ફ્રાન્સ તથા ઇંગ્લંડે પોતાના સ્વાર્થની નજર રાખીને મુખ્યત્વે આ સંધિની શરતો ઘડી. આજના યુદ્ધના મૂળમાં આ સંધિ જ ગણાય છે. અત્યાર સુધી યુદ્ધોત્તર થયેલી સંધિઓમાં આ સંધિ કદાચ લાંબામાં લાંબી હશે.

આ સંધિ દ્વારા જર્મની ઉપર લાદેલાં બધાં જ બંધનો તેણે તોડી નાખ્યાં છે અને સરહદો તોડવાનું કાર્ય તેણે શરૂ કર્યું છે.

Version—વિવરણ.

Versus—વિરુદ્ધ.

Veterinary Surgeon—પશુચિકિત્સક; પશુઓનો વૈદ.

Veto—નિષેધ; પ્રતિષેધ; ખાસ અધિકાર; ધારાસભાએ પસાર કરેલા ઠરાવને રદ કરવાનો ખાસ અધિકાર.

Power of Veto—નિષેધ-અધિકાર.જ્યારે વાઈસરૉય ધારાસભામાં પસાર થયેલા ઠરાવને પોતાના ખાસ અધિકારથી નામંજૂર કરી દે છે ત્યારે એ નિષેધાત્મક અધિકાર માટે આ શબ્દ વપરાય છે.

Vicegerent—નાયબ; પ્રતિનિધિ.

Viceroy—ભારતનો સૌથી વડો હાકેમ. તે બ્રિટિશ શહેનશાહના પ્રતિનિધિ તરીકે હિંદુસ્તાનમાં રહે છે અને આખા દેશ ઉપર શાસન ચલાવે છે.

Viceroyalty—વાઈસરૉયનું પદ.

Victoria-cross—અસાધારણ બહાદુરીના કામ માટે બ્રિટિશ સરકાર [જે ચંદ્રક આપે છે તે.

Vindicate—ન્યાયસંગત સિદ્ધ કરવું; દોષોથી મુક્ત કરી બતાવવું; બદલો લેવો.

Vindicate honour—સ્વમાનની રક્ષા કરવી.

Vindication—સમર્થન; દોષ-પ્રક્ષાલન.

Vindictive—પ્રતિહિંસાત્મક.

Vindictive Nature—પ્રતિહિંસાત્મક સ્વભાવ.

Violation—ઉલ્લંઘન; ભંગ; પવિત્રતાનો લોપ કરવો તે; બલાત્કાર.

Violence—હિંસા; બળપ્રયોગ; પશુબળ.

Viscount—અર્લની નીચેનો એક ઊંચો હોદ્દો.

Vision—દૃષ્ટિ; દર્શન; સ્વપ્નમાં જોયેલી વસ્તુ.

Political vision—રાજકીય દૃષ્ટિ.

Visionary—દ્રષ્ટા.

Political Visionary—રાજર્ષિ.

Void—શૂન્ય; (v.t.) વ્યર્થ કરવું.

Vote—મત.

Vote by Division—વિભાજન દ્વારા મતગણતરી.

Voter—મતદાતા.

Vote of Censure—અવિશ્વાસનો ઠરાવ; ઠપકાની દરખાસ્ત.

Vote on Account—બજેટ પસાર કર્યા પહેલાં અમુક વખત સુધી રાજ્યનો કારભાર ચલાવવા માટે પાર્લમેંટે આપેલી નાણાં-ખર્ચની મંજૂરી.

W

Wall Street—ન્યૂયૉર્ક શહેરમાં સ્ટૉક-એક્સ્ચેઇજનું સ્થળ.

War—યુદ્ધ; સંગ્રામ; લડાઈ.

Articles of War—યુદ્ધના નિયમ; યુદ્ધના કાયદા; યુદ્ધ-વિધાન.

Declaration of War—યુદ્ધની ઘોષણા; યુદ્ધની જાહેરાત.

War Ministry—યુદ્ધનું પ્રધાનમંડળ.

War of Nerves—ભય દ્વારા હરાવી દેવો; ભયપ્રદર્શન દ્વારા પરાજિત કરી દેવાની લડાયક પદ્ધતિ.

War-Planes—લડાયક વિમાનો

Warfare—લડાઈ.

War-like—લડાયક; સામરિક.

Warrant—અધિકારપત્ર; ગિરફતારી કરવા માટેનું આજ્ઞાપત્ર; પરવાનો.
Warrant of Arrest—ગિરફતારીનો પરવાનો. [ પ્રામ અમલદાર.

Warrant officer—સેના અથવા નૌકાસૈન્યવિભાગનો અધિકાર-

Watchword—ધ્યાનમંત્ર; ધ્યેયમંત્ર.

Well-regulated—સુવ્યવસ્થિત; સુનિયંત્રિત.

Well-to-do—પૈસાપાત્ર; શ્રીમંત; ધનવાન.

Well-wisher—શુભેચ્છક; હિતેચ્છુ.

Welsh—વેલ્સ સંબંધી.

West—પશ્ચિમ.

Western—પાશ્ચાત્ય; પાશ્ચિમાત્ય.
Western Civilization—પાશ્ચાત્ય સંસ્કૃતિ.

Whig—ઈંગ્લંડના ઉદારમતવાદી-પક્ષની પહેલાંના સુધારક-મતવાદી પક્ષનો સભ્ય.

Whip—સારથી; પક્ષની શિસ્તનો અમલ કરનાર.

White Army—સફેદ સેના. ઈ. સ. ૧૯૧૭-૨૧માં રશિયન સિવિલ વૉરમાં જે સેના ક્રાંતિકારી સેનાની વિરુદ્ધ હતી તે.

White Paper—શ્વેતપત્ર; બ્રિટિશ સરકાર પોતાની નીતિનું સ્પષ્ટીકરણ કરવા માટે વખતોવખત જે નિવેદન બહાર પાડે છે તે શ્વેતપત્ર ઉપર બહાર પાડે છે એથી તે શ્વેતપત્ર તરીકે ઓળખાય છે.

White Hall—બ્રિટિશ સરકારનાં જ્યાં મોટાં મોટાં સરકારી ખાતાંઓનું કામકાજ ચાલે છે એવો લંડનનો રાજકીય લત્તો; બ્રિટિશ સરકારની કચેરી જ્યાં ઊભી છે તે લંડનનો રાજમાર્ગ.

White House—અમેરિકાના પ્રમુખનું સરકારી નિવાસસ્થાન.

White Russia—સફેદ રશિયા. સોવિયેટ સંઘનો એક ખાસ વિભાગ, જે રશિયાની દક્ષિણ-પશ્ચિમ સરહદ ઉપર આવેલો છે.

Woman Franchise—સ્ત્રી-મતાધિકાર.

Woman Suffrage—સ્ત્રી-મતાધિકાર.

Workmens' Compensation—મજૂરોને નુકસાનીનો આપવામાં આવતો બદલો; મજૂરોની ક્ષતિપૂર્તિ.

Work-shop—કારખાનું.

World-federation—વિશ્વસંઘ.

World-power—સંસારની મહાન શક્તિ; જેની સત્તાની અસર વિશ્વવ્યાપી હોય એવું મહાન શક્તિશાળી રાજ્ય.

World--war—વિશ્વવ્યાપી યુદ્ધ; વિશ્વયુદ્ધ.

## Y

Yankee—ન્યૂ ઈંગ્લંડ અથવા અમેરિકાના સંયુક્ત રાજ્યનો વતની.

Yellow Dog Contract—શ્રમજીવીસંઘ-વિરોધી કરાર.

આ શબ્દપ્રયોગ ખાસ કરીને અમેરિકામાં જ વપરાય છે. જ્યારે માલિક પોતાના મજૂરો આગળ એવી પ્રતિજ્ઞા લેવરાવે છે કે તેઓ કોઈ મજૂરસંઘમાં જોડાશે નહિ, ત્યારે તેને માટે આ શબ્દોનો પ્રયોગ થાય છે.

Yellow Peril—પીળા લોકોનો ભય; જાપાનીઓનો ભય; જાપાનીઓનો યુરોપ અથવા અમેરિકા પર હુમલો કરવાનો ભય.

Yellow Press—ખળભળાટ મચાવનારા અને સનસનાટી પેદા કરનારા સમાચારો પ્રગટ કરનાર; સસ્તું અને લોકોનું દિલ બહેકાવનારું સમાચારપત્ર.

Yeomanry—સ્વયંસેવકોનો રસાલો; ધનિક સ્વયંસેવકો.

Yoke—ધૂંસરી; દાસત્વ; બોજ; ભાર.

To throw off the Yoke—ગુલામીની ધૂંસરી ફેંકી દેવી.

Youth—યુવક; યુવક-સમુદાય.

Youth Conference—યુવક-સંમેલન.

## Z

Zamindari System—જમીનદારી પદ્ધતિ; મહેસૂલની એક પદ્ધતિ જેમાં સરકાર અમુક નિશ્ચિત અને નિયમિત મહેસૂલ ભરવાની શરતે જમીનદારોને જમીન આપે છે અને એ પછી જમીનદાર ખેડૂતોને સાંથ ઉપર જમીન ખેડવા આપે છે અથવા ઘેર નોકર તરીકે રાખી જાત-દેખરેખ નીચે ખેડાવે છે.

Zemsky Sobor—મહાયુદ્ધ પહેલાંની રશિયાની ખાસ કાઉન્સિલ, જેમાં ઉમરાવો, જમીનદારો, પાદરીઓ વગેરેના ખાસ પ્રતિનિધિઓનો સમાવેશ થતો હતો.

Zemstvo—રશિયાની નગર-સમિતિ; રશિયાના ભૂતપૂર્વ સમ્રાટ એલેકઝાંડર બીજાએ રશિયન પ્રજાને જે થોડાક અધિકારો આપ્યા હતા તેના પરિણામે રશિયાના ચોત્રીસ જિલ્લાઓમાં નગર-સમિતિઓ સ્થાપવામાં આવી હતી. એ સમિતિઓને 'જેમ્સ્ટવો' એવું નામ આપવામાં આવ્યું હતું. રશિયન પ્રજામાં શિક્ષણનો પ્રચાર કરવો તથા તેમને રાજ્યકારભાર ચલાવી શકે એવી યોગ્યતા પ્રાપ્ત કરાવવી, વગેરે સમિતિના ઉદ્દેશો હતા. પાછળથી સમ્રાટ નિકોલસના વખતમાં તેના અધિકારો ઓછા કરી નાખવામાં આવ્યા. અનેક જાતની મુશ્કેલીઓ છતાં આ સમિતિઓએ રશિયાની સારી સેવા કરી હતી.

Zionism—પેલેસ્ટાઈનમાં ફરીથી યહૂદી રાજ્ય સ્થાપવાનું આંદોલન.

